ૐ

# સરસ્વતી

( હિંદુ સાંસારિક નવલકથા. )

પ્રયોજક

**રતનલાલ આત્મારામ શાહ.**

મુંબાઈ.

પ્રકાશકઃ-

**હરિભાઇ દલપતરામ પટેલ.**

શહાપુર—અમદાવાદ.

સોલ એજન્ટઃ-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

કીંમત રૂ ૧-૪-૦.

# પ્રસ્તાવના.

સાંસારિક નવલકથા લખવાનો આ મારો બીજો પ્રયાસ છે. મારી આ નવલકથાની પહેલી આવૃત્તિ આજે સંપૂર્ણ ખપી ગઈ છે તે બતાવી આપે છે કે જનસમૂહમાં સાંસારિક નવલકથા વાંચવાની અભિરૂચિ વધતી જાય છે. આ પુસ્તકમાં હાલની હિંદુ સાંસારિક જીંદગીનું ચિત્ર આપવાની જે કોશીશ કરી છે, તેમાંના મારા કેટલાક વિચારો સાથે ઘણાકો મળતા નહિ થાય પણ મારી ખાત્રી છે કે, હાલના હિંદુ સંસારનું બારીકીથી અવલોકન કરવામાં આવશે તો જણાશે કે, આજથી પચ્ચિસ વર્ષ ઉપરના હિંદુ સંસાર, આચાર અને વિચારમાં અને આજના જમાનાના આચાર, વિચારમાં ઘણો ફરક પડી ગયો છે. ઈંગ્રેજી કેળવણીએ આ દેશમાં જે અજબ ફેરફાર કર્યો છે, તેમાં હિંદુ સંસાર પણ સપાટામાં આવી ગયો છે. હજુ હિંદુ સંસાર પારસી સંસાર જેટલો ઈંગ્લીશમય થઇ ગયો નથી અને તેથીજ ઈંગ્રેજી નવલકથાના આધારે હિંદુ સંસારી નવલકથા લખવા, જે કેટલાક ગુજરાતી લેખકો પ્રયત્ન કરે છે અને તેમાં તેઓ નિષ્ફળ નિવડે છે; તેમાં કાંઇપણ નવાઇ નથી. પારસી કોમનાં વર્તમાનપત્રો આજે પોકાર મારે છે કે, પારસી લેખકોએ ઇંગ્રેજી નવલકથાઓને મારી મચડી પારસી સંસારને લાગુ પાડી, પારસી સંસારની ખરાબી કરી છે અને મને દલગીરી એટલીજ છે કે, કેટલાક મારા હિંદુ મિત્રો પણ તેજ પ્રમાણે હિંદુ સંસારી નવલકથા લખવા લાગ્યા છે. મારી આ નવલકથા કોઈપણ ઈંગ્રેજી નવલકથાને આધારે લખાયલી નહિ હોવાથી

તે પ્રેમ કહાણી જેવો દેખાવ આપી શકતી નથી. ઇંગ્રેજી સંસારમાં કેળવાયલો એક સાહસિક જુવાન પોતાની ભવિષ્યની પ્રિયાને મેળવવાને અનેક પ્રકારનાં અદ્દભૂત સાહસ ખેડે છે ત્યારે હિંદુ સંસારમાં એક મરણને કાંઠે પહોંચેલો બુઢ્ઢો પોતાનો એક પગ ચેહમાં પડયા છતાં એક બાળ કુમારીકા સાથે લગ્ન કરી પોતાની ભવિષ્યની જીંદગી (બાકી શેની હોય ?) સુખી કરવા ધારે છે. ઇંગ્રેજી સંસારમાં એક કેળવાયલી પ્રમદા પોતાના પતિના જેટલાજ હક્ક મેળવવા અનેક પ્રકારે જીંદગીની બરબાદી કરે છે, ત્યારે હિંદુ સંસારમાં એક અજ્ઞાન ઓરત છોકરાં મેળવવા દોરાધાગા કરી જોગી જોગટાઓની પાછળ ફરતી ફરે છે. આ પ્રમાણે હિંદુ અને ઇંગ્રેજી સંસાર વચ્ચે આસમાન જમીનનો ફરક છતાં ઇંગ્રેજી નવલકથાને આધારે હિંદુ સાંસારિક નવલકથા લખવાને પ્રયત્ન કરવો, એ હિંદુ કોમની સેવા બજાવવા કરતાં, મારા વિચાર પ્રમાણે હિંદુ કોમને ખરાબા તરફ ધસડી જવા બરાબર છે. વાંચનાર, જો તારી ખાત્રી થાય કે હિંદુ સાંસારિક નવલકથા લખવામાં કાંઇક અંશે પણ મેં ફત્તેહ મેળવી છે, તો મારી મ્હેનતનું ફળ મને મળ્યું, એમ હું માનીશ.

મુંબઈ
તા. ૧૭-૧૧-૧૯૧૮.

લી૦
કર્તા.

તૈયાર છે !　　　　　　　　તૈયાર છે !

છપાઇ બહાર પડી ચુકી છે

## વિવિધ કાવ્યોની પ્રસાદી.

**ગુજરાતના સુપ્રસિદ્ધ લેખક, વક્તા અને કવિ શ્રી વસનજી દયાળજી ગણાત્રા ( વસંત )ની ગઝલો તેમજ તેમનાં બીજાં રસમય, ભાવનામય અને બોધક કાવ્યોનો અપુર્વ સંગ્રહ.**

# વસંત-વિહાર.

વસંતની કેટલીક ગઝલો તેમજ આકર્ષક કાવ્યો, સુપ્રસિદ્ધ વર્ત્તમાનપત્ર 'ગુજરાતી' 'વડોદરા વર્ત્તમાન' વગેરે જેમણે વાંચ્યાં છે તેમને તેની ઉત્તમતાની સંપૂર્ણ ખાત્રી છે. પ્રેમ, ભક્તિ, વૈરાગ્ય, શૃંગાર, સાહિત્ય, ધર્મ વગેરે અનેક વિષયો ઉપરથી ગઝલો તેમજ કાવ્યો આ પુસ્તકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. સુંદર સફેત ચીકણા કાગળ પર મનહર છપાઇ, પાકું સોનેરી પુંઠું હોવા છતાં **કીંમત** માત્ર રૂ. ૧-૪-૦ પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું:-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા—**અમદાવાદ.**

# સરસ્વતી.

## પ્રકરણ ૧ લું.

### "વર કન્યા સાવધાન !"

મહાલક્ષ્મીના એક ભવ્ય બંગલામાં આજે તે બંગલાના માલેકનાં લગ્ન છે, પણ બંગલાના દેખાવ ઉપરથી કોઇ જાણે નહિ કે આજે આ મકાનમાં લગ્ન હશે. વાંચનાર, મુંબઇના શેઠીયાઓનાં લગ્ન તે કાંઇ જેવાં તેવાં હોય કે ? બીજા કોઈ પણ પ્રસંગે નહિ તો પણ લગ્ન પ્રસંગે ખર્ચવામાં મુંબઇના શેઠીયો ગાંડો કહેવાય છે. બે ચાર નાચ કે પાર્ટી શેઠીયાના લગનમાં ન હોય તો તે લગનજ ન કહેવાય. પરંતુ આજે મુંબઈના લાખો પતિ શેઠ લક્ષ્મીદાસનાં પંચાવન વર્ષની ઉંમરે બીજી વખતનાં લગ્ન હતાં. શેઠની ઉંમર પંચાવન લખી તેથી કોઈએ ગભરાવાનું નહોતું. આજના યુવાન ગ્રેજ્યુએટો કમ્મરમાંથી વાંકા વળેલા હોય છે અને કેટલાક તો ઘોડે ચઢતાં પણ ચશમા વગર ચલાવી શકતા નથી; ત્યારે શેઠ લક્ષ્મીદાસ બેકી દડીના અને મજબુત બાંધાના હોવા સાથે હજુ પણ જોઇએ તો મહાલક્ષ્મીથી કોટમાં ચાલતા હાંફવા વગર જઇ શકતા હતા. આજે શેઠનાં લગ્ન હોવાથી શેઠ પોતે ખુશાલીમાં આવી ગયા હતા તો પણ તેઓએ પોતાની વૃદ્ધાવસ્થા હોવાથી લગ્નની ખુશાલીમાં ભાગ લેવા કોઇબી મિત્રોને નોતર્યા નહોતા. ફક્ત શેઠના બે ત્રણ અગંત મિત્રો હતા. જેમાં શેઠનો એક ખાસ મિત્ર કાળીદાસ કરીને હતો. કાળીદાસ આજ સવારથી પગવાળીને બેઠો નહોતો. બેચાર વખત બહારકોટ અને એક બે વખત કોટમાં જઇ

આવ્યો હતો. લગ્નનો સમો સાંજના ચાર વાગ્યા પછી રાખવામાં આવ્યો હતો. લગ્ન—ક્રિયા કરાવવા એક બ્રાહ્મણ હાજર હતો.

શેઠનાં સાસરીયાં માટે શેઠે પોતાની પાસેનો, એક ખોજા શેઠનો બંગલો ખાલી પડયો હતો તે બેચાર દિવસ માટે માગી લીધો હતો. કાળીદાસ શેઠ તરફના સંદેશા આ બંગલામાં લઈ જતો હતો અને ત્યાંના સંદેશા શેઠને પહોંચાડતો હતો. સાસરીયાં તરીકે આ બંગલામાં ત્રણેક મરદો હતા અને શેઠને માટે પસંદ કરેલાં તેમનાં ભવિષ્યનાં પત્ની હતાં. આ બંગલામાં સ્ત્રી વર્ગમાં બીજું કોઈ નહોતું. શેઠ પોતે આ બંગલામાં પરણવા આવનાર હતા.

શેઠની લગ્ન વિધિ પુરી થાય તે પહેલાં શેઠનાં સાસરીયાં સંબંધી થોડીક ઓળખ આપવી જરૂરની છે. શેઠની પહેલી વખતની સ્ત્રી ગુજરી ગયાને લાંબો વખત થયો નહોતો. શેઠને પેટે કાંઈ પણ સંતતિ હતી નહિ. શેઠને ગુલાબદાસ નામનો એક ભત્રિજો હતો. પરંતુ શેઠના મિત્ર કાળીદાસની શીખવણીથીજ શેઠ આ લગ્ન કરવા તૈયાર થયા હતા. શેઠનાં આ સાસરીયાંને શોધી પણ તેણેજ કાઢયાં હતાં. સાસરીયાંમાં ત્રણ મરદો હતા એમ કહ્યું તેમાં એક તો શેઠે મદદ કરવા માટે આપેલો માણસ હતો; જ્યારે કન્યાનાં ખરાં સગાં બેજ હતાં. એક કન્યાના બાપ તરીકે ઓળખાવતો હતો જ્યારે બીજો કાકો થતો હતો.

શેઠનાં ભવિષ્યનાં પત્નીની ઉમ્મર ૧૭ વર્ષની હતી. શેઠને આ પત્ની માટે રૂ. ૧૭૦૦ એટલે દર વર્ષની ઉમ્મર પ્રમાણે એકસો તે કન્યાના પિતાને આપવાના હતા. ફક્ત બસે રૂપીયા પહેલા આપ્યા હતા અને બાકીના રૂપીયા પંદરસો લગ્નને દિવસે બપોરે બાર વાગ્યા પહેલાં આપવાની કબુલાત હતી. શેઠે પંદરસોનો ચેક બાર વાગે પોતાના સસરાના નામનો મોકલી આપ્યો પણ તેઓએ જણાવ્યું કે અમે ગામડાવાસીઓ કાંઈ ચેક બેક લેવાના નથી; જેથી બીચારા કાળીદાસને

કોર્ટમાં જઇ રૂપીયા પંદરસો લઇ આવવા પડયા હતા. રૂપીયા બે વાગે કન્યાના પિતાના હાથમાં જઇ પહોંચ્યા પછી લગ્નની ક્રિયા આગળ ચાલવાની હતી. શેઠે લગ્નની ખુશાલીમાં બે હજારનો દાગીનો પણ કન્યાને માટે આપ્યો હતો.

સાંજના પાંચ વાગે લગ્નની ક્રિયા શરૂ થઇ અને એકલા ગોર મહારાજે મોટેથી “ વર કન્યા સાવધાન ! ” “ વર કન્યા સાવધાન !” વિગેરે ભણવા માંડયું, અને એક કલાકમાં ઝડપથી લગ્નની ક્રિયા પૂરી કરી નાંખી. શેઠ બિચારા ચૌદ વર્ષના નાના હતા ત્યારે પહેલી વખતનાં લગ્ન થયાં હતાં. તે વખતે લગ્નની ક્રિયા થતાં આખી રાત પસાર થઈ હતી; ત્યારે આ વખતે ગોર મહારાજે એક કલાકમાં લગ્નની ક્રિયા પૂરી કરી નાંખી. તે જોઇ શેઠ ઘણા ખુશાલીમાં આવી ગયા અને પોતાના મિત્ર કાળીદાસને કહેવા લાગ્યા–“ કાળીદાસ, હવે આપણા બ્રાહ્મણો પણ સુધર્યા ખરા. આગળ સાળું લગ્નમાં આખી રાત ઉજાગરો કરવો પડતો હતો ત્યારે હવે તો એક કલાકમાં લગ્ન ખલાસ. વખત બદલાતો ગયો તેમ વખતની કિમ્મત બ્રાહ્મણો પણ સમજવા લાગ્યા. ”

“ શેઠજી ! ન સમજે તો જાય કયાં ? હવે કાંઇ આગળની માફક લોકો આખી રાત બેસી પણ ન રહે. હવેના વખતમાં જો ગોર લોકો લાંબુ રાખે તો જુવાનિયાઓ વીંટી બદલી નાંખવાનો નવો રીવાજ દાખલ કર્યા વગર રહેજ નહિ. ”

“ હજુ આપણામાં એ વીંટી બદલવાનો રીવાજ ચાલી શકે નહિ. ”

‘ શા માટે ન ચાલે. બ્રાહ્મણને પેટ પુરતી દક્ષિણા આપો તો બધું ચલાવી દે તેમ છે. કેમ મહારાજ, લગ્નની ક્રિયા ઓછામાં ઓછા કેટલા વખતમાં પતાવી આપી શકો ! ”

"અન્નદાતા, આજે જે ક્રિયા કરી છે તે ઘણીજ ટુંકી છે. ગણપતિ પૂજન અને અષ્ટપદી જે બે મુખ્ય ક્રિયા છે તેજ ક્રિયા આજે કરી છે. શેઠનો વખત આજે ફોગટનો લીધો નથી." ગોર મહારાજે જવાબ આપ્યો.

"તમને કોણ કહે છે કે તમે ફોગટનો વખત લીધો; પણ લગનની ક્રિયા ટુંકી કરવાનો સવાલ છે." કાળીદાસે જવાબ આપ્યો.

"અમારે બ્રાહ્મણને શું છે ? યજમાન કહે તે પ્રમાણે કરવાનું; પરંતુ અષ્ટપદી જો કાઢી નાંખીએ તો પછી લગન કહેવાય નહિ." ગોર મહારાજે જવાબ આપ્યો.

એટલામાં વરરાજાની લગનની ક્રિયા પૂરી થયેલી હોવાથી કન્યાને વિદાય કરવામાં આવી અને ગોર મહારાજ કન્યાને લઇને વરરાજાને બંગલે વરરાજા સાથે આવ્યા. આજે વરરાજા ગોર ઉપર ખુશ ખુશ થઇ ગયેલા હોવાથી, ગોર મહારાજને પણ કાળીદાસના કહેવાથી સો રૂપિયા દક્ષિણા મળી. વરરાજાને ત્યાં સ્વાદિષ્ટ ભોજન તૈયાર હતું તે સઘળાએ ઉડાવ્યું અને કન્યાના બાપ તથા કાકા માટે પણ મોકલી આપવામાં આવ્યું.

શેઠ લક્ષ્મીદાસ આટલી ઉમ્મરે બીજી બૈરી પરણ્યા તે ખબર બીજે દિવસે શહેરમાં ચારે તરફ ફેલાઇ ગઈ અને તે દિવસે "સાંજ વર્તમાન"માં પણ નીચલો ફકરો પ્રગટ થયો.

**સાઠ વરસના બુઢ્ઢા શેઠીયાનાં બાર વરસની બાળા સાથે લગ્ન.**

"હિંદુઓમાં જે કેટલાક દુષ્ટ રીવાજો ચાલે છે તેમાં કન્યા-વિક્રય અને બુઢાપાનાં લગન એ બે રીવાજો ઘણા દુષ્ટ છે. ગઇ કાલે એક બાર વરસની હિંદુ બાળકી સાથે સાઠ વરસના હિંદુ શેઠીયાનાં લગનની ખબર આપતાં અમોને ઘણી દિલગીરી ઉપજે છે. આ શેઠ કોઇજ નહિ પણ આપણી મુંબઇ નગરીના જાણીતા વણિક વ્યાપારી

શેઠ લક્ષ્મીદાસ છે. તેઓની પત્ની આશરે બે માસ ઉપર ગુજરી ગઇ હતી. શેઠે ગઇ કાલે જે લગ્ન કર્યાં તે કોઇ કાઠીયાવાડી કન્યા સાથે કર્યાં છે. આ કન્યાને લઈ તેનો બાપ થોડા વખતપર મુંબઈ આવ્યો હતો અને તેને શેઠે આ કન્યા આપવા માટે મોટી રકમ આપેલી સંભળાય છે. હિંદુ ન્યાતોમાં જ્યાં સુધી આવા દુષ્ટ રીવાજો ચાલુ છે ત્યાં સુધી હિંદુ ન્યાતોને આગળ વધવાનું કામ ઘણું મુશ્કેલ છે."



## પ્રકરણ ૨ જું.



## લગ્નની પહેલી રાત.

ખાઇ પી સઘળા મિત્રોને વિદાય કર્યા પછી શેઠ લક્ષ્મીદાસ પોતાનાં નવાં પત્નીને મળવા માટે પોતાના ઓરડામાં ગયા. શેઠને ખબર મળી હતી કે નવાં પત્નીએ શેઠના ઘરમાં પગ મુકયા પછી અન્નનો એક દાણો પણ મોંમાં મુકયો નહોતો ભટે જ્યારે ખબર આપી કે નવાં શેઠાણી કંઇ ખાતાં નથી, ત્યારે શેઠનો મિત્ર કાળીદાસ ત્યાં બેઠો હતો તેણે શેઠને કહ્યું–" શેઠ નવું સવું દરેક માણસને એમ લાગે છે. આપનો પરીચય થશે, પછી ખાશે નહિ તો ક્યાં જશે? પછી તો ઘરમાં એવું ખાવા માંડશે કે અમારા જેવા ગરીબનો ટાંટિયો પણ તમારા ઘરમાંથી કાઢશે."

" કાળીદાસ એ શું બોલો છો?"

" શેઠ, એમાં હું કાંઇ નવાઇ જેવું બોલતો નથી. થોડા વખતમાં બાઇનું ઘરમાં રાજ્ય થશે કે અમારો ટાંટિયો કપાઇ જતાં વાર નહિ લાગે. આજના લક્ષ્મીદાસ શેઠ અને તે દિવસના લક્ષ્મીદાસ શેઠમાં ફરક પડી જશે." આ પ્રમાણે બોલી કાળીદાસે પોતાને ઘેર જવાની

રજા માગી. રાત ઘણી ગયેલી હોવાથી શેઠે તેને ઘેર જવા ના પાડી, અને કાળીદાસ તે રાતના શેઠને બંગલે સુતો. શેઠ તે પછી પોતાની નુતન પત્ની પાસે જવા નિકળ્યા. શેઠાણીએ આજે ખાધું નહોતું એ વિચાર શેઠના મગજમાં રમ્યા કરતો હતો. શેઠના મનમાં એવો વિચાર આવ્યો કે, "મારા જેવા બુઢ્ઢા સાથે તેનાં માબાપોએ પરણાવી તેથી તેને દુઃખ થતું હશેઃ પણ તે બિચારીને ક્યાં ખબર છે કે આજના જુવાનિયાઓ કરતાં હું હજાર દરજ્જે સારો છું. થોડા વખતમાં હું જરૂર એનું મન મનાવી લઈશ. નવા નવા દાગીના અને નવાં નવાં કપડાંથી તેને ઢાંકી દઈશ એટલે પછી તેને દુઃખી થવાનું કાંઇ પણ કારણ મળશે નહિ." શેઠ આ પ્રમાણે વિચાર કરતા પોતાના શયનગૃહમાં ગયા. શયનગૃહમાં જવાનો રસ્તો મોટા દિવાનખાનામાંથી હતો. શેઠનું દિવાનખાનું આજે સુશોભીત રોશનીથી શણગારવામાં આવ્યું હતું. દિવાનખાનામાં શેઠની આગલી પત્નીની આખા કદની ઓઇલ–પેન્ટીંગ છબી ટાંગવામાં આવી હતી. શેઠની નજર અકસ્માતીક તે છબી ઉપર પડી. શેઠે આ છબી સેંકડો બલકે હજારો વખત જોઇ હતી. તે પત્ની ગુજરી ગયા પછી કેટલીક વખત તે છબી સામે ઉભા રહી શેઠે આંખમાંથી આંસુ પાડયાં હતાં. આજે તે છબી કાંઈક ગુસ્સાભરેલી શેઠની આંખે દેખાઇ. નવી પત્ની શેઠ લઇ આવ્યા તેથી શું જુની તેના ઉપર બળતી હતી? ના, ના, તેમ તો કાંઈ નથી. તે બાઇ કાંઈ પોતા પાછળ છોકરાં છૈયાં મુકી ગઈ નહોતી કે જેથી આ નવી બૈરીનાં પગલાંથી તેઓને કાંઇ દુઃખ થાય. ગમે તે હો પણ આજે તે છબી જોઇ શેઠ કાંઇ ચમકયા! શેઠ કઠણ હૈયું કરી શયનગૃહમાં દાખલ થયા. ત્યાં જઇ જુવે છે તો નવાં શેઠાણી શયનગૃહમાં મળે નહિ. શેઠ શયનગૃહ આખું શોધી વળ્યા પણ શેઠાણીનો પત્તો નહિ. શેઠ ગભરાયા. શેઠે પોતાના મનમાં ધાર્યું કે મારો વિશાળ બંગલો જોવાને માટે શેઠાણી બંગલામાં ફરતાં હશે. શેઠ પોતે આખા

બંગલામાં શોધી વળ્યા પણ નવાં શેઠાણી મળ્યાં નહિ. બગીચામાં ફરતાં હશે એમ ધારી બગીચામાં ફરી વળ્યા પણ ત્યાં પણ પત્તો મળ્યો નહિ. શેઠે તરતજ ગભરાયલે ચહેરે આવી કાળીદાસને તેની ખબર આપી. પહેલાં તો કાળીદાસે કહ્યું–"બંગલામાં હશે તપાસ કરો."

શેઠે જવાબ આપ્યો–" આખો બંગલો તથા બગીચો શોધી વળ્યો પણ કોઇ ઠેકાણે નથી."

કાળીદાસે સુચવ્યું કે કદાચ પોતાના બાપ પાસે પાસેના બંગલામાં ગઇ હશે. શેઠે આગ્રહ કરવાથી કાળીદાસ તપાસ કરવા જવા ઉઠયો. દિવાનખાનામાં જઈ તેણે પોતાનાં કપડાં શોધ્યાં પણ મળ્યાં નહિ, જેથી વગર કપડે પાસેના બંગલામાં ગયો. ત્યાં તપાસ કરી તો ત્યાં કોઇ મળે નહિ. રામોશી જે દરવાજા ઉપર હતો તેને પુછ્યું તો તેણે જવાબ આપ્યો–" જે દો. શખ્સ ઇદર થા વો તો નવ બજેકુ આપકી સાથજ ગયા; લેકીન ઇદર અબી કોઇ નહિ હે. ભાડેકી વિકટોરીયા લાકર વો લોક આપકી સંગ ચલે ગયા."

કાળીદાસના મગજમાં તરતજ અજવાળું પડયું. તેણે વધુ પુછ્યું–" એ લોકકી સાથ કોઈ ઓરત બોરત થી કે ?"

" અરે શેઠ આપ એ લોકકી સંગ થા ફીર હમકુ કીસ વાસ્તે પૂછતે. હમને તો કુછ ઓરત બોરત નહિ દેખા."

હવે કાળીદાસના મગજમાં પોતાનાં કપડાં ગુમ થવાનું કારણ જણાયું. નવાં શેઠાણી કાળીદાસનો પોશાક ચઢાવી ગુમ થયાં. કાળીદાસ ગભરાતો ગભરાતો શેઠ પાસે આવ્યો; ને જુવે છે તો શેઠ બેશુદ્ધ પડેલા હતા.

ઘાટી તથા માણસો દોડી આવ્યાં હતાં અને કોલનવોટર વિગેરે છાંટતાં શેઠ અડધે કલાકે શુદ્ધિમાં આવ્યા. શેઠે તે પછી કાળીદાસને શયનગૃહના ઓરડાની બાજુના ત્રીજોરીના ઓરડામાંથી ત્રીજોરી

ફુટયાની અને આશરે ત્રીસ હજાર રૂપીયાની કિમ્મતના દાગીના ગુમ થયાની ખબર આપી. કાળીદાસે પણ શેઠને પોતાનાં કપડાં ગુમ થયાની અને પોતાનાં કપડાં પહેરીને શેઠાણી નાશી જવાની ખબર આપી. બન્ને મિત્રોએ એકાંતમાં બેશી આ કાવત્રુ કેવી રીતે રચાયું તે માટે વિચાર ચલાવ્યો. છેવટે બન્ને મિત્રોએ નક્કી કર્યું કે આ બાબતની પોલિસને સવાર પડતાં ખબર આપવી. સવારના પહોરમાં કાળીદાસે જઇ દાગીનાની ચોરીની અને શેઠાણી ગુમ થવાની ખબરો પોલિસ ચોકી ઉપર આપી, અને થોડા વખતમાં શેઠનું મકાન સુપ્રિન્ટેન્ડન્ટ, હવાલદાર, અને સીપાઇઓથી ભરાઈ ગયું.

પોલિસ અમલદારો એક તરફથી બુઢ્ઢા કાકાના લગ્ન માટે હસવા લાગ્યા તેમ બીજી તરફથી કાકાની થઈ પડેલી દયાજનક સ્થીતિ તરફ દીલસોજી બતાવવા લાગ્યા. સઘળી બારીક વિગતો કાકાએ કહી સંભળાવી, જે પછી પોલિસ સુપ્રીન્ટેન્ડન્ટે હસતાં હસતાં કહ્યું—“ લક્ષ્મીદાસ શેઠ, આપે હમને લગનમાં નહિ બોલાવ્યા ઇસલીએ એ સબ ઘોંટાળા હો ગયા. અભી હમ તલાશ શરૂ કરતે હે. ઓર ગભરાઓ મત, તુમારી ઓરત અને તુમારા માલ સબ સાંજ તકમેં પકડકર રજુ કર દેગા અને તુમેરી પાસ લગનકી ખુશાલીમાં પાર્ટી લેગા.”

સાહેબનું બોલવું સાંભળી એક તરફથી હાજર થયેલાઓને હસવું આવ્યું પણ સઘળા તે દબાવી રહ્યા. છેવટે સઘળા પોલિસ અમલદારો કેટલીક નોંધ કરી ત્યાંથી વિદાય થયા.

પોલિસ અમલદારો પોતાની સાથે શેઠના મિત્ર કાળીદાસને લઇ ગયા. કાળીદાસ શરૂઆતમાં તો ગભરાયો પણ હિમ્મત રાખી પોલિસની સાથે ગયો. બાર વાગે પોલિસમાંથી કાળીદાસ પાછો આવ્યો ત્યારે શેઠે પોલિસે શું તપાસ કરી તે સવાલો કર્યા. કાળીદાસે ગુસ્સે થઇ જણાવ્યું—“શેઠ તમારા લગ્નમાં શિરપાવ તો અમોને સારો મળ્યો.

પોલિસ તો મને કહે છે કે તારો આ કાવત્રામાં હાથ છે. શેઠ, આપ જાણો છો કે આ લગ્ન ગોઠવવામાં મારો બિલકુલ હાથ નહોતો. મેં તો તમારી પાસે બીજી કન્યાની વાત કાઢી હતી પણ મોટી કન્યાની લાલચમાં તમે ફસાયા અને મને હવે ફસાવો છો."

શેઠ બિચારા શું જવાબ આપે? શેઠે ખાત્રી આપી કે તારો કાંઈ વાંકો વાળ થવા દઇશ નહી. ભલે બૈરી ગઇ, ધન ગયું, પણ તારા જેવા મિત્રની મિત્રતા હું તોડનાર નથી. એ તો પોલિસના લોકોની એ ટેવ છે. ઉલટો ચોર કોટવાળને દંડે, અને તેથી આ બાબત પોલિસને ખબર નહિં આપવા હું તને કહેતો હતો. તેં મારૂં કહેવું માન્યું નહિં. હવે હું બપોરના જઇ ફરીયાદ પાછી ખેંચી લઉં છું. શેઠે શું કર્યું અને પોલિસે શું તપાસ કરી તે આગળ જોઇશું. હાલ તો બૈરી લાવતાં માલ અને માયા બન્ને શેઠ ગુમાવી બેઠા છે.



## પ્રકરણ ૩ જું.



### કાકો ભત્રિજો.

મુંબઇનો ભુલેશ્વરનો લતો એક વિચીત્ર લતો છે. સવારથી સાંજ સુધી એ લતામાં એટલી ગીરદી રહે છે કે બચ્ચાં કચ્ચાં સાથે પસાર થવું મુસ્કેલ થઇ પડે છે. આ લતામાં સવારથી જે-જે-ની બુમો ભક્ત ભક્તાણીઓ તરફથી સંભળાય છે અને બપોર પછી ફેરીયાઓની બુમો શરૂ થાય છે. આ લતામાં ત્રણ માળના એક મકાનમાં આપણે જવાનું છે. ભોંયતળિયે ગટરની તેમજ મકાનના આગલા ભાગમાં બનતી મીઠાઇની મળી એવી વિચીત્ર વાસ મારે છે કે પહેલે મંજલે જતાં આપણે ઠરી જઇએ. વાંચનાર, ગમે તેમ કરી ત્રણ

મજલા ચડી આવ. ત્રીજા મજલાની એક ખોલી તથા દિવાનખાનામાં આપણે જવાનું છે. આ જગ્યામાં શેઠ લક્ષ્મીદાસનો ભત્રિજો ગુલાબદાસ તથા તેની પત્ની સરસ્વતી રહે છે. ગુલાબદાસ લક્ષ્મીદાસ શેઠનો એકનો એક ભત્રિજો અને તેની લાખોની પુંજીનો વારસ કહીએ તો ચાલે તેમ છે. જ્યારે લક્ષ્મીદાસ મહાલક્ષ્મીના બંગલામાં મોજ કરે છે ત્યારે ગુલાબદાસ ભુલેશ્વરની અંધારી કોટડીમાં વધુ મોજ માને છે. ગુલાબદાસ ન્હાનો હતો ત્યારે કાકાની સાથે રહેતો હતો અને ગુલાબદાસનાં લગ્ન પણ મોટી ધામધુમથી કાકાએજ કર્યાં હતાં. છેલ્લા કેટલાક મહિના ઉપર કાકા સાથે અણુબનાવ થવાથી, કાકાએ તેને કાઢી મુકયો હતો. ગુલાબદાસ અને સરસ્વતી ત્યારથી આ અંધારી જગ્યામાં આવી રહ્યાં હતાં. જ્યાં લગણ ગુલાબદાસ કાકાની સાથે હતો ત્યાં લગણ કાકાને લગ્ન કરવાનો બિલકુલ વિચાર ન્હોતો. ગુલાબદાસના જુદા થવા પછી બલ્કે ગુલાબદાસને જુદો કહાડ્યા પછીજ કાળીદાસે કાકાનાં ફરી લગ્નની વાત કાઢી હતી. કાકા પણ તે કબુલ થયા અને પહેલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કાકાનાં લગ્ન થયાં હતાં. ગુલાબદાસને કાકાએ સારી કેળવણી આપી હતી. બી. એ. થયા પછી ગુલાબદાસની પોતાની ઇચ્છા સોલીસીટરનો અભ્યાસ કરવાની હતી પણ કાકાને કાળીદાસે ભમાવ્યા કે-" જોજો, આજ કાલના છોકરા વકીલ સોલીસીટર થયા પછી તમને જીવતાં ન રડાવે તેની સંભાળ રાખજો." કાકાએ ગુલાબદાસને સોલીસીટર થવા ના પાડી. પણ ગુલાબદાસે તેમ કરવા હઠ લીધી. કાકાએ છેવટે સોલીસીટર થઇશ તો ઘરમાંથી કાઢી મુકીશ એવી ધમકી સુધ્ધાં આપી પણ ગુલાબદાસે માન્યું નહિ. છેવટે કાકાએ આ નજીવી તકરાર ઉપરથી ભત્રિજાને ઘરમાંથી કાઢી મુકયો અને કાકાનો બાદશાહી મહેલ તજી ધણી ધણીયાણી ભુલેશ્વરની અંધારી કોટડીમાં આવી રહ્યાં હતાં. ગુલાબદાસ હાલમાં એક સોલીસીટરને ત્યાં આરટીકલ્ડ ક્લાર્ક થઈ સોલીસીટરનો અભ્યાસ

કરતો હતો. કાકાએ કાઢી મૂકવાથી આરટીકલ્સ સાઇન કરવા માટે પણ તેની પાસે એક પાઇ નહોતી. સરસ્વતીએ તેને મદદ કરી પોતાના દાગીના વેચી આરટીકલ્સ સાઇન કરાવ્યા હતા. મહિને દિવસે જે પગાર આવતો હતો તેમાંથી ધણી ધણીયાણીનું ભાગ્યે પૂરૂં થતું હતું. ગુલાબદાસ સવારના એક શેઠીયાને ત્યાં કેટલુંક ખાનગી કામકાજ કરવા જતો હતો. આજે ગુલાબદાસે કોટમાંથી આવતાં બોરીબંદર આગળથી "સાંજ વર્તમાન" લઈ વાંચ્યું તો કાકાના લગ્નની ખબર પડી. ઘેર આવી તેણે સરસ્વતીને તે ખબર કરતાં, બન્ને ધણી ધણીયાણી કાકાની મુર્ખાઈ ઉપર પેટ પકડીને હસ્યાં.

સરસ્વતી—હવે કાકાનો વંશ અને આબરૂ બંને વધશે.

ગુલાબદાસ—આપણે એ સંબંધી કાંઈ ટીકા ન કરવી.

સરસ્વતી—તેમાં એ મુવા કાળીદાસનોજ હાથ હશે.

ગુલાબદાસ—એના સિવાય હાલમાં કાકાને બીજો કયો સલાહકાર છે.

ધણી ધણીયાણી આ પ્રમાણે વાત કરે છે તેટલામાં ગુલાબદાસનો મિત્ર લાલદાસ ત્યાં આવી પહોંચ્યો. તેણે તરતજ ગુલાબદાસને મશ્કરીમાં કહ્યું–'કેમ ગુલાબદાસ, તારા કાકાના લગ્નની મીઠાઈ તેં એકલાએજ ખાધી. તારા કાકાના લગ્નમાં તું તો ગયો હશે? કાકાના લગ્નની શેઠીયા પાર્ટી ક્યારે થવાની છે?"

"ભાઇ, એ સવાલ મને શું પુછે છે? મેં તો લગ્નની ખબર હમણાં છાપામાં વાંચી."

"પણ બીજી તને ખબર છે?"

"શું?"

"કાકી તો ગઈ રાતનાજ પચ્ચીસ ત્રીસ હજારનો દાગીનો લઈ પલાયન થઇ ગયાં છે. કાકાએ પોલિસને ખબર આપી છે. કોઇ સોનેરી ટોળીવાળાઓએ કાકાને સજ્જડ બનાવ્યા છે."

"આ ખબર તો તારે મોઢેજ હમણાં સાંભળું છું."

"પોલિસ આ બાબત તપાસ ચલાવે છે અને મારા એક પોલિસ મિત્રે મને ખબર આપ્યા પ્રમાણે તો તારા કાકાના હેતાળ મિત્ર કાળીદાસનોજ તેમાં હાથ છે."

"તેમ મને તો લાગતું નથી. કાકાને ધીમે ધીમે ફોલી ખાવામાં જેનું હિત સમાયલું છે તે માણસ આવું મોટું કાવત્રું કરી શકે નહિ. જરૂર બન્નેને કોઇ ત્રીજો માણસ થાપ મારી ગયો હશે."

"અરે ભાઇ, તને ચોરનાં લક્ષણ ખબર નથી; તારા કાકા એવા કંજુસ છે જે આખી જીંદગીમાં કાળીદાસ તેની પાસેથી ત્રીસ હજાર મેળવી શકે નહિ. ત્યારે આ બહાને કાકાના ત્રીસ ચાળીસ હજાર પડાવી લેશે અને વળી કાકાને એવા કાંઈ ભેરવી મારશે કે કાકાનો છુટકો બીજા પાંચ દશ હજાર ખર્ચતાં થશે." લાલદાસે જવાબ આપ્યો.

"આ બાબતમાં હું કાંઈ સમજી શકતો નથી; પણ કાકાને લુંટનારાઓને શોધી કાઢવા જોઇએ." ગુલાબદાસે કહ્યું.

સરસ્વતી તરતજ વચ્ચે બોલી ઉઠી–'તમારે એવી પંચાતમાં શું કામ પડવું જોઇએ. જેણે કર્યું હશે તે ભરશે. નાહકના એ કાળીયાની પંચાતીમાં આવી પડશો."

લાલદાસ–"સરસ્વતી બ્હેન, તમે એમાં ન સમજો. જે દુઃખ આજે તમારે ભોગવવું પડે છે તે સઘળું આ કાળીયાના પ્રતાપ છે. જો કાળીયાનો ટાંટિયો કાકાની પાસેથી કાપી નાંખવામાં આવે તો મારી ખાત્રી છે કે જરૂર કાકા તમોને બોલાવ્યા વગર રહેશે નહિ.

ગુલાબદાસ–" ત્યારે આપણે હવે શું કરવું?"

"પોલિસ ગમે તેટલી શોધ ચલાવે છે, પણ જ્યાં સુધી

કાળીદાસની પાછળ આપણે લાગીશું નહિ ત્યાં સુધી આ કાવત્રું પકડાશે નહિ. "

લાલદાસે તે પછી આ લગ્ન સંબંધી પોતે જે હકીકત મેળવી લાગ્યો હતો તે નીચે પ્રમાણે કહી સંભળાવી.

"થોડા દિવસ ઉપર કાળીદાસ, શેઠ લક્ષ્મીદાસ પાસે એક કાઠીયાવાડી ગ્રહસ્થને લઇ આવ્યો હતો. તેની સોળ સત્તર વરસની છોકરી પણ કાકાને પસંદ આવવાથી રૂ. ૧૭૦૦ કન્યાના બાપને આપવા ઠરાવ્યા હતા; જેમાં રૂપીયા બસે આગળથી અને ૧૫૦૦ પાછળથી અપાયા હતા. આ ખબર આજે મને બાર વાગે મળી કે મેં મારી તપાસ શરૂ કરી હતી. મારા જેવા લાલાજીને બીજું કાંઈ કામ નહિ હોવાથી આજે આખો દિવસ આ તપાસમાં ગાળ્યો છે. જે વખતે આ લગ્ન નક્કી કરવામાં આવ્યું તે વખતે આ કાઠીયાવાડી ગ્રહસ્થો ગુલાલવાડી આગળ રહેતા હતા. આજે મેં ત્યાં જઈ આડોશી પાડોશીને પુછ્યું તો જણાયું કે જે બે જણા અહીં આવ્યા હતા તેઓની સાથે એક પણ છોકરી હતી નહિ, પણ એક દિવસ તેઓ એક છોકરીને લઇ આવ્યા હતા અને ગાડીમાં બેસાડી કોઇ ઠેકાણે લઇ ગયા હતા. પોલિસ શું તપાસ કરશે ? એ છોકરી કોણ હતી તેની પણ મેં તપાસ કરી છે અને પત્તો પણ લાગ્યો છે. મારી તપાસમાં જણાયું છે કે ગીરગામમાં એક નાયકાણીના ઘરમાંથી એક દિવસ માટે તે છોકરી ભાડે લાવવામાં આવી હતી. હું તે છોકરીને મળી આવ્યો અને તેણે કબુલ પણ કર્યું કે તે શેઠને બંગલે ગઇ હતી. વધુ તપાસ કરતાં જણાયું છે કે લગ્નને દિવસે કંઇ તે ગઈ ન્હોતી. સવાલ એ ઉભો થાય છે કે લગ્નને દિવસે ત્યારે કોણ ગઇ ? જરૂર આ એક મોટું કાવત્રું થયું છે અને તે પકડાતાં વાર લાગશે. પુરાવાની સાંકળો જ્યાં સુધી પક્કી રજુ ન થાય ત્યાં સુધી કોઇને પણ ગુન્હેગાર તરીકે કહી શકાય નહિ."

"ભાઇ લાલદાસ, ખરેખર એક ડિટેક્ટીવના જેવી તપાસ તેં શરૂ કરી છે. આ વિદ્યા તું કયાં શીખ્યો ?"

"ભાઈ મારા જેવાને ધંધો શું છે ? ખાઇપીને હાલમાં હું ડિટેક્ટીવ નૉવેલો વાંચું છું; અને આ કેસ સાંભળતાંજ આ બાબતમાં તપાસ કરવાનું મને મન થઇ આવ્યું તેથી મેં તપાસ શરૂ કરી છે. હવે તમારે મારી સાથે તપાસમાં જોડાવાની જરૂર છે."

સરસ્વતી મુંબઇમાં ચાલતી આ ઠગાઇથી અજાયબ થઈ ગઇ અને તેની ખાત્રી થઇ કે કાળીદાસ, જેનાથી તે આજે દુઃખી થાય છે તે જરૂર આ કાવત્રામાં સપડાશે.

બંને મિત્રો મોડી રાત્રી સુધી વિચાર કરી છુટા પડ્યા.

## પ્રકરણ ૪ થું.

### મરકીનો ઇલાજ.

મુંબઇ શહેરમાં મરકી કેટલાંક વરસથી સખ્ત ત્રાસ વરસાવી રહી છે. આ મરકીએ ફેલાવેલા દુઃખથી નામદાર શહેનશાહનું હૈયું વ્હીક પીગળી ગયું છે; અને તે દયાળુ શહેનશાહે મરકીથી પીડાતાં લોકો તરફ દીલસોજીનો સંદેશો મોકલ્યો છે. મુંબઇમાં આ મરકી શરૂ થઇ ત્યારે સરકારજ ઘણી ગભરાટમાં પડી ગઈ હતી. ઘણી શોધ ચલાવ્યા પછી મોટા મોટા ડૉકટરોએ એક મુખ્ય ઉપાય તરીકે મરકીની રસી, અને ઘર છોડી સાફ લતાઓમાં ચાલ્યા જવું એ બે ઉપાય જાહેર કર્યા. રસી તરફ લોકોનો અણગમો કાંઈ પહેલેથી એવો બંધાઈ ગયો કે લોકો સરકારની ગમે તેટલી સમજુતી છતાં રસી મુકાવતા નથી. મરકીથી પહેલાં થોડાં વરસ તો લોકો એટલા ડર્યા કે દરેક

ગરીબ ગરબું પણ શહેર છોડી જતું હતું; પણ ધીમે ધીમે શહેર છોડી જવામાં હવે થોડાજ મુંબઈના શેઠીયા રહ્યા છે.

છેલ્લા પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે કે ગુલાબદાસને સોલીસીટરની પેઢીમાં પુરતો પગાર નહિ મળવાથી તે એક શેઠીયાને ત્યાં ખાનગી કામકાજ સવારે કરવા જતો હતો. આ શેઠ સારાભાઈ તે મુંબઈ નગરીની એક અલૌકિક મૂર્ત્તિ હતી. શેઠ બાપદાદાથી લાખોપતિ ગણાય છે અને તેઓ શેઠે પોતે પણ ડહાપણથી સારો પૈસો એકઠો કર્યો હતો. શેઠના માથેરાન, મહાબલેશ્વર વિગેરે હવા ખાવાનાં સ્થળે સુશોભિત બંગલાઓ છે. શેઠ મરકીની શરૂઆતમાં પહેલે વરસે મુંબઈ છોડી ગયા હતા, પણ બીજે વરસે એક દિવસે તેઓએ છાપામાં વાંચ્યું કે મરકીનો ફેલાવો ઉંદરથી થાય છે અને ઉંદરનો નાશ કરવામાં આવે તો મરકી તદ્દન નાબુદ થઈ શકે તેમ છે. ઉંદરનો નાશ કેવી રીતે કરવો તે માટે કારપોરેશનમાં જોશભેર તકરાર છાપામાં ચાલેલી તેઓએ વાંચી. શેઠ તે તકરાર વાંચી એકદમ હસી પડયા. "ખરેખર, આ દુનિયામાં બહુ ડાહ્યા બહુ ખરડાય" એ કહેવત ખરી છે. મુંબઈ શહેરના ડાહ્યા ડાહ્યાઓ કારપોરેશનમાં જઈ બિરાજે છે અને ઉંદરો મારવાનો ઉપાય શોધી શકતા નથી. ઉંદરને પકડવા તથા મારી નાંખવા શા માટે જોઈએ? શા માટે ઉંદરોને પકડી અમારી સન્મુખ મારી નાંખી અમારા જેવા હિંદુ શેઠીયાનાં દિલ દુઃખવવાં જોઈએ? સર ફીરોઝશાહ જેવા ડાહ્યા માણસો કારપોરેશનમાં બિરાજે છે તે છતાં ઉંદરો પકડી મારી નાંખવા જેવી નિર્દય ભલામણ તેઓ કરે છે? જો ઉંદરોની વસ્તી નાબુદ કરવાથીજ મરકી નાબુદ થતી હોય તો જરૂર મારી પાસે તેનો ઉપાય છે. શા માટે તેઓ બિલાડીએ દરેક ઘરમાં પાળવાનો હુકમ કરતા નથી. અમારા જેવા હિંદુ શેઠીયાઓ બિલાડી પાળવાના કામમાં જરૂર મદદ કરશે. ઉંદર મારી

નાંખવાના કામમાં અમે સામા થશું પણ બિલાડી પાળવાના કામમાં અમે સરકારને મદદ કરશું.

શેઠ તે દિવસે સાંજના ફરવા ગયા તો ત્યાં પણ તેજ વિચારો તેમના મગજમાં રમ્યા કરતા હતા. રસ્તામાં પણ શેઠના મનમાં તેજ વિચારો ઘોળાયા કરતા હતા.

સાંજના શેઠ ફરી આવી ઘરમાં પગ મુકે છે તો ઘરમાં મગન શેઠાણી ઝીણે સ્વરે ગરબી ગાતાં હતાં. શેઠ હંમેશાં શેઠાણી ગાતાં હોય તો તેની પાસે જઇ ઉભા રહેતા હતા પણ આજે તો દૂર ઉભા રહી આખી ગરબી સાંભળી. તે ગરબી નીચે મુજબ હતી.

ઉંદર કેર કરે છે રે, દુઃખડાં કોને કહેવા જઇએ;
અમને નિત્ય નડે છે રે, ઘરમાં કેમ કરીને રહીએ. ટેક.
દર મધેથી દોડી આવે, બિછાના પર બેસે;
ફુંકી ફુંકી ચાંચજ મારે, ના ખબર તેની રે' છે. ઉંદર.
ચાર પહોરની રજની મારે, એક ઘડી નવ જંપે;
નિદ્રામાંથી જાગી ઝબકી, તવ મારી કાયા કંપે. ઉંદર.
પોથી પુસ્તક કાપી નાંખ્યાં, બાકી ન રાખ્યું એક;
ઝાલી ઝાલી થાકી ગયો, પાર ન આવ્યો છેક. ઉંદર.
ધોતી પોતી કાપી ખાધી, દોરી કાપી આખી;
અબોટીયું અંગરખું કાપ્યું, તેના સુરજ સાખી. ઉંદર.
જળ પીવાનું બોટી ગયો ને, તેલ ઢોળી દીધું;
બરણીમાં બાકી રહ્યું તે, સર્વે મળી પીધું. ઉંદર.
ગણપતિ ને ચોથ કદીએ, તે કરતાં નથી ચુકયા;
લચપચતા લાડુ કરી, ઉંદર મામાને મુકયા. ઉંદર.
દીવો જો બળતો રાખું તો, દીવેટ તાણી જાય;
એમ કરીને ઉંઘી ગયા તો, લંકા જેવું થાય. ઉંદર.

જે દિવસના ગામ ગયા'તા, તે દિવસના ઘરમાં પડીયા;
કોડી પેટી કાપી ખાધી, એ રીતે અમુને નડીયા. ઉંદર.
પાંજરાં મુકી મુકી થાક્યાં, તોએ ઝાલ્યા નવ ખુટે;
ખાવાનું ઉઘાડી નાંખી, જાણે ગોળનું ગાડું લુંટે. ઉંદર.
એ પશુને શું કરીએ, અને રીસ ગઈ છે વ્યાપી;
માળા મારી ફેરવવાની, ગોમુખી સુધાં કાપી. ઉંદર.
નિત નિત દુઃખડાં અમને દે છે, કયાં જઇએ ઘર મેલી નાસી;
ભક્ત પીતાંબર કહે, એને મળજો **વાઘની માસી.** ઉંદર.

શેઠ સારાભાઇ શેઠાણીના મોંઢામાંથી આ સુંદર ગરબી સાંભળી છક થઇ ગયા. તેમાં પણ છેલ્લી કડીમાં ઉંદરનો એ ઉપાય બતાવેલો સાંભળ્યો કે "એને મળજો વાઘની માસી" જે સાંભળીને તેમની અજાયબીનો પાર રહ્યો નહિ. તેઓ તરતજ હસી પડયા કે મોટા મોટા મુછવાળાઓ કોરપોરેશનમાં બિરાજી ઉંદરનો ઉપાય શોધી શકતા નથી પણ અમારી અભણ હિંદુ બૈરીઓ તે સારી રીતે સમજે છે. શાબાશ છે, આ બૈરાંઓને ! શેઠ તરતજ ઘરમાં ગયા અને એકદમ શેઠાણી પાસે જઇ તેની પીઠ થાબડવા બેસી ગયા. શેઠાણી ગભરાઈ ગયાં અને શેઠ આટલા બધા ખુશાલીમાં કેમ આવી ગયા તે પુછવા લાગ્યાં. શેઠે કંઇ પણ ઉત્તર ન આપતાં તેની ગરબી સાંભળી પોતે ખુશ થયા એટલુંજ કહ્યું. શેઠાણીને બિચારીને કયાં ખબર છે કે જે ગરબી આટલી બધી શાબાશી અપાવે છે તેજ ગરબી કોઇક દિવસ દુઃખનું મૂળ થઈ પડશે.

શેઠે તેજ દિવસથી ઘરમાં બિલાડીઓ પાળવા માંડી. વિક્ટોરીયા ગાર્ડનમાં જઇ જુદી જુદી જાતની બિલાડીઓ જોઈ આવ્યા અને તેજ પ્રમાણે પોતાના ઘરમાં જુદી જુદી બિલાડી લાવી તેને પાળવા માંડી. થોડા વખતમાં મરકી શરૂ થઈ અને બીજા શેઠીયા-

ઓએ માથેરાન, મહાબળેશ્વર નાસવા માંડયું, પણ શેઠ સારાભાઈ તેનો કાંઇ પણ વિચાર કરે નહિ. શેઠાણીએ પોતે શેઠને બહારગામ જવા સમજાવ્યું, પણ શેઠે હસીને ના પાડી. એક બે વખત કંટાળો આપ્યો ત્યારે શેઠે જણાવ્યું:—"તારે જવું હોય તો તું જા. હું તો બિલકુલ આવવાનો નથી." શેઠાણી બિચારી નિરાશ થઇ ગઈ. શેઠાણી તરફનો ત્રાસ નરમ પડયો ને ચાકર નોકર તરફનો ત્રાસ વધ્યો. શેઠની સાથે દર વર્ષે માથેરાન અને મહાબળેશ્વર મોજ ભોગવનાર ભાગ્યવંત નોકરો આ વર્ષે શેઠ બહારગામ જવાના નથી એ સાંભળતાંજ રજા કઢાવી એક પછી એક દેશમાં ચાલતા થયા. શેઠે વધુ પગારે નોકરો રાખ્યા પણ રસોઇયાની મુશ્કેલી ઉભી થઈ. શેઠને ઘેર બે ભટ હતા, તેમાં એક ભટ તો આજ કેટલા દિવસથી ચાલતો થયો હતો. એક ભટે જેમ તેમ નભતું હતું. શેઠ ને શેઠાણી બે ખાનારાં, પણ આજકાલ શેઠનું કુટુંબ બહુ વધી ગયું હતું. શેઠને પેટે કાંઈ સંતતિ નહિ હોવા છતાં આજકાલ બિલાડી બાઇઓનું કુટુંબ શેઠના ઘરમાં ઘણું વધી ગયું હતું, હાલમાં લગભગ ૬૦—૭૦ બિલાડીઓ ધીમે ધીમે શેઠના ઘરમાં ભેગી થઇ હતી. આ બિલાડીઓને દરરોજ દુધભાત અને ઘીભાત બે વખત ખવાડવાનો શેઠનો હુકમ હતો. શેઠાણીને બરાબર ખાવાનું મળે છે કે નહિ તેની શેઠ દરકાર રાખતા નહોતા, પણ આ બિલાડીબાઇઓને બરાબર ખવડાવવામાં આવે છે કે નહિ તેની દરકાર રાખવામાં આવતી હતી. આ બિલાડીઓના કંટાળાથી ભટ પણ છેવટે રજા લઇ ચાલતો થયો. શેઠે બીજા ભટની શોધ ચલાવવા માંડી, પણ શેઠને એક આખો દિવસ ભટ મળ્યો નહિ તે દિવસે બિચારી શેઠાણીને હાથે રાંધવું પડયું. ધણી ધણીયાણીનું શેઠાણીએ પોતે કોઈક વખત હાથે રાંધ્યું હશે, પણ આ બિલાડીબાઇઓને ખવડાવવા માટે શેઠાણીને હાથે રાંધવું પડયું તેથી સાંજના શેઠાણીની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. શેઠે તાબડતોબ મોટા પગા-

રથી—માસિક રૂપીયા ત્રીસના પગારથી ભટ રાખ્યો. શેઠ જરા મુછમાં હસ્યા કે જે પગારમાં આજે ગ્રેજ્યુએટો મળે છે તેજ પગારથી ભટ મળે છે એ પણ નસિબની વાત છે. શેઠ આવી આવી અનેક તરેહની મુસ્કેલી ખમ્યા, પણ મુંબઈના પોતાના બંગલામાંથી ખસ્યા નહિ. ઘણાઓએ સમજાવ્યા પણ શેઠ એકના બે થયા નહિ. ચાર વર્ષ શેઠ મુંબઇ છોડી નહિ ગયા તેમ ઇશ્વરની મહેરબાનીથી અથવા કહો કે બિલાડીબાઈની કૃપાથી શેઠના બંગલામાં એક પણ મરકીનો કેસ થયો નહિ. શેઠ આ બિલાડીબાઇની મહેરબાનીથી થયેલો ફાયદો તેમજ મરકી મારી હઠાવવાનો અકસીર ઇલાજ બિલાડી છે એ ઉપર એક દળદાર ચોપાનિયું તૈયાર કરે છે કે જે કામ માટે સવારના બબે કલાક ગુલાબદાસ શેઠને મદદ કરવા જાય છે. આજે બિલાડીબાઇ-ઓનું ત્રણસે માણસનું કુટુંબ બચ્ચાં કચ્ચાં સાથે શેઠના બંગલામાં મોજ કરે છે.

---

## પ્રકરણ ૫ મું.

### મુંબઈમાં નવા સંન્યાસી.

આપણી વાર્તામાં આપણે આગળ વધીએ તે પહેલાં આપણે મુંબઈ નગરીના કેટલાક અદ્‌ભુત ખેલો નજરે જોવાના છે; મુંબઈમાં વાલકેશ્વરમાં એક નવા સંન્યાસી આવેલા હતા જેથી મુંબઈની હિંદુ વસ્તીમાં એક સરખો ખળભળાટ થઈ રહ્યો હતો. આ સંન્યાસી ક્યાંથી આવ્યા તે કોઇ કહી શકતું નહિ; પણ તેમના ચમત્કારની તરેહવાર વાતો લોકોમાં ચાલે છે. કોઇ કહે છે કે સંન્યાસી મહારાજ કાંઈ પણ ખાતા નથી. કોઈ કહે છે કે ફક્ત દુધ પી રહે છે. સંન્યાસી પાસે ફક્ત એક લંગોટી સિવાય કાંઇ પણ વસ્ત્ર જોવામાં

આવતું નથી. આખે શરીરે ભસ્મ લગાડે છે. તેઓની પાસે એક ધુણી ચેતાવેલી છે તેમાંથી જરા જરા ધુમાડો નીકળે છે. વખતે વખત ગાંજાની ચલમ ફુંકવામાં આવે છે. આ સાધુ કહો કે સંન્યાસી કહો, કે બાવો કહો તેનું નામ અખંડાનંદ હતું. મહારાજ આખો દિવસ આનંદમાં રહેતા હતા. મહારાજની ઉમ્મર ચાળીસ પચાસની હતી પણ વાળ ઉપર રાખ ચોપડેલી હોવાથી તથા તેના દેખાવ ઉપરથી ચેલાઓ સાધુ મહારાજની ઉમ્મર ૭૫-૮૦ વરસની ઠોકતા હતા. આ મહારાજને મુંબઇમાં આવ્યાને હજુ તો ઝાઝા દિવસ થયા નહિ તેટલામાં તો આખા શહેરમાં તેમની કીર્ત્તિ ફરી વળી. હજારો માણસો સવારથી સાંજ સુધી મહારાજને દર્શને જવા લાગ્યા અને મહારાજની પાસે પૈસા તથા ફળફળાદીનો ઢગલો થવા લાગ્યો. મહારાજ કોઇની સાથે બોલતા નહોતા. આખો દિવસ સમાધીમાં પડી રહેતા હતા. જેઓ દર્શને આવતાં તેને ચેલાઓ ભઠ્ઠીમાંથી ચપટી ભરી ભસ્મ લઈ મહારાજની પ્રસાદી તરીકે ચાંલ્લો કરતા હતા. મહારાજનાં દર્શન આખો દિવસ થતાં હતાં. સવારના ૭ વાગેથી દશ વાગ્યા સુધી પુરૂષ વર્ગ નજરે પડતો હતો, જ્યારે બપોર પછી બૈરાંઓની ગીર્દી રહેતી હતી. સાંજના પાંચ વાગ્યા પછી પાછો પુરૂષ વર્ગ જણાતો હતો. મહારાજ છેલ્લો એક મહિનો થયાં મુંબઈમાં હતા તોપણ કોઇની સાથે બોલતા હોય એમ કોઇના જોવામાં આવ્યું નહિ. જે શ્રીમંત શેઠીયાઓ આવતા તેમનો આદરસત્કાર તેમના ચેલાઓ કરતા હતા. એક ચેલો કાળો સરખો અને લઠ્ઠ હતો તે મહારાજનું પરચુરણ કામ કરતો હતો; જ્યારે બીજો ચેલો સુક લકડી હતો પણ બોલવામાં ઘણો ઉસ્તાદ હતો. તેની ઉમ્મર વીસ વરસની હતી. તે ઇંગ્રેજી ભાષા પણ થોડી ઘણી જાણતો હોય એમ જણાતું હતું. તે હિંદી તથા ગુજરાતી સારી રીતે બોલતો હતો. અખંડાનંદ મહારાજ પોતે તો કાંઈ બોલતા નહિ હોવાથી તેમના આ ચેલા

પ્રેમાનંદને માથેજ સઘળો વહિવટ હતો. મહારાજ જે બંગલામાં રહેતા હતા તે બંગલાનું ભાડું કોણ આપતું તે ખબર નથી પણ મહારાજની પાસે જે પૈસાનો ઢગ થતો તેમાંથી આ પ્રેમાનંદ દરરોજ આંધળાં લુલાં તથા બીજા સંન્યાસીને ખવડાવતો હતો. એક મહિનામાં દરરોજ આવા મફત ખાઉઓની સંખ્યા વધતી ચાલી અને હાલમાં મહારાજને બારણે સો બસે માણસો જમતાં હતાં. અખંડાનંદ મહારાજને તે માટે કાંઇ પણ ફીકર કરવી પડતી નહોતી. મહારાજનું શિષ્ય મંડળ ધીમે ધીમે વધતું ચાલ્યું હતું અને મહારાજનો આ ધર્માદા ખર્ચ ચલાવવા માટે તેઓ વચ્ચે હરીફાઈ થતી હતી. આગળથી મહારાજને ત્યાં સાધુઓને ખીચડો ખવડાવવા માટેનો દિવસ શેઠીયાઓ નોંધાતા જતા હતા અને તે પ્રમાણે સઘળું સીધું સામાન વિગેરે મોકલી આપતા હતા. ધીમે ધીમે મહારાજની આવક વધતી ચાલી હતી. મહારાજના શિષ્યો એકલા વાણીયા, ભાટીયા, હતા એમ કંઇ નહોતું. થોડાક જૈનો અને એકાદ બે પારસી અને એક મુસલમાન પણ મહારાજ પાસે આવતા હતા. મહારાજ થોડા વખતમાં મુંબઈ છોડી જનાર છે એવી ખબર મહારાજના શિષ્ય પ્રેમાનંદ તરફથી સઘળાને આપવામાં આવતી હતી. મહારાજને વધુ દિવસ મુંબઈમાં રહેવા શિષ્યો તરફથી વિનંતી કરવામાં આવતી હતી. મહારાજ મુંબઇ છોડી જવાનું કારણ એવું આપવામાં આવતું હતું કે મુંબઈમાં મહારાજને ઘણો ત્રાસ પડે છે અને તેથી તેમની સમાધીમાં અડચણ પડે છે. મહારાજનો વિચાર શ્રી રામેશ્વર જવાનો હતો પણ ચોમાસામાં મુંબઇ આવી પહોંચવાથી ચોમાસું મુંબઇમાં ગાળવાનો વિચાર થયો હતો. પણ અત્રે સેવકોનો ઘણો ત્રાસ થવાથી મહારાજ મુંબઇથી દૂર જવા માંગે છે. મહારાજનો આ વિચાર જાહેર થતાંજ એક શ્રીમંત શેઠીયાએ માટુંગામાં આવેલો પોતાનો બંગલો મહારાજને રહેવા માટે આપવા આગ્રહ કર્યો. બીજા શિષ્યોએ પોતાના

બીજા બંગલા બતાવવા માંડયા. આ પ્રમાણે શિષ્યોમાં કચવાટ થવા લાગ્યો તેથી છેવટે મુંબઈમાંજ રહેવાનું મહારાજે નક્કી કર્યું.

મહારાજ અખંડાનંદ સંબંધી વધુ ઇતિહાસ જાણીએ તે પહેલાં તેના ચેલા તરફથી તેમને માટે જે હકીકત કહેવામાં આવતી હતી તે અત્રે હાલ તરત રજુ કરેલી પુરતી થશે.

પ્રેમાનંદ કોઇ પણ પૂછતું તેને કહેતો હતો કે, મહારાજ બાળ-બ્રહ્મચારી છે અને તેમણે સંસ્કૃત વિદ્યાનો સારો અભ્યાસ કરેલો છે. મહારાજે કેટલાંક વરસ હિમાલયમાં રહી તપ કર્યું છે અને હાલમાં તેઓ રામેશ્વર જવા નિકળ્યા છે. તેઓનો વિચાર મુંબઈમાં રહેવાનો બિલકુલ નહોતો કેમકે આખા ભરતખંડમાં ઉપાધીઓથી ભરેલું શહેર જો કોઈ પણ હોય તો તે મુંબઈ શહેર છે. મુંબઈ શહેર ગૃહસ્થીઓ અને જંજાળીઓ માટે છે; અમારા જેવા સંન્યાસીઓ માટે તો જંગલજ ઘણું ઉત્તમ છે. મહારાજ પૈસાને હાથ લગાડતા નથી. મહારાજ પાસે જે કાંઈ ભેટસોગાદ મુકવામાં આવે છે તે તેઓ સખાવતમાં ખરચી નાંખે છે. મહારાજ આ જમાનામાં ખરેખર એક મહાત્મા છે, કે જેમના પગની સેવા જેઓ નસિબવંત હોય તેઓજ કરી શકે. આખા ભરતખંડમાં આવા મહાત્માઓ ઘણા થોડા છે. ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન મહારાજ જેમ સારી રીતે જાણે છે તેમ વૈદ્યક વિદ્યામાં પણ તેમના જેવા કુશળ આજે ઘણા થોડા હશે. ભલા ભલા રોગો મહારાજ એક ફુંક મારીને મટાડે છે. મહારાજ જ્યારે દિલ્લીમાં હતા ત્યારે એક ગોરા દાક્તરે એક માણસને મરી ગયેલો જાહેર કર્યો. તે માણસની સ્ત્રી રડતી રડતી મહારાજ પાસે આવી. તે બાઇનો વિલાપ મહારાજથી સહન નહિ થઈ શકયો તેથી મહારાજે તેને એક પ્યાલામાં પાણી મંત્રીને આપ્યું અને તે પાણી પેલા માણસને છાંટવામાં આવતાં તે તરતજ આળસ મરડી બેઠો થયો. ગોરો

દાક્તર પણ મહારાજની અજાયબ શક્તિથી હેરત પામી ગયો અને મહારાજના કાલાવાલા કર્યાં પણ મહારાજે તે અદ્દભૂત વિદ્યા કોઇને બતાવી નહિ. આજકાલ લોકો ઇંગ્રેજી ભણુવા લાગ્યા તેથી મંત્ર જંત્ર વિદ્યા તદ્દન ખોટી કહેવા લાગ્યા છે; પણ આ વિદ્યા એક વખત આપણા દેશમાં એવી સંપૂર્ણ સ્થિતીએ પહોંચી હતી કે તે વિદ્યાના પ્રતાપથી આપણો દેશ સુખી હતો. લોકોની ધર્મ ઉપરથી આસ્થા ઉઠી ગઈ છે તેથીજ આપણો દેશ આધિ, વ્યાધી અને ઉપાધી; ત્રીવિધ તાપથી પીડાય છે. લોકો નાસ્તિક થતા જાય છે અને પાશ્ચિમાત્ય વિદ્યા ઉપર તેઓ એટલા બધા લોભાઇ ગયા છે કે ખરા ખોટાની પરિક્ષા પણ તેઓ કરી શકતા નથી.

પ્રેમાનંદ મહારાજ આ પ્રમાણે પોતાના ગુરૂને સાતમે આસમાને ચઢાવતા હતા; પણ મુંબઈવાસીઓના કમનસિબે અખંડાનંદ મહારાજ કોઇ પણ સાથે એક દિવસે બોલેલા જણાતા નહોતા.

મુંબઈમાં મહારાજ લાંબો વખત રહેવાના છે એ ખબરથી તેમના શિષ્યોમાં ખુશાલી ફેલાઇ ગઇ અને મહારાજની સેવા કરવાનો વધુ લાભ મળશે એ માટે પોતાને ધન્ય ધન્ય સમજવા લાગ્યા. પછી તો મહારાજ પણ ચોમાસું પુરૂં થયું તો પણ મુંબઇ છોડી ગયા નહિ.

મહારાજની પાસે જે મુંબઈના શેઠીયાઓ આવતા હતા તેઓમાં લક્ષ્મીદાસ શેઠ અને કાળીદાસ પણ હતા. કાળીદાસ કેટલીક વખત લક્ષ્મીદાસથી એકલો પણ આવતો હતો. એક દિવસ પ્રેમાનંદ મહારાજે કાળીદાસને ચેતવણી આપી કે, "કાળીદાસ, તારા મુખ ઉપરથી તારા ઉપર થતી ગ્રહની અસર હું જોઇ શકું છું. હાલમાં તારા ગ્રહ ઘણા સિકંદર છે. જે કામ તું કરીશ તેમાં તને ફત્તેહ મળશે. ખરેખર લક્ષ્મીયોગ તારા નસિબમાં છે. એક ગ્રહ જરા આડો પડેલો દેખાય છે તેથી તને થોડો વખત કાંઇ ખમવું પડશે; પણ જરા મહારાજની.

પાસે આવતો રહીશ અને મહારાજની મહેરબાની મેળવીશ તો જરૂર તારૂં કલ્યાણ થઈ જશે. મુંબઇમાં તારા જેવા સાધુ પુરૂષો દુઃખી થાય છે તે જોઇ મારૂં હૈયું ચીરાઈ જાય છે. જરૂર તારા ઉપર મહારાજની કૃપા ઉતારવા માટે હું પ્રયત્ન કરીશ.”

કાળીદાસ પ્રેમાનંદ મહારાજનાં આ વચનો સાંભળી ઘણોજ ખુશાલીમાં આવી ગયો. દરરોજ વખત મળ્યે એક વખત મહારાજની પાસે આવ્યા વગર રહેતો નહિ. રાતના સાત વાગ્યા પછી મહારાજનાં દર્શન કોઇને થતાં નહિ પણ પ્રેમાનંદની મહેરબાનીથી અખંડાનંદ મહારાજે રાતના કાળીદાસને આવવા માટે પરવાનગી આપી હતી, અને અખંડાનંદ મહારાજ જે કોઇ સાથે બોલતા નહોતા તે ધીમે ધીમે કાળીદાસ સાથે વાત કરવા પણ લાગ્યા હતા. એક વખત કાળીદાસે લક્ષ્મીદાસ શેઠ માટે પોતે કન્યા શોધે છે તે વાત પ્રેમાનંદ અને અખંડાનંદ આગળ કાઢી હતી; જે પછી થોડે દીવસે પ્રેમાનંદે એકાંતમાં કાળીદાસને જણાવ્યું કે એક કાઠીયાવાડી, કન્યા લઇ મુંબઇ આવ્યો છે. કન્યા ઘણી સરસ છે અને તારા શેઠ માટે જો થતું હોય તો તપાસ કરી તું વચ્ચે પડ. પ્રેમાનંદ મહારાજે કાળીદાસને ઠેકાણું આપ્યું અને તે પ્રમાણે કાળીદાસ તે કાઠીયાવાડીને ગુલાલવાડી આગળ બીજે દિવસે જઈ મળી આવ્યો. કાળીદાસને કન્યા બતાવવામાં આવી નહિ; અને જણાવ્યું કે કન્યાને અમારા એક સગાને ત્યાં રાખી છે. તમે કહેશો ત્યારે અમે કન્યા લઈ શેઠને બંગલે આવીશું. તે પ્રમાણે પેલા માણસો કન્યાને લઈ બીજે દિવસે બંગલે ગયા હતા અને શેઠને કન્યા પસંદ પડી હતી. આ કન્યાનાં તે પછી લગ્ન થયાં તે તો વાંચનાર સારી રીતે જાણે છે. પણ તે પહેલાં લગ્નની વચ્ચે એક કડી રહી ગઇ છે તે આવતા પ્રકરણમાં જણાશે.



## પ્રકરણ ૬ ઠ્ઠું.



## સંન્યાસી કે સત્યાનાસી ?

રાત્રિના નવ વાગ્યા છે. વાલકેશ્વરના બંગલામાં અખંડાનંદ મહારાજ, પ્રેમાનંદ મહારાજ અને બીજા કેટલાક ખુબ મસલતે બેઠા છે. મહારાજનો બીજો જાડો શિષ્ય દરવાજા ઉપર બેઠેલો છે. તે શિષ્યને આજ ખાસ હુકમ છે કે ગમે તેમ હોય તોપણ કોઇને અંદર આવવા દેવા નહિ. મહારાજની સામે જે બે માણસો બેઠા છે તેઓ કાઠીયાવાડી છે. બન્ને ત્રાસ પાંત્રીસ વરસની ઉમ્મરના છે. એકનું નામ છગનલાલ છે અને બીજો પોતાને અમથાલાલ તરીકે ઓળખાવે છે.

આ બન્નેનાં નામ ખરાં છે કે ખોટાં તે આપણે જાણતા નથી. પ્રેમાનંદ મહારાજે દરવાજા બંધ કર્યા કે છગન બોલી ઉઠયોઃ—"તમે બે જણાએ ધાર્યું શું છે, તે કાંઈ કહેશો કે ? તમે તમારે અહિંયાં મોજ ઉડાવો છો અને અમે તો ખાલી બગાસાં મારીએ છીએ. તમારી ખરેખરી ધારણા શું છે તે કહી દ્યો નહિં તો અમારે હવે ભોપાળું બહાર પાડવું પડશે."

" ભાઈ છગન, આ પ્રમાણે તપી જવાની કાંઇ પણ જરૂર નથી. ભોપાળું બહાર પાડવાથી જેટલું અમને નુકશાન છે તેટલુંજ તમને છે. અમે જે કાંઇ પેદા કરીશું તેમાં તમારો ભાગ નથી એમ તો કાંઇ નથી ને ? ' પ્રેમાનંદે જવાબ આપ્યો.

અમથો બોલી ઉઠયોઃ–"ભાગની વાત મોંઢેથી કહ્યા કરો છો, પણ અત્યાર સુધીમાં કેટલા હજાર એકઠા કર્યા તે તો કહેતા નથી. દરરોજ સેંકડો માણસોને ખત્રડાવો છો પણ તમારૂં પોતાનું તળીયું

તાજું કરો છો કે નહિ? મુંબઈની પોલિસને વાસ આવતાં વાર લાગશે નહિ; માટે જે થોડા વખતમાં ભેગું કરશો તેજ આપણું છે. મુંબઈમાં લાંબો વખત રહેવાનું મુશ્કેલ છે. હજુ સુધીમાં કાંઈ મોટો શિકાર મેળવ્યો છે કે નહિ?"

અખંડાનંદ વચ્ચે બોલી ઉઠયાઃ—"તમે બન્ને જબરા અકળાઇ ગયા છો. અમે સાધુઓને જમાડીએ છીએ તે કાંઈ ફોગટ જવાનું નથી. એમ જમાડવાથીજ લોકોની આસ્થા અમારા ઉપર વધી છે. કોઈ મોટા કુલની શોધમાંજ છઇએ, પણ તમે મુંબઇમાં અત્યાર સુધી શું કર્યું?"

"અમે શું કરીએ?" છગન બોલી ઉઠયો.

"તમારે માટે એક કામ મેં શોધી કાઢયું છે. મારી ખાત્રી છે કે તમે બન્ને એ કામ સફાઈથી પાર પાડશો. લક્ષ્મીદાસ નામનો એક શેઠીઓ મહાલક્ષ્મીમાં રહે છે. તેનો વિચાર ફરીથી લગ્ન કરવાનો છે. જો તમારાથી બને તો એક કન્યા ઉભી કરો અને તે શેઠ સાથે પરણાવો. રૂપીયા બે ચાર હજાર ખાઈ જાઓ, અને ચાલાકીથી થઈ શકતું હોય તો શેઠના ઘરમાં હાથ મરાવો. શેઠનો ખાસ મિત્ર કાળીદાસ અમારી પાસે આવે છે અને તેને કહો તો તમારી પાસે મોકલી આપીએ."

પેલા બન્ને જણાએ તે કબુલ કર્યું અને મોડી રાતના જતા પહેલાં પ્રેમાનંદ પાસેથી ખર્ચવા માટે રૂપીયા બસો લીધા. આ રૂપીયાની મદદથી તેઓએ શેઠને ત્યાં લઇ જવા માટે ગીરગામમાંથી એક દિવસ માટે એક નાયકાણીની છોકરી મેળવી. ગુજરાતી કપડાં પહેરાવી તેને શેઠને બંગલે લઇ ગયા. શેઠ કન્યા જોઇ એટલા દિવાના થઈ ગયા કે કન્યાને માટે વધુ તપાસ કરવાનું કાળીદાસને સોંપ્યું. કાળીદાસ ગમે તેટલો ઉસ્તાદ હતો પણ પેલા બે જણાએ તેને એવો

મોહની મંત્રથી આંજી નાંખ્યો કે કાળીદાસે કંઇપણ વધુ તપાસ કરી નહિ. પેલાઓએ કાળીદાસના કાલાવાલા કરી કહ્યું કે જો તમે અમારૂં આટલું કામ પાર પાડી આપશો તો અમે રૂપીયા બસો તમોને આપીશું. પહેલાં તો કાળીદાસને કન્યા માટે રૂપીયા ત્રણ હજાર કહ્યા પણ કાળીદાસને ખાત્રી હતી કે એટલા રૂપીયા કદી પણ શેઠ આપશે નહીં જેથી કેટલીક હોંસાતોંસી પછી કાળીદાસે ૧૭૦૦ નો આંક પાડયો હતો. ખરેખર તો તેમાંથી પેલાઓને પંદરસો આપવાના હતા. કાળીદાસે પણ આ લગ્ન રૂપીયા બસો માટે કર્યાં નહોતાં પણ જ્યારથી કન્યાનું મોઢું જોયું ત્યારથી શેઠ કરતાં કાળીદાસ તેના ઉપર વધુ મોહી પડયો હતો. કાળીદાસે તરતજ હવામાં કિલ્લાઓ બાંધ્યા હતા. શેઠ જેવા ઘરડા ધુવડો આવી સ્ત્રીને માટે લાયક નથી. એક વખત લગ્ન થયા પછી આ સ્ત્રીને હાથમાં લઇ શેઠને જેમ નચાવશું તેમ તે નાચશે અને મનગમતી મોજ ઉડાવીશું. ભવિષ્યની સારી આશાએ કાળીદાસ પડયો હતો પણ મનુષ્ય ધારે છે શું અને ઇશ્વર કરે છે શું ? એ કહેવત કાળીદાસની બાબતમાં ખરી પડી.

પ્રેમાનંદ મહારાજે આ લગ્ન ગોઠવવાનું કારણ પણ જુદું હતું: આ ચોકઠું ગોઠવવાથી છગન અને અમથાને થોડો વખત ગભરાવી દૂર કરી શકાશે. કાળીદાસ પોતાની મુરાદમાં પાર નહિ પડયો પણ અખંડાનંદ અને પ્રેમાનંદ પોતાની ધારણામાં ફાવ્યા. અમથો અને છગન મુંબઇથી લગ્ન પછી બીજે દિવસે ગુમ થઈ ગયા હતા. પણ જ્યારે કાળીદાસે પ્રેમાનંદ મહારાજને વાત કરી કે પેલા લોકોએ તો અમને ફસાવ્યા અને કન્યા તો ત્રીસ હજારનો દાગીનો લઇ ગુમ થઇ ગઇ ત્યારે મહારાજ તો ગભરાયા. આવી મોટી રકમનો તડાકો તેઓને પડશે એમ આ બન્ને સંન્યાસીઓને લાગતું નહોતું. બે ચાર હજાર લઈ તેઓ મુંબઇથી ચાલતા થશે એમજ તેઓ ધારતા હતા, પણ

આવો મોટો તડાકો તેઓને પડયો તેથી મહારાજોને તેઓ માટે જરા ઈર્ષા પણ ઉત્પન્ન થઇ; પરંતુ સાથે લાગ્યો ભય પણ લાગ્યો કે જો કાળીદાસ પ્રેમાનંદનું નામ આપે તો તેઓનું ભોપાળું પણ ફુટી જશે. પોતાના ચહેરા ઉપર ભયનું ચિન્હ નહિ જણાવતાં પ્રેમાનંદ મહારાજ બોલ્યાઃ—“ કાળીદાસ, ખરેખર આ ખબર સાંભળી અમે ઘણા દલગીર થયા છીએ. અમને શી ખબર કે આવા માણસો મુંબઇમાં હશે ! તેઓ ગરીબ ગાય જેવા થઇ મહારાજ પાસે આવતા હતા. એક દિવસ તેઓ મુંબઇમાં શું કરે છે એમ પુછતાં તેઓ પોતાની કન્યા પરણાવવા મુંબઈ આવ્યા છે એમ મને કહ્યું. લક્ષ્મીદાસ શેઠને વાસ્તે ન્યાત જાતની તપાસ કર્યા પછી તે કન્યા અડચણ ન હોય તો લેવા માટે મેં તમોને ભલામણ કરી. મને શી ખબર કે તે લોકો આવા દુષ્ટ હશે !? ખરેખર ! મુંબઇમાં બહુ ચેતીને ચાલવાની જરૂર છે. લક્ષ્મીદાસ જેવા ભલા શેઠને દુઃખ થયું તેનો એક રીતે હું કારણભૂત થઇ પડયો તે માટે મને ઘણી દલગીરી થાય છે. ”

“ મહારાજ, તેમાં આપ શું કરો ? જેવું શેઠનું નસિબ. આ જગતમાં જે નસિબમાં લખાવીને લાવીએ છઇએ તે સઘળું બનવા કાળે બન્યા વગર રહેતું નથી. ”

“ વો બાત તો સચ્ચ હૈ, ” અખંડાનંદ મહારાજે હિંદીમાં વચ્ચે ટાહુકો પુર્યો.

પ્રેમાનંદે પછી શું થયું તે માટે પુછતાં કાળીદાસે જણાવ્યું કેઃ— “ પોલિસને મારે માટે શક છે. પોલિસ તે સંબંધમાં તપાસ ચલાવે છે પણ મહારાજની કૃપા હશે તો આપે જેમ ભવિષ્ય વરત્યું હતું, તેમ થોડા વખતમાં હું આ સંકટમાંથી દૂર થઇશ. ”

“ પોલિસે તમને પુછયું તો હશે કે એ કન્યાની ભલામણ તમોને કોણે કરી ? ” પ્રેમાનંદે આતુરતાથી પુછયું.

"હા, પોલિસે પુછયું હતું, પણ હું ક્યાં કાચો છું કે તમારૂં નામ દઉં ? મેં તો કહ્યું કે એક દિવસ એ શખ્સો મને ભુલેશ્વર માર· કીટ આગળ મળ્યા અને તેઓએ કહ્યું કે અમારી પાસે એક કન્યા છે તેનું તમે તમારા શેઠ સાથે નક્કી કરી આપો તો ઉપકાર થશે."

"કાળીદાસ, એ તમે ઠીક કર્યું. જો અમારૂં નામ દીધું હોત તો પોલિસ અમોને વગર મફતની હેરાન કરતે." પ્રેમાનંદ મહારાજે જણાવ્યું.

પણ આ સઘળો વખત અખંડાનંદ મહારાજના ચહેરા ઉપર એક જાતની ચિંતા છવાઇ રહી હતી. મહારાજ ધારતા હતા કે જરૂર મુંબઈની પોલિસ પેલાઓને પકડી પાડશે અને તેઓની સાથે અમારા દહાડા પણ નક્કી ભરાઈ જશે. અત્યાર સુધીમાં મુંબઇમાં જે બાજી ગોઠવી હતી તેમાંથી જીવ જેવો ફાયદો થયો નહોતો અને એક મોટા શિકારની ગોઠવણમાં હતા તેટલામાં તો આ ભયનું વાદળ ચઢી આવ્યું. હતું. કાળીદાસે સઘળી વિગત જણાવ્યા પછીજ મહારાજનો ચહેરો શાંત થયો. કાળીદાસે તે પછી ઉઠવા માડયું એટલે પ્રેમાનંદે કહ્યું:— "કાળીદાસ, હાલ તમારી પાછળ ગુપ્ત પોલિસનાં માણસો હોવાં જોઇએ, અને તમે અમારે ત્યાં આવ્યા કરશો તો જરૂર પોલિસને અમારે માટે વહેમ જશે. પરમાત્માની કૃપાથી આ વાદળ તમારા ઉપરથી ઉતરી જાય પછી અહિંયાં આવશો તો ઠીક થશે. આપને જે ગ્રહ નડે છે તેનું અનુષ્ઠાન આજથી શરૂ કરીશ અને તમે થોડા વખતમાં ચિંતા મુક્ત થઈ જશો. મુંબઇની પોલિસ કદાચ મહારાજની પુંઠે લાગે અને મહારાજના જીવને ત્રાસ થાય તેટલા માટે થોડા દિવસ નહિ આવો તો ઠીક થઇ પડશે."

"પણ હમેરેકુ ક્યા હે ? હમેરેકુ જેલ ઓર બંગલા એક હૈ. હમ સંસાર ત્યાગીકું પોલિસ ક્યા કરેગી ? ચઇએ તો પકડ જાય. અભી હમ કેદમેં જાનેકુ તૈયાર હૈ. કાળીદાસ, તુમ મત ગભરાઓ,

ઇદર રોજ આવ, હમકુ કુછ હરકત નહિ હૈ." અખંડાનંદ મહારાજ બોલી ઉઠ્યા.

પ્રેમાનંદે તરતજ જવાબ આપ્યો:—"મહારાજ, આપ કો'છો તે સત્ય છે પણ એ સંસારી ઝઘડામાં પડવાની આપને શું જરૂર છે? આપ બાળ–બ્રહ્મચારી હોવાથી આપને ખબર નથી કે પોલિસ એ શું ચીજ છે?"

કાળીદાસ બોલી ઉઠયો:—"પ્રેમાનંદ મહારાજ કહે છે તે ખરૂં છે. મુંબઈની પોલિસ બડી બલા સમાન છે. કોણ જાણે એ લોકોને દરેક વાતની ક્યાંથી ખબર પડે છે? મહારાજ કહે છે તે પ્રમાણે થોડા દિવસ અહિંયાં આવીશ નહિ તો ઠીક પડશે."

આ પ્રમાણે કેટલીક વાતચિત કરી કાળીદાસ ઘેર ગયો. બન્ને સંન્યાસી, અરે! ખરેખરા સત્યાનાશીઓએ કેટલીક મસલત કરી કે જે સાથે હાલ આપણને કામ નથી.



## પ્રકરણ ૭ મું.



### મહારાજ છોકરાં આપે છે.

અખંડાનંદ મહારાજ મુંબઈમાં આવ્યા તેને થોડા દિવસ થયા તેટલામાં મહારાજની ખ્યાતી ચારે તરફ ફેલાઈ ગઇ હતી. મહારાજ વૈદક વિદ્યા તેમજ મંત્ર જંત્રમાં કુશળ છે, એમ જ્યાં ત્યાં વાતો થવા માંડી હતી. મુંબઈની કેટલીક શેઠાણીઓ જેઓને પરમેશ્વરે પુત્રરત્ન આપ્યું ન હતું તેઓ કેટલાક દિવસ થયા મહારાજ પાસે ફેરા ખાવા લાગી હતી. હજુ સુધી મહારાજની કોઇના ઉપર મહેરબાની ઉતરી નહોતી. મહારાજે અત્યાર સુધી એવું જીવ જેવું દ્રવ્ય મેળવ્યું

નહોતું. જે કાંઇ મેળવ્યું હતું, તે ઉપર બે ચાર વરસ ચેન થઇ શકે તેમ હતું; પણ મહારાજનો વિચાર આખી જીંદગી સુધીની નિરાંત કરવાનો હતો. મહારાજની પાસે અત્યાર સુધીમાં જે સ્ત્રીઓ આવતી હતી તેમાં છોકરાં મેળવવાની આશાએ આવનારીઓમાં શેઠ સારાભાઇની સ્ત્રી મગનશેઠાણી હતી. શેઠ સારાભાઇ ઘણા સૂધરેલા વિચારના હતા પણ મગનશેઠાણી એક અભણ અને વહેમી સ્ત્રી હતી. શેઠ સારાભાઇ મરકી સામે લડત ચલાવી પોતાના બિલાડી મંડળથી દુનિયામાં નામના કરવાનો ઈરાદો રાખતા હતા, ત્યારે મગનશેઠાણી પોતાના વહેમી વિચારથી દુનિયામાં જગ અકારાં થવા માગતાં હતાં. મગનશેઠાણી અભણ તથા વહેમી હતાં અને તેને સુધારવાની આવશ્યકતા શેઠને કેટલોક વખત થયાં જણાઇ હતી; અને તે માટે શેઠે જ્યારથી ગુલાબદાસ તેમને ત્યાં સવારે કામે આવવા લાગ્યો ત્યારથી તેની સાથે કેટલીક વખત વાદવિવાદ ચલાવ્યો હતો. શેઠ સ્ત્રીની બાબતમાં દુઃખી છે એમ ગુલાબદાસે થોડા વખતમાં જોઇ લીધું હતું. બિલાડીઓના સંબંધમાં પણ તેણીએ શેઠને ઘણા સતાવ્યા હતા. મરકીમાં શેઠ બહાર નહિ જતા ત્યારે પોતે શેઠ સાથે રીસાતી અને કેટલીક વખત તો પોતાને પિયર પાટણ જતી રહેતી હતી. શેઠ ગમે તેટલી મુસ્કેલીમાં પણ ડગ્યા નહિ અને છેવટે શેઠાણી હારીને પાછાં મુંબઇ આવ્યાં હતાં. શેઠ સાથે તે હવે બિલાડીની બાબતમાં મરડાતી નહિ પણ ઘરમાં હંમેશનો કંકાશ તો ચાલુ હતો. રોજ કાંઇ નહિ અને કાંઈ બાબત ઉપર તકરાર તો ખરી. આજ તો રામા ઘાટી ઉપર બાઈ ખીજવાયાં હોય તો કાલ રસોઈયા સાથે લડયાં હોય. શેઠાણી સાથે એક પણ નોકરને બનતું નહોતું. શેઠે આ લગ્ન નાનપણમાં કર્યાં હતાં. શેઠાણીની ઉમ્મર લગભગ ૩૫ વરસની હતી. જ્યારે શેઠ લગભગ ચાલીસ વરસની ઉમ્મરના હતા. શેઠાણી પાંત્રીસ વરસનાં થયાં ત્યાં સુધી શેઠાણીને પેટે કાંઈ પણ સંતતિ ન થઇ તેથી

શેઠાણી મળી જતાં હતાં, અને ત્યાર સુધીમાં મુંબઈમાં આવતા દરેક જોગી, જતી પાસે જઇ આવવા ચુકતાં નહિ. અખંડાનંદ સ્વામી મુંબઈ આવ્યા કે થોડાજ દિવસમાં શેઠાણીને ખબર મળી હતી કે કોઇ મહાત્મા મુંબઇ આવ્યા છે. એક બે વખત શેઠાણી બપોરે શેઠ કોટમાં જાય ત્યારે મહારાજ પાસે જઈ આવ્યાં હતાં. ધીમે ધીમે પ્રેમાનંદની મીઠી જીભથી અને મહારાજના આડંબરથી શેઠાણીની શ્રદ્ધા મહારાજ ઉપર બેઠી હતી. મહારાજ આ બાઇને ધારી ધારીને જોતા હતા. થોડા દિવસ શેઠાણી મહારાજ પાસે આવ્યાં તે અરસામાં એક દિવસ બપોરના કાળીદાસ આવ્યો હતો તે વખતે શેઠાણી પણ ત્યાં આવી પહોંચ્યાં હતાં. બન્ને જણાંએ એક બીજાની ખુશ ખબર પૂછયા પછી શેઠાણી તે દિવસે ઝાઝો વખત અહિંયાં નહિ બેસતાં નિકળી ગયાં. કાળીદાસ શેઠાણીને ઓળખે છે એમ પ્રેમાનંદે તરતજ જોઇ લીધું. પ્રેમાનંદ આ બાઇ કોણ આવે છે તે કેટલા દિવસથી જાણવા આતુર હતો. થોડી વારે કાળીદાસને પ્રેમાનંદ મહારાજે પુછયું:— " કાળીદાસ, આ બાઇ કોઈ ખરી ભક્તિવાન્ છે. "

" હા, મહારાજ, એ આ શહેરના જાણીતા શેઠ સારાભાઈનાં ધણીયાણી થાય છે. શેઠને ઇશ્વરે જ્યારે સઘળી વાતે સુખી બનાવ્યા છે ત્યારે એક વાતે દુઃખી રાખ્યા છે. ઇશ્વરની એ ખુબી છે કે જેને ત્યાં ખાનાર ત્યાં ધાનાર નહિ અને ધાનાર ત્યાં ખાનાર નહિ. મુંબઇ જેવા શહેરમાં હજારો ભિખારણો કેડે અને છાતીએ અડધો ડઝન છોકરાં વળગાડીને ચાલે છે ત્યારે અમારા આ વાલકેશ્વરમાં આજે એવા સંખ્યાબંધ શેઠીયા પડયા છે કે જેને ત્યાં એક બાળક રડે નહિ ! શેઠીયાઓને ત્યાં છોકરાં આપતાં ઇશ્વરનો હાથ એકદમ કેમ ખેંચાઈ જતો હશે તે સમજ પડતી નથી. "

" એનું નામજ ઇશ્વરની લીલા. દરેક માણસ દરેક રીતે સુખી હોય તો આજે ઇશ્વરને સંભારતે કોણ ! " પ્રેમાનંદ બોલ્યો.

"મહારાજ, ત્યારે દરેક માણુસને કાંઈ ને કાંઈ દુઃખ નાંખવાથી ઇશ્વરને ફાયદો શું ?"

"સુખ ઓર દુઃખ એ મનનું માની લીધેલું છે. અમને સાધુઓને કોઇ પ્રકારનું દુઃખ થતું નથી. તમે જો ઇશ્વરની ભક્તિ કરો તો તમને પણુ દુઃખ જણુાય નહિ."

"મહારાજ, અમારાં એવાં ભાગ્ય કયાંથી હોય કે ઇશ્વરની ભક્તિ અમારાથી થાય."

"જો ઇશ્વરની ભક્તિ ન થતી હોય તો સાધુ સંતનો સતસંગ રાખો કે તેમની પાસેથી પણુ જ્ઞાન મળશે અને ઈશ્વર પર ચિત્ત ચોંટશે."

આવાં આવાં વાકયોથી કાળીદાસ મહારાજ તરફ વધુ ને વધુ ખેંચાતો ચાલ્યો.

બીજે દિવસે બપોરે મગનશેઠાણી આવ્યાં ત્યારે સારે ભાગ્યે મહારાજ પાસે કોઇ નહોતું. મહારાજ પણુ કેટલા દિવસથી તેની સાથે બોલવાની રાહ જોતા હતા, અને તેમાં ગઇ કાલે કાળીદાસ પાસેથી થોડી હકીકત જાણી લીધી ત્યારથી તો પ્રેમાનંદને મગનશેઠાણી સાથે વાત કરવાની ચટપટ થઇ રહી હતી. મગનશેઠાણી પણુ મહારાજ પાસે આવતાં હતાં પણુ અત્યાર સુધી મહારાજ સાથે વાત કરવાની તેની હિમ્મત ચાલી શકતી નહોતી. આજે મહારાજ પાસે કોઈ નહિ હતું તેથી શેઠાણીની ઇચ્છા મહારાજ સાથે વાત કરવાની થઇ. પ્રેમાનંદ મહારાજે પોતેજ આજે વાત ઉપાડી. "બાઈ, તમે રોજ મહારાજ પાસે આવો છો તેથી મહારાજ તમારા ઉપર પ્રસન્ન થયા છે. મહારાજે મને આજે તમોને કહેવા આજ્ઞા કરી છે કે બાઇને કહેજો કે તમે જે હેતુથી આવો છો તે પાર પાડવામાં ઘણી મુશ્કેલી છે."

બિચારી ભોળી મગનશેઠાણી આ પ્રમાણે મહારાજ તરફનો

જવાબ સાંભળી વિચારમાં પડી ગઇ, અને બોલીઃ–" મહારાજ, ત્યારે શું આ જન્મમાં મને કંઈ પણ આશા નથી ? "

" તમને સંતતિ નહિ થાય એમ કાંઈ મહારાજ કહેતા નથી પણ તમને હાલ મોટી પનોતી ચાલે છે તેથી તેની અસર દૂર કરવા મોટા ખર્ચ કરવો પડે તેમ છે અને તમારા જેવાં બાઈ માણસથી તે ખર્ચ થઈ શકે નહિ. "

" મહારાજ, કેટલો ખર્ચ થાય તે મને કહેશો ? "

" ઘણો મોટો ખર્ચ કરવો પડે; તે તમારાથી થાય એમ નથી. તમારા ગ્રહો તમારા દુશ્મન થઈ બેઠા છે. "

" મહારાજ, તે ગ્રહની શાંતિ પાછળ કેટલો ખર્ચ કરવો પડે તે મને જણાવો તો હું કરવા તૈયાર છું; અને બહુ મોટો ખર્ચ કરવો પડે તો હું મારા ધણીને સમજાવી કરાવીશ. "

" નહિ, નહિ. તમારા ધણી જો જાણે તો ખર્ચ થાયજ નહિ. તમારા પતિથી છુપી રીતે એ ગ્રહની શાંતિ કરવી પડશે. તમારા પોતાના પતિજ તમારા દુશ્મન છે. "

મગનશેઠાણી આ સાંભળી ચમકી ગઇ. તે બિચારીને શું જવાબ આપવો તે સુઝયું નહિ.

ગમે તેવી ભોળી સ્ત્રી પણ આવી વાત માનતાં અચકાય તેમાં નવાઇ નથી. મહારાજ પ્રેમાનંદ મહા ધુર્ત હતો. " તારો પતિ તારો દુશ્મન છે " એ બોલાઇ તો ગયું; પણ મગનશેઠાણીના ચહેરા ઉપર તેથી થયેલો ફેરફાર તે તરતજ પામી ગયો. તેણે તરતજ ફેરવી તોળી કહ્યું:–" તારો પતિ તારો દુશ્મન છે એટલે તારા પતિના ગ્રહો તને નડે છે. તારા પોતાના નસિબમાં પુત્ર છે, પણ તારા પતિના નસિબમાં પુત્ર નથી. તેથી ખેતરપાળ સાથે તારાં લગ્ન ફરી કર્યાંથી અને ગ્રહોની શાંતિ કર્યાંથી તને છોકરાં થશે. તારો પતિ તારાં ફરીથી

ખેતરપાળ સાથે લગ્ન કરવા દેશે નહિ; માટે તારા પતિને આ બાબતની ખબર પડે તો જરૂર તે સામો થાય. તારી ઈચ્છા હશે તો સઘળી ખટપટ અમો કરીશું. ખેતરપાળ એક ઋષિ છે અને ઋષિનાં લગ્ન મોટી ધામધુમથી કરવાં જોઇએ. ગ્રહોની શાંતિમાં પણ મોટો ખર્ચ થાય અને એ સઘળો ખર્ચ કરવાની તારા જેવી સ્ત્રીની હિમ્મત ચાલે નહિ તેથીજ મહારાજે તને કહેવડાવ્યું છે કે તારી ઈચ્છા પાર પડવી મુશ્કેલ છે. ''

આ સઘળો વખત અખંડાનંદ સમાધીમાંજ આંખ મીંચી બેસી રહ્યો હતો. પ્રેમાનંદની વાત કરવાની ખુબીથી તે મનમાં ને મનમાં મલકાતો હતો; પરંતુ વચ્ચે બોલવા તેને પ્રેમાનંદે ના કહેલી હોવાથી તે બોલી શકતો નહોતો.

મગનશેઠાણી પ્રેમાનંદ મહારાજની આ વાત સાંભળી વિચારમાંજ દંગ થઈ ગઈ. અત્યાર સુધીમાં સેંકડો જોગી, જતી, સાધુ સંન્યાસી પાસે તે ગઇ હતી પણ તેણે કદી પણ આવું સાંભળ્યું નહોતું. આ મહારાજની વાત કરવાની છટા જેમ જુદી હતી તેમ રોગના ઉપાયો પણ તે જુદા બતાવતો હતો. મગનશેઠાણી કાંઇપણ જવાબ આપી શકી નહિ એટલે પ્રેમાનંદ બોલ્યોઃ—" આપણી સ્ત્રીઓ મોટી મોટી આશા રાખે પણ તેઓથી કાંઇ થઇ શકે નહિ. શેઠાણી, ગભરાતાં નહિ. તમે આ બાબત વિચાર કરજો અને પછી મને જણાવજો કે તે પ્રમાણે ગોઠવણ કરીશું. ''

મનગશેઠાણી તે પછી મહારાજને પગે લાગી ઘેર ગઇ.

શેઠ સારાભાઇએ થોડા વખતમાં જોઈ લીધું કે મરકી સામે જો લડત ચલાવવી હોય તો ઉંદરોનો કચ્ચંઘાણ કાઢવો જોઇએ; પણ હિંદુ કોમ નાના જંતુને પણ મારવા સામે સખત લાગણી ધરાવે છે. હિંદુઓમાં એ તો એક સાધારણ કહેવત છે કેઃ—

" જુ, માંકડ ચાંચડ ને જતી,
તેને માર્યાનું પાપજ અતિ. "

જતી શબ્દ ઉપરથી અનુમાન થાય છે કે આ કહેવતનો જન્મ જૈન ધર્મીઓ તરફથી થયો હશે; જૈન ધર્મીઓએ પોતાના દયાના સિદ્ધાંતોની અસર હિંદુસ્તાનમાં સામાન્ય ફેલાવી મુકી છે. પાશ્ચિમાત્ય વિદ્વાનો ગમે તેટલા હસી કાઢે તો પણ હિંદુસ્તાનના વતનીઓ દયાના સિદ્ધાંતમાં તેઓ કરતાં હજાર ગણા આગળ વધેલા છે. નાનામાંનાના પ્રાણી પ્રત્યે પણ હિંદુસ્તાનના વતનીઓ કાળજી રાખે છે. દરેક નાના મોટા શહેરની પાંજરાપોળો તે વાતની સાબીતી આપે છે. પાંજરાપોળોનો વહિવટ હાલમાં ગમે તેટલો અવ્યવસ્થિત ચાલતો હશે, તોપણ જે સિદ્ધાંત ઉપરથી તે સ્થાપવામાં આવેલી છે તે સિદ્ધાંત ખરેખર વખાણવા જોગ છે એમ ગમે તે દેશનો વતની કહી શકશે. આ સઘળી બાબતનો વિચાર કરી શેઠ સારાભાઇએ મરકી સામે લડત ચલાવવાને બિલાડીઓની જરૂર છે એમ સિદ્ધ કરવાનું નક્કી કર્યું. તે કામમાં મદદગાર તરીકે તેવણે શેઠ લક્ષમીદાસના ભત્રિજા ગુલાબદાસને પસંદ કર્યો. ગુલાબદાસ દરરોજ સવારના સાત વાગે શેઠ પાસે આવતો હતો, અને શેઠની પાસે તે દિવસનાં સઘળાં વર્ત્તમાનપત્રોમાં મરકી સંબંધી જે હકીકત હોય તે વાંચી જતો હતો. શેઠે તે ઉપરાંત પોતાની બિલાડીઓની સંખ્યા હાલમાં જે વધારી હતી તે માટે પણ ઘણી ખટપટ વધી ગઇ હતી. બિલાડીઓ દરરોજ કેટલીક માંદી પડતી હતી તેને હોસ્પીટલમાં મોકલવી વિગેરે કામકાજ વધતું ચાલ્યું હતું. શેઠે હિંદુસ્તાનમાં બિલાડીઓની કેટલી જાત છે, અને ઉંદર કઇ બિલાડીઓને જોતાં નાશી જાય છે તે વિષે હકીકતો મંગાવી હતી. પ્રાણીશાસ્ત્રને લગતાં જુદાં જુદાં પુસ્તકો મંગાવી, તેમણે પોતાની શોધખોળ આગળ ચલાવવા માંડી હતી. બીજું દરેક ઘરમાં કેટલી બિલાડી પાળવાથી ઉંદરો નાશી જાય તે માટે અખતરા કરવા માંડ્યા હતા. પોતાના

કેટલાક ભાઈબંધોને મહામહેનતે પોતાના ઘરમાં બિલાડીઓ પાળવા સમજાવ્યા હતા. તેઓ શેઠના કહેવાથી બિલાડી પાળતા હતા પણ શેઠને જે મુખ્ય અગત્યની વસ્તુ જોઈતી હતી તે તેઓ કરતા નહિ. શેઠ જે કોઈ પોતાના મિત્રને ત્યાં બિલાડી મોકલતા હતા તેમને ત્યાં પહેલો ગુલાબદાસ જતો હતો અને એક પત્રક ભરી લાવતો હતો. આ પત્રકમાં આ ઘરની આસપાસ મરકીના કેસો ૫૦૦ વાર સુધીમાં છેલ્લાં ત્રણ વરસમાં કેટલા થયા હતા અને તેઓએ રસી મુકાવી હતી કે કેમ તથા છેલ્લો કેસ કયારે થયો હતો તે નોંધી લેવામાં આવતું હતું, અને તે પછી તે વસ્તીમાં ઉંદર કેટલા છે, તથા ઉંદરને પકડવા માટે શું ઉપાય લેવામાં આવે છે તેની વિગત લખી લાવવામાં આવતી હતી. શેઠની શરમે આ વિગતો મેળવવામાં તેમના મિત્રો મદદ કરતા હતા પણ શેઠ તરફથી તેઓને ખાસ કહેવામાં આવતું કે મારી બિલાડી આવ્યા પછી ઉંદરો કેટલા મુવેલા મળી આવ્યા અને ઉંદરો ઓછા થયા કે કેમ, તથા મરકીના કેસો થયા કે કેમ, તે વિગતો રાખવી પણ તે રાખવાની તેઓ શેઠના જેવી કાળજી ધરાવતા નહિ. આથી શેઠ ઘણી વખત નિરાશ થતા હતા. એક દિવસ સવારના સારાભાઇ શેઠ ગુજરાતી છાપાં લઇ બેઠા હતા તેટલામાં ગુલાબદાસ આવી પહોંચ્યો. શેઠ આજે નિરાશ થઈ ગયા હતા. આટલા આટલા મહિના મહેનત કરી તે છતાં તેનું પરીણામ જીવ જેવું આવ્યું ન હતું.

શેઠ બોલ્યાઃ—“ગુલાબદાસ, આપણા લોકો કોણ જાણે એવા આળસુ છે કે ફારમો છપાવી આપ્યાં છે તે છતાં જરા કાળજી રાખી નોંધી મોકલતા નથી. પછી ઉંદરોનો કચડઘાણ સરકાર કાઢે ત્યારે સરકારને દોષ દેવા ઉભા થશે. મ્યુનિસીપાલીટી ઉંદરો મારે તેમાં નવાઈ શું ! એ લોકોને કયાં ધર્મની લાગણી છે ? આપણા શેઠીયાઓને ધર્મ વહાલો નથી તેનું શું કરવું ?”

"શેઠ, આપને એકલે હાથે આ સઘળું કરવું પડે છે તેથી મુશ્કેલી પડે છે. ઇંગ્રેજ લોકો આ બાબતમાં જુદેજ રસ્તે કામ લે. તેઓ મંડળીઓ સ્થાપી અરસપરસની સહાયથી કામ ચલાવે."

"પણ આપણા લોકો આવી મંડળીમાં જોડાય નહિ કેની ?"

"શેઠ, જો મહેનત કરશું તો શા માટે મંડળી ઉભી નહિ થાય ? થોડાક શેઠીયાઓને ભેગા કરો. જોઇએ તો વિલાયત સુધી ચર્ચા ચલાવી તેને માટે ફંડ ભેગું કરો. વિલાયતમાં મેં કાલેજ છાપામાં વાંચ્યું છે કે એક બિલાડીરક્ષક મંડળી હસ્તી ધરાવે છે. અને તે મંડળીમાં નામદાર શહેનશાહના પુત્ર પ્રિન્સ ઓફ વેલ્સ અને બીજા ડયુકો પેટ્રન છે. આપણા દેશમાં તેવી મંડળી ચલાવવામાં આવે તો જરૂર ફાયદો થયા વગર રહે નહિ."

"ગુલાબદાસ, તમે કહો છો તે વાત મારા ધ્યાનમાં ઉતરે છે. એવી એક મંડળી સ્થાપીએ તો કેટલા સભાસદ કરવા જોઇએ. તેના સેક્રેટરી, ટ્રેઝરર, વિગેરે કેવી રીતે નિભાવવા જોઇએ. તે મંડળ સ્થાપવા માટે જાહેર સભા કેવી રીતે બોલાવવી જોઇએ તે તમે નકી કરી લાવો કે પછી આપણે તે મંડળની સ્થાપના કરીએ. એકાદ પગારદાર સેક્રેટરી રાખશું કે તેથી હાલ તમોને કેટલુંક રખડપટ્ટીનું કામ કરવું પડે છે તે ઓછું થશે. અરે ઠીક યાદ આવ્યું! ગુલાબદાસ, તમારા કાકાએ પેલાં લગ્ન કર્યાં તેનું શું થયું ? મેં તો સાંભળ્યું છે કે કાકાનો ત્રીસેક હજારનો દલ્લો ઉરાડી કન્યા બાઈ તો ગુમ થઇ ગયાં છે, તેનો કાંઇ પત્તો મળ્યો કે નહિ ?"

ગુલાબદાસે જવાબ આપ્યો:–"હજી સુધી તો કાંઈ પત્તો નથી મળ્યો. પોલિસ શોધ ચલાવે છે."

"તમારા કાકા આટલે વરસે પરણવા શું જોઈ નિકળ્યા હશે ?"

"કાકા છોકરાની આશાએ પરણવા નિકળ્યા હતા. આ જન્મમાં

છોકરાં નહિ થાય તો સ્વર્ગમાં નહિ જવાય એવો જે વહેમ ચાલે છે તેને લીધેજ કાકા સ્વર્ગ મેળવવા જતાં આબરૂ અને પૈસો ગુમાવી બેઠા છે."

"હા. પુરૂષો કરતાં સ્ત્રીઓમાં છોકરાંની ઘણી ઇચ્છા હોય છે. મારા ઘરમાં પણ તમારાં શેઠાણી રોજ છોકરાં માટે ઝંખ્યા કરે છે. જ્યાં લગણ હિંદુસ્તાનમાં સ્ત્રીઓમાંથી વહેમ નહિ જાય ત્યાં લગણ મરદો ગમે તેટલું માથું ફોડી મરી જાય તો પણ આ દેશ સુધરવાનો નથી. મારા સાંભળવામાં આવ્યું છે કે તમારાં પત્ની ભણેલાં અને વિદ્વાન છે, તો બે ઘડી અહિંયાં મોકલી તમારાં શેઠાણીને સુધરાવશો તો તમારો ઉપકાર કદી હું નહિ ભૂલું."

"શેઠ, એ શું બોલો છો. જરૂર બબ્બે ઘડી તેમને અહિંયાં મોકલીશ, અને બનશે તો શેઠાણીના વિચાર ફેરવવા પ્રયત્ન કરાવીશ."

આ પછી બન્ને જણાઓએ મુંબઇમાં એક બિલાડીરક્ષક મંડળ ઉભું કરવા નક્કી કર્યું.



## પ્રકરણ ૯ મું.



### લક્ષ્મીદાસ શેઠ પર તવાઇ.

ગરીબ બિચારા લક્ષ્મીદાસ શેઠ, હજુ તો લગ્ન કર્યાંને થોડા દિવસ થયા નહિ તેટલામાં વળી એક નવી પીડામાં આવી પડયા. બૈરીની બૈરી ગઈ, ધનનું ધન ગયું તે હજુ ઓછું હતું, તેમ એક સવારના તેઓ પોતાના બંગલામાં બેઠા છે તેટલામાં તેમના ન્યાત ગોરે આવી ખબર આપી કે, "આજે રાતના તમારા સંબંધમાં વિચાર કરવા ન્યાતનું પંચ મળનાર છે, માટે તમારા લગ્ન સંબંધી

તમારી પાસે જે કાંઇ પુરાવા હોય તે લઈ હાજર થવું." શેઠ બિચારા આ નવી ખબરથી ચમકી ગયા. ગોરની સાથે વાત કરતાં ફક્ત એટલુંજ તાત્પર્ય નિકળ્યું કે કન્યા હલકી વર્ણની છે, એવી ખબર ન્યાતને મળવાથી આજ ન્યાત મળનાર છે. હવે શું કરવું તે શેઠને સુજ્યું નહિ. ન્યાતમાં જવું કે નહિ તેજ વિચાર પ્રથમ તેમના મગજમાં ઉભો થયો. જો નથી જતા તો ન્યાતબહાર મૂકયા સિવાય રહેશે નહિ. કાળીદાસને પણ સાથે લઇ જવાય તેમ નહોતું કેમકે તે તેમની ન્યાતનો નહોતો. છેવટે રાત્રીના આઠ કલાકે ભુલેશ્વરમાં આવેલી ન્યાતની વાડીમાં જવા માટે શેઠ બંગલેથી નિકળ્યા. કમનસિબે ન્યાતની વાડીમાં જવામાં શેઠ પહેલે હતા. ગોરે આઠ વાગે કહ્યું હતું અને સાડાઆઠ સુધી કોઈ મળે નહિ. શેઠ વાડીમાંથી બહાર નિકળી આમ તેમ ફરે છે તેટલામાં એક ગડબડદાસ નામનો ન્યાતીલો તેમને મળ્યો. કેટલાંક વરસ થયા શેઠ ગડબડદાસને ઓળખતા હતા. ન્યાતના દરેક કામમાં તે આગેવાન તરીકે ભાગ લેતો હતો તેથી તેને શેઠે બોલાવ્યો. તેણે શેઠને કહ્યું:–"શેઠ, આપે લગ્ન કરતા પહેલાં કાંઇ પણ તપાસ કરી હોય તેમ લાગતું નથી. ન્યાત તમારા જેવા શેઠ સાથે સખ્ત થવા માગતી નથી. તમો કહો તો હું તમારી તરફથી વચ્ચે પડું. આપનો વિચાર કેટલા રૂપિયા આપવાનો છે તે કહો."

"ભાઈ ગડબડદાસ, મારે શા માટે રૂપીયા આપવા તેજ મને સમજ પડતી નથી. ન્યાતનો વિચાર જો મને દંડવાનોજ હોય તો મારો ઉપાય નથી."

"શેઠ, આજના વખતમાં ન્યાતની સામે થવામાં ફાયદો નથી."

આ પ્રમાણે વાત કરતા તેઓ વાડીમાં પાછા આવ્યા. તે વખતે આશરે ન્યાતના ૫૦–૭૫ ગૃહસ્થો ભેગા થયા હતા. શેઠ લક્ષ્મીદાસના લગ્ને ન્યાતમાં સારી રમુજ ફેલાવેલી હોવાથી કેટલાક જુવાનિયાઓ

પણ તે ફારસ જોવા આવ્યા હતા. ન્યાતના આગેવાનો શેઠ લક્ષ્મીદાસનું દશેક હજાર સુધીનું છોડ ફાડી નાંખવાના વિચારથી આવ્યા હતા. ન્યાતના શેઠ છોટાલાલે ન્યાતિ—સભાનું કામ શરૂ કરતાં નિચે પ્રમાણે જણાવ્યું:-

"શેઠ લક્ષ્મીદાસે થોડા વખત ઉપર મહાલક્ષ્મીમાં લગ્ન કર્યાં હતાં. તે કન્યા આપણી ન્યાત સાથે ભાણે ખપતી નથી એવી ન્યાતને ખબર મળી છે, અને તે માટે વિચાર કરવા આજની સભા મળી છે."

આ ભાષણ ચાલે છે તે દરમિયાન શેઠનો ભત્રિજો ગુલાબદાસ અને તેનો મિત્ર લાલદાસ ન્યાતની સભામાં આવી પહોંચ્યા. ગુલાબદાસને લાલદાસ આજે સભામાં લઇ આવ્યો હતો.

શેઠ બોલી રહ્યા એટલે પેલો ગડબડજ બોલી ઉઠયો:—" એ કન્યા કેટલાક કહે છે કે ઘાંચી યા મોચીની હતી."

એક ત્રીજો ગૃહસ્થ—" એ તો મહાર હતી."

ચોથો—" અરે એતો રાંડેલી હતી."

શેઠ તો આ વાકયો સાંભળી લાલચોળ થઇ ગયા. શેઠ ધારતા હતા કે ન્યાતિલાઓ એ કન્યા સંબંધી કાંઇ હકીકત મેળવ્યા પછીજ પગલું ભરવા તૈયાર થયા હશે, પણ અહિંયાં તો તોપના ગોળા એક પછી એક છુટવા લાગ્યા; તે જોઇ શેઠ દીંગજ થઈ ગયા. શેઠ પોતે પોતાનો ગુસ્સો માંડમાંડ સમાવી રહ્યા. છેલ્લા કેટલાક મહિના થયા ગુલાબદાસને ઘરની બહાર કાઢયો ત્યાર પછી આજે તેને પહેલવહેલો જોયો હતો. ગુલાબદાસને પોતાના કાકાની સ્થિતી જોઇ દયા આવી. કાકા પોતાનો ગુસ્સો સમાવી બેસી રહ્યા પણ ગુલાબદાસનું જુવાન લોહી તે સહન કરી શક્યું નહિ. તે એકદમ બોલી ઉઠયો:—" મારા કાકાએ લગ્ન કર્યાં એ વાત ખરી છે. પણ એ કન્યા ઘાંચી, મોચી કે ચમારની હતી એમ જેઓ કહે છે તેઓ પાસે પુરાવો શું છે?

જો પુરાવો હોય તો તેઓએ રજુ કરવો. આવી સાંભળેલી ગપો રજુ કરવાથી તેઓ પોતાને માથે કેટલું જોખમ વ્હોરી લે છે એ તેઓ સમજી શકતા નથી. ન્યાતના શેઠને મારી અરજ છે કે જો કોઇને મારા કાકા સામે કાંઇ કહેવું હોય તો તેની પાસે શું પુરાવો છે તે સાથે રજુ કરવો."

કાકાનો બચાવ કરવા ભત્રિજો બહાર પડયો એ જોઇ કાકાને ધીરજ આવી. એટલામાં લાલદાસ બોલી ઉઠયો:–"શેઠ લક્ષ્મીદાસના ઘરમાંથી એ કન્યા લગ્નની રાતે ગુમ થયેલી છે અને શેઠે તે કન્યાની સાથે ખાધું પીધું એ કાંઈ પણ જણાતું નથી તો શા આધારે તમે તેના સામે આરોપ મુકવા તૈયાર થયા છો ?"

એક ગૃહસ્થ બોલી ઉઠયો:–"પણ શેઠ લક્ષ્મીદાસે તેની સાથે લગ્ન કર્યાં એટલે બસ થયું. તેની સાથે પરણતી વખતે કંસાર તો ખાધો હશે કેની ?"

આ વાકયથી આખી સભામાં હસાહસ થઈ રહી.

એક વધુ ડાહ્યો બોલ્યો:–"શેઠ લક્ષ્મીદાસ પાસે તે કન્યા આપણી ભાણે ખપતી છે એવા શું પુરાવા છે ?"

લાલદાસ આથી તપી જઈ બોલ્યો:–"પણ તમે ન્યાત મેળવી તો તે ભાણે ખપતી નથી એવા પુરાવા તમારી પાસે શું છે ? લક્ષ્મીદાસ આરોપી છે અને તમે બધા ફરીયાદી છો. તમારી પાસે ફરીયાદી તરીકે શું પુરાવા છે તે રજુ કરો, પછી લક્ષ્મીદાસ શેઠ પોતાનો બચાવ કરશે."

લાલદાસના આ બોલવાથી કેટલાકો ઉપર સારી અસર થઈ પણ કેટલાક જડભરતો બોલી ઉઠયા:–"ન્યાતને એટલી બધી પંચાતમાં ઉતરવાની જરૂર નથી. એવણે લગ્ન કર્યાં છે અને જ્યાં સુધી તેઓ ન્યાતની પાસે સાબિત કરી નહિ આપે ત્યાં સુધી તેઓને ન્યાત

બહાર ઠોકો. શેઠ પોતે કાંઇ બોલતા નથી અને આ બે માણસો શા માટે વચ્ચે ટકટક કરે છે. એમને પણ શેઠની સાથે જોઇએ તો ન્યાત બહાર રાખો."

લાલદાસ તરતજ બોલી ઉઠયો:—"મુકો ન્યાત બહાર, પછી અમે તમારી રમુજ કેવી કરીએ છીએ તે જુવો. પગ તળે લંકા બળે છે તેનો તો તમો વિચાર કરો. તમારાં પોતાનાં ઘરો તો જુવો. શેઠ બિચારા બોલતા નથી તેથી તેના ઉપર ચઢી નહિ જાઓ. જો તમે લોકો આ પ્રમાણે ન્યાત બહાર મુકશો તો હું પણ ખરો કે આજથી દશ દહાડામાં તમારામાંથી આગેવાનોનેજ જીંદગી સુધી ન્યાત બહાર અને મહાજન બહાર કોકાવું."

આ બોલવાથી ન્યાતમાં ખળભળાટ થઇ ગયો. સઘળા ઉભા થઈ ગયા અને ટોળે મળી વિચાર કરવા લાગ્યા. લાલદાસને જોઇતું હતું તેમ તે એકદમ એ ટોળાંઓમાં જઈ બોલવા લાગ્યો:—"શેઠે તો વિધવા સાથે લગ્ન કર્યું છે કેમકે ન્યાતની વિધવાઓ તો ન્યાતિલાઓને છોડી પરન્યાતિલાઓને પરણુવા માગે છે."

એમ કહી ગડબડને બાજુએ લઈ ગયો. તેણે કહ્યું:—"ગડબડદાસ, તમે સમજુ છો. લ્યો ન્યાતના આપણા ચાર આગેવાન છે તેના ઘરનાં આ ચિત્રો જુવો. આ તમારો છોકરો ઈરાનીની હૉટલમાં ખાય છે તેનો આ ફોટો. જુઓ, ન્યાતના શેઠની વિધવા દિકરીએ પરન્યાતિલા સાથે પડાવેલો ફોટો. પેલા મહાર ચમાર કહેનાર શેઠના પુત્રે મુસલમાન રાંડ સાથે પડાવેલો ફોટો આ જુઓ! જો લાંબી ટુંકી કરશો તો અત્યારે ન્યાત સનમુખ આ સઘળા ફોટા મુકી ન્યાત પાસે હું ઈનસાફ માંગીશ. હું સઘળા પુરાવા સાથે આજે ન્યાત સનમુખ આવેલો છું. ગુલાબદાસે પણ પોતાના કાકાને ન્યાત બહાર મુકવારાં આવે તો કાકા ભલે કોરટે જાય કે નહિ તે બાજુએ મુકી કોરટે જવા નકી કર્યું છે."

"કોરટે શું જશે ? ન્યાતનીબાબતમાં કોરટ વચ્ચે પડશે નહિ."

"તે તમારા કરતાં અમે વધારે સમજીએ છીએ. જેઓ ધાંચી, મોચી વિગેરે વગર વિચારે બોલ્યા છે એટલે કે તેઓએ જે બદનક્ષી કરી છે તે માટે તેઓ કાયદાની નજરે જવાબદાર છે. કાયદાની બાબત બાજુએ મુકીએ છીએ પણ આ ચાર મુકર્દમા આજે ઉભા કરીએ છીએ અને તેના સાક્ષીઓ પણ બહાર તૈયાર છે. જુવો ન્યાત સાંભળે છે કે નહિ, નહિ તો જોઈ લઈશું."

"લાલદાસ ન્યાતમાં તમે મોટો વિગ્રહ નાંખશો."

"ત્યારે શું વગર વાંકે પૈસાદારને દંડી નાંખશો ?"

જ્યારથી ગડબડદાસે સઘળા ફોટા જોયા અને તેના સાક્ષીઓ હાજર છે એમ સાંભળ્યું ત્યારથીજ ગડબડદાસના હોસકોસ ઉડી ગયા હતા અને ગડબડદાસ સારી રીતે જાણતો હતો કે પોતાનો છોકરો ઇરાનીની હૉટલમાં ખાવા જતો હતો. પોતાના છોકરાનો ફોટો જોતાંની સાથેજ તેનાં સઘળાં પાણી મરી ગયાં હતાં. તેમાં ત્રણ આગેવાનના ઘરનાં પણ ચિત્રો જોઈ તે તો દંગજ થઇ ગયો હતો. ન્યાતમાં સડો ચાલતો હતો તે તે જાણતો હતો પણ આવા પુરાવા સાથેસડો રજુ કરવામાં આવશે એવી તેને સ્વપ્ને પણ આશા નહોતી.

ગડબડદાસે કહ્યું:—"ત્યારે તમે શેઠ લક્ષ્મીદાસના સંબંધમાં શું કરવા માંગો છો ?"

"એમને એક પાઈ પણ દંડ થવા દેનાર નથી. તેમની બૈરી ગુમ થઇ ગઇ છે, તેમના ઘરમાં મોટી ચોરી થઇ છે તેવા વખતમાં તેમને પડતા ઉપર પાટુ મારવા જેવું હું થવા દેનાર નથી."

"ત્યારે નિકાલ કેવી રીતે થાય ?"

"હા, હું તમોને રસ્તો બતાવું. આજે કાંઇ પણ લાંબુ ટુંકું નહિ કરતાં ફક્ત આટલો ઠરાવ કરો. 'શેઠ લક્ષ્મીદાસના લગ્ન માટે

તપાસ ચલાવવા એક કમીટી નિમો, અને તે કમીટી પાસે જે પુરાવા રજુ કરવા હોય તે તેઓને રજુ કરવા કહો.' કોઇ પણ પુરાવો શેઠ લક્ષ્મીદાસ સામે આવવાનો નથી, કારણ કે તે કન્યા કોણ હતી તે હજુ સુધી પોલિસ પણ પકડી શકી નથી. પછી કમીટી ચુકાદો આપે. આ કમીટીમાં ચાર માણસ નિમો. એક શેઠ છોટાલાલ, તમે, એક બીજા ગૃહસ્થ અને હું પોતે. જો કબુલ હોય તો બીજાને પુછો, અને ઠરાવ કરો. નહિ—તો આજે તમેજ પોતે ન્યાતમાં છો એવી આશા રાખતા નહિ."

શેઠ ગડબડદાસે તરતજ હા પાડી. અને બીજાને કહેવા દોડયો. શેઠ છોટાલાલને બાજુએ લઇ જઈ સઘળું સમજાવ્યું. શેઠ છોટાલાલ પણ પોતાના ઘરનો સડો સારી રીતે સમજતા હતા તેથી ફોટાનું નામ પડતાંજ તેના રામ રમી ગયા. હાય, હાય, છોકરીએ આટલી ઉમ્મરે નામ બોળ્યું. હવે શું કરવું ? ગડબડે તે પછી ન્યાતની સભાનું કામકાજ કેવી રીતે આટોપવું તે સુચવ્યું. શેઠ પણ પોતે કબુલ થયા. બીજા ગૃહસ્થો પણ ખૂણાઓ ખોળી એકઠા થઈ વાતો કરતા હતા. આ વખતે ગુલાબદાસ પોતાના કાકા સાથે એક ખૂણામાં વાત કરતો હતો. કાકા ભત્રિજા ઘણે વખતે એકઠા થયા હતા. ગુલાબદાસે કાકાને હિમ્મત આપતાં કહ્યું:—" કાકા, કોઇ રીતે ગભરાવાની જરૂર નથી."

" ભાઈ, એ લોકોને પૈસાજ જોઇએ છે."

" એવા પૈસા ફોગટના નથી કે એ લોકને ડામ દઇએ."

" જો પૈસા નહિ આપશું તો જરૂર ન્યાત બહાર મુકશે."

" ન્યાત બહાર રહીશું પણ એક પાઇ પણ નહિ આપીએ. કાકા, એ લોકો ન્યાત બહાર મુકવાની હિમ્મત કરી શકવાના નથી." એ પછી ગુલાબદાસે પેલા ફોટાઓ સંબંધી સઘળી વાત કાકાને સમજાવી, અને કહ્યું:—" એ લોકો જો લાંબી ટુંકી કરશે તો આ ફોટા

સભામાં રજુ કરી તેના ઉપર ન્યાતનો ઈનસાફ માગીશું. લાલદાસ એજ કામમાં રોકાયલો છે. ગડબડના છોકરાનું જે ઇરાનીને ત્યાં ખાતું છે તે ઈરાની બહાર ઉભો છે. તેને લાવતાં જરા મોડું થયું છે. તમે તમારે મુંગા રહેજો. શું થાય છે તે જોયા કરો. " શેઠ આ સાંભળી દંગજ થઇ ગયા અને ગુલાબદાસે કાકાના બચાવ માટે કરેલી તૈયારી જોઈ શું બોલવું તે તેમને સુજયું નહિ. ગુલાબદાસ અગાડી બોલ્યો:— "કાકા, ઢેખાળાના દેવને હંમેશાં ખાસડાની પુજા જોઇએ. છાણના દેવને હંમેશાં કપાસીયાની આંખો જોઇએ. આવા લોકો સિદ્ધા રસ્તે દુધ નહિ પીએ પણ આડે રસ્તે કાંઈ બીજાુંજ પીશે."

એટલામાં તો ગોરે મોટેથી બુમ મારી બેશી જાઓ. લાલદાસ આ બે જણા ઉભા હતા ત્યાં આવી પહોંચ્યો, અને ટુંકમાં પોતે શું ગોઠવણ કરી છે તે કહી સંભળાવી. શેઠે તથા ગુલાબદાસે તે પસંદ કરી. સઘળા પાછા પોતાની જગ્યાએ બેસી ગયા એટલે ગડબડદાસે મોટેથી કહ્યું:—" ન્યાતિલા ભાઇઓ ! આપણી પાસે શેઠ લક્ષ્મીદાસના લગ્ન સંબંધી તરેહવાર વાતો આવી છે. એ કન્યા ભાણે ખપતી છે કે નહિ તે માટે ન્યાતે પુરાવા મેળવવા જોઇએ. આજને આજ તે પુરાવા સાંભળી શકાય તેમ નથી, માટે કેટલાક ન્યાતિલા ભાઇઓ સાથે મળી હું એવા ઠરાવ ઉપર આવ્યો છું કે આજે ન્યાતે કાંઈપણ ઠરાવ કરવો નહિ. ન્યાતના ચાર આગેવાન ગૃહસ્થોની એક કમીટી નિમવી અને બન્ને પક્ષના પુરાવા લઈ કમીટી જે ઠરાવ ઉપર આવે તે ન્યાતે કબુલ રાખવો અને ત્યાંસુધી ન્યાતની સભા મુલતવી રાખવી."

એક ગૃહસ્થ—" પણ કમીટી પોતાનો ઠરાવ બહાર પાડે ત્યાં સુધી શેઠની સાથે વહેવાર ખુલ્લો કે બંધ ?"

ગડબડદાસ શેઠથી જવાબ અપાયો નહિ. પણ લાલદાસ બોલી ઉઠયો:—" વ્યવહાર બંધ નહિ. એક આણસ જ્યાં સુધી ગુન્હેગાર ઠરે

નહિ ત્યાં સુધી તેને ગુન્હેગાર માની સજા કરવી એ તદ્દન ગેરવ્યાજબી છે. કમીટી પોતાનો ઠરાવ આઠ દિવસમાં આપી દેશે. ત્યાં સુધી કાંઇ ન્યાતિ જમણુ છે નહિ. "

પેલો ગૃહસ્થ ચુપ થઇ ગયો અને ગડબડદાસ શેઠે કમીટીનાં નામો વાંચી સંભળાવ્યાં. તેમાં લાલદાસનું નામ જોઈ કેટલાકનાં દિલ કચવાયાં કેમકે તે લક્ષ્મીદાસ તરફનો છે એમ ખુલ્લું જણાયું; પણ દરખાસ્ત મુકનાર ગૃહસ્થે તેનુંજ નામ મુકેલું હોવાથી કોઇ કાંઈ બોલી શકયું નહિ.

છેવટે દરખાસ્ત સર્વાનુમતે પાસ થઇ. લાલદાસે સભામાં જાહેર કર્યું કે શેઠ લક્ષ્મીદાસની સામે જેઓ પાસે જે કાંઈ પુરાવો હોય તે આવતા ગુરૂવારે કમીટીની સભા શેઠને ઘેર મળવાની છે ત્યાં રજુ કરવો. જો પુરાવો રજુ કરવામાં નહિ આવે તો તે સંબંધમાં પછી ન્યાતમાં કાંઇ સાંભળવામાં આવશે નહિ.

તરતજ ગોરે સભા બરખાસ્ત કરી અને લાલદાસ કમીટીના ત્રણ ગૃહસ્થને બાજુમાં લઈ જઇ ગુરૂવારે કેટલે વાગે મળવું તે નક્કી કરી આવ્યો. શેઠ લક્ષ્મીદાસ પોતે તો આજની સભામાં શ્રી કે કૃષ્ણ કાંઇ બોલ્યા વગર સભામાંથી બહાર પડયા. તેઓ પોતાની સાથે આજે ગુલાબદાસને લઇ આવ્યા. ગાડીમાં પોતાની સાથે ગુલાબદાસને બેસવાનું કહ્યું. ત્રણે મહિને કાકાએ ગુલાબદાસને પોતાની સાથે ગાડીમાં બેસવા કહ્યું તે તેનાથી ના કહી શકાઇ નહિ. તેણે ફરી કહ્યું:— " લાલદાસને આવવા દો. " થોડા વખતમાં લાલદાસ આવી પહોંચ્યો. ત્રણે જણા ગાડીમાં બેઠા અને ગાડી જરા આગળ ચાલી કે લાલદાસ બોલ્યો:—" કાકા આજે મારી એક અરજ છે. આજે તમારાં પગલાં ગુલાબદાસભાઇના ઘરમાં કરો. "

પોતાના ઘરમાંથી ગુલાબદાસને કહાડી મુકયા પછી શેઠે તેની

કાંઇ પણ દરકાર કરી નહોતી. આજે પોતાનો બચાવ કરવા ભત્રિજો આટલી બધી તૈયારી કરી આવ્યો તે વિચારથી શેઠ ઉપકારમાં દબાઇ ગયા. તેમાં પણ લાલદાસે આજે જે કામ બજાવ્યું હતું તે પરથી તેની માગણીની ના પાડી શકાઈ નહિ. કાકાએ માગણી બહાલ રાખી, એટલામાં ગુલાબદાસનો માળો આવી પહોંચ્યો. ગાડી થોભાવવામાં આવી અને ત્રણે જણા ઉપર ગયા. શેઠ ગુલાબદાસની નાની પણ સ્વચ્છ ઓરડી જોઈ ખુશ થયા. પોતાનો વ્હાલો ભત્રિજો પોતાનાં અવિચારી પગલાંથી કેવી નાની ઓરડીમાં આવી રહ્યો છે તે વિચારથી શેઠનું હૈયું ભરાઇ આવ્યું. તેમાં ગુલાબદાસના મકાનમાં પોતાની તેમજ પોતાના સ્વર્ગવાસી ભાઈ (ગુલાબદાસના પિતા) બન્નેની સાથે પડાવેલી છબી ટાંગેલી જોઇ એકદમ તેમની આંખમાં આંસુ આવ્યાં. લાલદાસ તરતજ પામી ગયો અને શેઠને માઠું ન લાગે તે માટે ગડબડની કેવી ગડબડ કરી તે હકીકત શેઠને કહેવા માંડી. શેઠ લાલદાસના ભાષણથી એક તરફ હસતા હતા પણ બીજી તરફ તેમના મનમાં વિચાર કાંઇજ ચાલી રહ્યો હતો. એટલામાં સરસ્વતી ચ્હાના પ્યાલા લઇ આવી. ત્રણ જણ પાસે ચ્હાના પ્યાલા મુકતાં સરસ્વતીનું શરીર કેટલું સુકાઇ ગયું હતું તે શેઠની દ્રષ્ટિએ પડયું. ચ્હા ચ્હાને ઠેકાણે રહી અને એકદમ શેઠનું હૈયું ભરાઇ આવ્યું અને મોટેથી રડી દીધું. ગુલાબદાસને શું બોલવું તે સુજ્યું નહિ. કાકાને છાના રાખવાનો પ્રયત્ન કર્યો. તે પછી કાકાએ ગળગળે અવાજે એક માગણી ભત્રિજા પાસે કરી. તે શું ? તે આવતા પ્રકરણમાં આપણે જોઈશું.



## પ્રકરણ ૧૦ મું.



### કાકાની માગણી.

લક્ષ્મીદાસ શેઠનું હૃદય શાંત થતાં તેઓએ લાલદાસને કહ્યું:— "ભાઈ, આજે તેં મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે તેમાં આજે એક વધારો કર. ગુલાબદાસને સમજાવીને બંગલે આજથી પાછો રહેવા મોકલ. સરસ્વતીની દુ:ખી સ્થિતી જોઈ આજે મારૂં હૈયું ચિરાઇ જાય છે."

આમ બોલી લક્ષ્મીદાસ શેઠે ગુલાબદાસ તરફ જોયું પણ ગુલાબદાસ કાંઈ પણ જવાબ આપી શક્યો નહિ. કાકાના મકાનમાં પાછા જવા માટે ગુલાબદાસ અને લાલદાસ વચ્ચે કેટલીક વખત વાદવિવાદ થયેલો હતો તેથી લાલદાસ ગુલાબદાસના વિચારો સારી રીતે જાણતો હતો. તે બોલ્યો:—" કાકા, તમે જે માગણી કરી છે તે હાલમાં માન્ય રાખી શકાય તેમ નથી. ગુલાબદાસ ફક્ત તમારા પૈસાનો સગો છે અને તમને જીવતાં પણ રડાવે એવા વિચારો જે દુષ્ટોએ ભરાવ્યા છે, તે દુષ્ટોને ખુલ્લા પાડયા સિવાય ગુલાબદાસ અને સરસ્વતી બહેન તમારા ઘરમાં પગ મુકે તેમ નથી. છેલ્લા ૭ મહિનામાં ગુલાબદાસે દુનિયામાં ઘણો સારો અનુભવ મેળવ્યો છે અને તેમનો વિચાર સોલીસીટર થવા પછી પણ પોતાની જીંદગી પરમાર્થમાં ગાળવાનો છે. સરસ્વતી બહેનના વિચારો પણ આજ સુધીમાં ઘણી વખત સાંભળ્યા છે અને તેમનો વિચાર પણ પોતાની હિંદુ બહેનો આજે અજ્ઞાનમાં પડી આળસાઈમાં જીંદગી ગુજારે છે તેમાંથી તેમનો કાંઇક ઉદ્ધાર કરવાનો છે. આપે જો કે તમારા ભત્રિજાને અળગો કર્યો છે પણ આજ સુધીમાં એક પણ

દિવસ એવો ગયો નથી કે જે દિવસે આ બંને ધણી ધણીયાણીએ તમોને યાદ નહિ કર્યા હોય."

લક્ષ્મીદાસ શેઠ બોલી ઉઠયા:—"લાલદાસ, આજ સુધી આ બંને ધણી ધણીયાણીની ખરી કિમ્મત મારા જેવા આંધળાને ખબર ન પડી તે માટે મને પશ્ચાતાપ થાય છે. ગઇ ગુજરી સૌ ભુલી જઇ ગુલાબદાસ મારા ઘરમાં આવી રહે એ મારી છેવટની ઇચ્છા પાર પાડી આપ. જો આ ધણી ધણીયાણી મારા ઘરમાં આવી નહિ રહે તો થોડા વખતમાં હું ઝુરી ઝુરીને મરી જઇશ."

"કાકા, તમારી કોઇ પણ આજ્ઞાનો મેં કોઇ દિવસ લોપ કર્યો નથી અને તમારી આ માંગણીની કદી પણ સામે થવા હું માંગતો નથી, પણ કેટલાક સંજોગને લીધે હાલમાં આ તમારી માંગણી થોડો વખત મુલતવી રાખશો તો હું તમારો ઘણો ઉપકાર માનીશ. ન્યાત જાતની જે ખટપટ ઉભી થઇ છે તેમાંથી તમને મોકળા કરવા માટે થોડો વખત આ ભુલેશ્વરના લતામાં રહેવાની મારે જરૂર છે." ગુલાબદાસ જે અત્યાર સુધી મુંગો હતો તે બોલ્યો.

તરતજ વળી લાલદાસ બોલ્યો:—"તેમજ કાકા, તમારા લગ્ન પાછળનો છુપો ભેદ છે તે બહાર પાડવા માટે પણ કેટલોક વખત તમારાથી દૂર રહેવાની જરૂર છે. ગુલાબદાસ, તમારા ઘરમાં આવી રહ્યો તો દુશ્મનોનાં પાણી ભરાઈ જશે અને સાણસામાં સપડાયલો સાપ છૂટી જશે."

અત્યાર સુધી સરસ્વતી જે ચુપ હતી તે પણ બોલી:—"કાકાજી, અહિંયાં પણ અમે જે રહીએ છીએ અને ખાઇએ છીએ તે તમારૂં છે અને તમારી ઇચ્છા છે કે અમારે બંગલામાં આવી રહેવું તો તે ઇચ્છા પણ વહેલી મોડી પ્રભુ પાર પાડશે."

"સરસ્વતી, તું ઘણી ડાહી અને સમજુ છે. મને પડેલાને પાટું

નહિ મારો. તમારી મારા તરફ કેવી લાગણી છે તે આજે ખુલ્લું જણાઈ આવ્યું છે અને મારી આંખ આગળનો અંધકારનો પડદો ફાટી ગયો છે."

લાલદાસ બોલ્યો:–"કાકા, મેં તમોને કહ્યું છે કે ગુલાબદાસ તમારે ત્યાં આવી રહેશે પણ જ્યાં સુધી એ મુવા કાળીદાસને જગતમાં ખુલ્લા પાડી નહિ આપું ત્યાં સુધી તમારી હાલની માંગણી બહાલ રહી શકે તેમ નથી. કાળીદાસજ આ સઘળા કાવત્રાનું મૂળ છે. એણેજ તમને જાણી જોઇને ખાડામાં નાંખ્યા છે."

"લાલદાસ, કાળીદાસને માટે તમારા વિચારો એક તરફી બંધાઇ ગયા છે. લગ્નના સંબંધમાં તેનો બિલકુલ વાંક નથી. કન્યા મેં જાતે જોઇને પસંદ કરી હતી." લક્ષ્મીદાસ શેઠ બોલ્યા.

"કાકા, આ બાબતમાં અમને વધુ નહિ બોલાવો તો સારૂં. તમોએ જે કન્યા પસંદ કરી હતી તે કન્યાનો ફોટો આ તમારી પાસે રજુ કરૂં છું. પણ લગ્ન કાંઇ એ કન્યાનાં તમારી સાથે થયાં નથી!"

"લાલદાસ, એ તું શું બોલે છે!"

"કાકા, કાળીદાસનાં કાળાં કૃત્યોની તમોને ખબર નથી. આ કન્યા કોઈજ નહીં પણ એક વેશ્યાની છોકરી છે. તમારૂં ઘર કેવી રીતે ભરાયું તે અમે સમજી શકયા છઇએ, પણ મુદ્દા માલ કયાં છે તેનીજ અમે તપાસમાં છઇએ."

"આજે તમે મને નવી વાતો જાહેર કરો છો. તેથી તો મારૂં મગજ એક દિવાના માફક ભમવા લાગ્યું છે અને જો ગુલાબદાસ આજથી મારી સાથે રહેવા નહિ આવે તો કાલથી ગાંડો થઈ જઈશ."

"કાકા, તમને ગાંડા ઠરાવવાનીજ કાળીદાસની ઇચ્છા હતી અને તેમાં તે પાર પડયો પણ હોત પણ ઇશ્વરની ઇચ્છા બળવાન છે અને તમારૂં કમાઈનું ધન કાંઇક સારે માર્ગે વપરાવાનું હશે તેથી તે દુષ્ટ

પોતાની ઇચ્છામાં લાવી શકયો નથી. કાકા એ કાળીદાસની આગલી જીંદગીની તમને કાંઈ ખબર છે કે ? એ શેર નોટના દલ્લાલ તરીકે પોતાનો ધંધો ઓળખાવે છે પણ તેનો ખરો ધંધો શું છે એનું તમને કાંઈપણ ભાન છે કે ?"

"ભાઇ, હું એને એક સારા માણસ તરીકે મારા ઘરમાં દાખલ કરૂં છું. મારૂં અંતઃકરણ પાપી નહિ હોવાથી હું બીજાને પાપી તરીકે જોઇ શકતો નથી."

સરસ્વતીઃ—"જ્યારથી એ દુષ્ટે તમારા કાન ભંભેરી, અમે તમારા પૈસાનાં સગાં છઇએ એમ જાહેર કર્યું છે ત્યારથી અમોએ તો તમારો પૈસો શિવ નિરમાલ્ય કર્યો છે. તમારા બંગલા કરતાં અમોને અહિંયાં હજાર દરજ્જે સુખ માલમ પડે છે અને માણસ જાતનો અનુભવ અમોને ઘણો સારો મળે છે. ગરીબાઇ એ કોઇપણ જાતનું પાપ નથી એ અમે શિખ્યાં છઇએ. ઇશ્વરે અમને જે બુદ્ધિ આપી છે તેનો સારો ઉપયોગ અહિંયાં ઘણી સારી રીતે કરી શકાય તેમ છે."

સરસ્વતીના આ શબ્દો સાંભળી કાકાના મોંઢા ઉપર કેવા વિકારો પસાર થયા હશે તેનો વિચાર વાંચનારે કરી લેવો. લાખોની પુંજીને લાત મારી ગરીબાઈમાં સુખ માનનારી આ સ્ત્રી ખરેખર એક પુજનીય દેવી સમાન છે એમ કાકાને લાગ્યું. કાકા કેટલોક વખત તો એક શબ્દ પણ બોલી શકયા નહિ.

ગુલાબદાસ બોલ્યોઃ—"કાકા, અગર જોકે અમોને તમારા પૈસાની જરૂર નથી પણ તમારા જેવા મુરબ્બીની છત્ર છાયા નીચે રહેવાને અમે ઘણાં ખુશી છઇએ. મારો વિચાર પરિક્ષા પસાર કર્યા પછી સ્વદેશને માટે કાંઇ પણ પ્રયત્ન કરવાનો છે. કાકા, પૈસા આ જગતમાં એક મહાન્ વસ્તુ છે. પણ પૈસાથી જગતમાં સઘળા પ્રકારનું સુખ મળે છે એમ માનનારો હું નથી. પૈસા આજે છે અને કાલે નથી,

પણ જગતમાં જન્મીને પૈસા મેળવી, સુખ ઉપભોગ કર્યા સિવાય કાંઇક બીજું કરવાની ફરજ મનુષ્ય માત્રની છે અને તે માટે લાંબા વખતથી મારા મગજમાં વિચારો રમ્યા કરે છે. હું પરિક્ષામાં પાસ થાઉં તે પછી આપણા દેશીઓ માટે કાંઇ પ્રયત્ન કરવા મારો વિચાર છે અને તેમાં મને તમારી મદદ જોઇશે. આજે ન્યાતની સભા ઉપરથી તમારી ખાત્રી થઇ છે કે આપણી ન્યાતના આગેવાનો કેવા અંધકારમાં છે. ન્યાતની સત્તાનો સારો ઉપયોગ કરવાને બદલે કેવો દુરૂપયોગ કરવામાં આવે છે. તમારી સામે જે પગલાં ભરવામાં આવ્યાં હતાં તે ફક્ત પૈસા માટેજ હતાં. રૂપીયા દશ હજાર સુધી તમારૂં છોડ ફાડી નાંખવું એવા વિચારથીજ સઘળા શેઠીયાઓ સાથે મળી આવ્યા હતા પણ પોતાના ઘરમાં બળતી લંકાનો તેઓએ વિચાર કર્યો નહોતો. અમે તો નિશ્ચય કરીનેજ આવ્યા હતા કે જો ન્યાત બહાર મુકવામાં આવે તો ન્યાત બહાર રહેવું પણ એક પાઇ પણ દંડ આપવો નહિ અને તમારી સાથે ન્યાત બહાર થવાને અમે બે જણ તૈયાર હતા."

"કાકા ન્યાત બહાર રહેવાની મને બહુ ઇચ્છા થાય છે. ન્યાત બહાર થાઉં તોજ મારાથી ન્યાતિલાઓનાં પોગળ બહાર પાડી શકાય તેમ છે. આજે પોતાના દીકરાનો ઇરાનીની દુકાનમાંનો ફોટો જોઇ ગડબડના મગજમાં જે ગડબડ રમી રહી હતી તેનો તે વખતનો ફોટો પાડી લેવા જોગ હતો. આવા મનુષ્યો ન્યાતોના આગેવાનો થઈ ફરે છે તેવા સફેત ઠગોને ન્યાત બહાર થવા સિવાય ખુલ્લા પાડી શકાય તેમ નથી. ન્યાતનું બંધારણ જે ઉમદા હેતુથી રચવામાં આવ્યું છે તેજ હેતુનો આજે નાશ થયો છે. કાકા, રાત ઘણી પસાર થઇ છે માટે ચાલો આપણે જઇએ."

"પણ મારી માંગણીનો જવાબ શું ?"

"અમે થોડા વખત પછી તમારે ત્યાં આવી રહીશું." ગુલાબદાસે જવાબ આપ્યો.

" પણ એક શરતે. " લાલદાસે કહ્યું. " ગુલાબદાસ આવીને પાછો રહેવાનો છે તે ખબર કાળીદાસને પડવી ન જોઇએ. કાળીદાસ સાથે અત્યાર સુધી તમે જેવું વર્ત્તન રાખતા આવ્યા છો તેવુંજ રાખજો. તેમાં કંઈ પણ ફેરફાર કરતા નહિ. કાળીદાસને તમારે ત્યાંથી બંધ કરશો તો અમારી મહેનત સઘળી ફોગટ જશે. "

કાકાએ તે પ્રમાણે કરવા કબુલ કર્યું. કાકા અને લાલદાસ જવા નિકળ્યા. લાલદાસ નીચે ઉતરી પોતાને ઘેર ગયો અને લક્ષ્મીદાસ શેઠ પોતાને બંગલે ગયા. આખી રાત લક્ષ્મીદાસ શેઠને નિદ્રા આવી નહિ તે જણાવવાની જરૂર નથી.



## પ્રકરણ ૧૧ મું.



### ચંડાળ ચોકડી.

લક્ષ્મીદાસ શેઠના સંબંધમાં વિચાર ચલાવવાની કમીટીની સભા આવતી કાલે મળવાની છે પણ તે પહેલાં આજે પાંચમાંથી ચાર જણાની ચંડાળ ચોકડી શેઠ છોટાલાલના ઘરમાં રાતના એકઠી થઈ છે. ચારે જણા એકઠા થયા પછી છોટાલાલે સવાલ કર્યો કે "આપણે છેલ્લા મળ્યા તે વખતે જે વિચાર કર્યો હતો તેમાં અણધાર્યો પત્થર આવી પડયો છે, માટે હવે કાલે શું કરવું ? "

ગડબડ:—" હાલમાં આપણે લાંબી ટુંકી કરવા જઇશું તો તે લોકો આડા ફાટશે; પણ મેં તો મનમાં ગાંઠ વાળી છે કે એ લાલીયાને કોઈ દિવસ ઉંચકી નાંખવો. એને એક વખત ન્યાત બહાર ડોકી દીધો કે લાંબી ટુંકી કરતો રહી જશે. હાલ તો વાણીયા મુંછ નીચી તો સાડીસાત વાર નીચી કરી જવી. "

એક બીજા શેઠે પુછ્યું:—"ત્યારે શું કાંઇપણ દંડ કર્યા વગર લક્ષ્મીદાસને છોડી દેવો કે?"

"જો કાંઈ પુરાવો હોય તો લાવો કે આપણે લાલદાસ ઉપર ચઢી બેસીએ. હાલમાં તો આપણી પાસે પુરાવા જેવું કાંઈ નથી."

"પુરાવો ઉભો કરતાં વાર કેટલી? એક બ્રાહ્મણને લાવી ઉભો કરવો કે લક્ષ્મીદાસ શેઠના લગ્ન માટે જે કન્યા લાવવામાં આવી હતી તે એક અમારા ગામની વિધવા હતી. ગુલાલવાડીમાં તેને લઇને અમારા ગામના બે માણસ આવ્યા હતા, અને તેજ કન્યા પરણાવવામાં આવી હતી. આ બ્રાહ્મણને એવો ભણાવી લાવીએ કે લાલદાસ કાંઈ બોલી શકે નહિ. આપણાં ભોપાળાં બહાર પાડવાની ધમકી આપી છે તે માટે તેને જરા દમ મારીશું કે તે ઠંડો થઈ જશે; અને પછી ઉપર હાથ રાખી કહીશું કે અમે કાંઈ શેઠ સાથે સખ્ત થવા માંગતા નથી. શેઠે ફરીથી તે કન્યાને ઘરમાં રાખવી નહિ અને ૫૦૦ રૂપીયા મંદિરમાં અને ૧૦૦૦ રૂપીયા ન્યાતમાં આપે તો ન્યાતમાં દાખલ કરીશું. આ પ્રમાણે લાલદાસ જેવા લુચ્ચાની સાથે તો લુચ્ચા થયે ફાવીશું. બ્રાહ્મણને જુઠો પાડવાના તેની પાસે શું પુરાવા હશે? કન્યાના જે કોઈ લાગતાવળગતા છે તે તો પોલિસની બીકે નાસી ગયા છે અને તેથી લાલદાસ કોઇને લાવી શકે તેમ નથી. કમીટીમાં આપણા મત વધારે છે અને ન્યાતમાં પણ આપણે જે કરીએ તે થાય તેમ છે. એનું સાંભળે તેમ છે કોણ?"

છોટાલાલને આ યુક્તિ પસંદ પડી અને ગડબડે આ બ્રાહ્મણને બરાબર શિખવી કમીટીમાં લાવવો એવું નક્કી થયું. આ ચંડાળ ચોકડીએ આ પ્રમાણે લાલદાસનો પેચ ઉંધો નાંખવાને સામે લુચ્ચાઇનો પેચ ગોઠવ્યો. તે પછી ગડબડે કહ્યું:—"પણ જ્યાં સુધી એ લાલદાસને આપણે ઠંડો નહિ પાડીએ ત્યાં સુધી એ આપણને જંપીને બેસવા દેશે નહિ, તેનો કાંઇ ઘાટ ઘડી નાંખવો જોઇએ."

ત્રીજો એક શેઠીયો બોલી ઉઠયોઃ—" મને બીજી તો ખબર નથી પણ મારા સાંભળવામાં આવ્યું છે કે હાલમાં સરકાર મરકીને માટે ઉંદરો જે મારે છે તે મારવામાં લાલદાસ મ્યુનિસીપાલીટીને મદદ કરે છે. ઉંદર મારવા એ આપણા ધર્મની વિરૂદ્ધ છે માટે તેવા કામમાં મદદ કરવા માટે લાલદાસને દંડી નાંખવો જોઇએ. આપણા જેવા કંઠીબંધા વૈષ્ણવો એવા કામમાં મદદ કરે એ કેટલું ધિક્કારવા જેવું છે. જો લાલદાસને આ કામ માટે દંડવા માંગતા હો તો તે માટે મારી પાસે પુરાવો પણ છે."

ગડબડે કહ્યું:—" એ પણ ઘાટ સારો છે. શેઠપર કાલે એક નનામી અરજી મોકલો અને તે અરજી કાલે લાલદાસના હાથમાં શેઠ મૂકે અને પછી શું કહે છે તે જુવો. પછી આ કામ ન્યાતમાં ઉચકીશું."

આ પ્રમાણે લાલદાસ અને લક્ષ્મીદાસ બન્નેનો ઘાટ ઘડવાનો નક્કી કરી આ ચંડાળ ચોકડી વીખરાઈ. છોટાલાલ શેઠે આ ખટપટમાં ઝાઝો ભાગ લીધો નહોતો કેમકે તેનું મગજ એક ચોક્કસ ચિંતાથી ઘેરાયલું હતું. આવતી કાલે કમીટીની સભા મળનાર છે. જોઇએ છઇએ કે આ હિંદુ ધર્મના સ્થંભો ઉંદર મારવા માટે લાલદાસને શું સજા કરે છે? અને લાલદાસ તેનો કેવો બચાવ કરે છે?

---

## પ્રકરણ ૧૨ મું.

### કમીટીમાં શું થયું?

" આદર્યાં અધબીચ રહે અને હરી કરે સો હોય" તે પ્રમાણે શેઠ છોટાલાલને ત્યાં ન્યાતની કમીટી મળવાને આગલે દિવસે ચંડાળ ચોકડીએ ભેગા થઈ લાલદાસનો ઘાટ ઘડવાને જે યુક્તિ કરી હતી

તે પાર પડી નહિ. કમીટીની સભા ચાર વાગે મળવાની હતી. ત્રણ વાગેથી ગડબડદાસ તથા બીજા બે શેઠીયાઓ આવી પહોંચ્યા. પોણા-ચાર કલાકે લાલદાસ પણ કમીટીમાં જઈ પહોંચ્યો. કમીટીમાં લાલદાસને માથે આરોપ મૂકવાને ગડબડે સઘળી તૈયારી કરી મૂકી હતી. લાલદાસને આ વાતની બિલકુલ ખબર નહિ હતી. પણ હજુ તો કમીટીનું કામ આગળ ચાલે તે પહેલાં એક યુરોપીયન પોલિસ કૉનસ્ટેબલ મી૦ છોટાલાલના મકાન ઉપર આવી પહોંચ્યો અને જ્યાં કમીટી બેઠી હતી ત્યાં આવ્યો. એક ગોરા કૉનસ્ટેબલને જોઇ શેઠ છોટાલાલ વિગે-રેના જીવ ઉડી ગયા. શેઠ છોટાલાલને બાજુએ લઈ જઈ યુરોપીયન કૉનસ્ટેબલે ગુજરાતીમાં શેઠ સાથે વાત ચલાવી.

"શેઠ છોટાલાલ, પોલિસને ખબર મળી છે કે આપકી વિધવા લડકીકુ ગર્ભ રહ્યા હે અને આપ એ ગર્ભ નહિ પડાવો એની પોલિ-સને જામીનગીરી જોઇએ છે. આબરૂ બચાવા હિંદુઓ એવી વેળા બહારગામ છોકરીને લઇ જઇ બાળહત્યા કરે છે માટે આ બાબતમાં સાવચેતી રાખવાની પોલિસને ફરજ પડી છે."

આ વાકયો સાંભળીનેજ શેઠ છોટાલાલના હોસકોસ ઉડી ગયા. ગડબડદાસના મનમાં નવીજ ગડબડ શરૂ થઈ. લાલદાસ આ નવું ટિંખળ કેવી રીતે ઉભું થયું તે જાણતો નહિ હોવાથી વિચારમાંજ ડુબી ગયો.

શેઠ છોટાલાલે કેટલીક વારે જવાબ આપ્યો:—"પોલિસને જે ખબર મળી છે તે ખોટી છે."

"પોલિસને પકકે પાયે ખબર મળી છે અને જો અમારી ખબર ખોટી છે એમ તમે કહેતા હો તો તમારી લડકીને લઇને અમારી સાથે ચાલો. એક બાઇ ડૉકટર તપાસશે અને જો કહેશે કે ગર્ભ નથી તો ખુશીથી ઘેર પાછા આવજો."

ડૉક્ટર પાસે છોકરીને લઇ જઈ તેની તપાસ કરાવવા જેટલી હિમ્મત છોટાલાલ શેઠમાં નહોતી. એકાદ કાળો પોલિસ અમલદાર હોત તો તેનું મોઢું પણ દાબી શકતે; પણ એક ગોરા અમલદારનું મોઢું દાબવાની વાત કાઢવી અને તેમ કરતાં વધુ ફસાઈ જવું એ શેઠ છોટાલાલને વ્યાજબી લાગ્યું નહીં. વળી એમ વિચાર આવ્યો કે આ સઘળું કારસ્થાન લાલદાસનું છે અને જો લાલદાસને ખાત્રી આપીએ કે લક્ષ્મીદાસ શેઠને કાંઈ પણ નહિ કરીશું તો કદાચ આ વાદળ દૂર થશે ખરૂં, એમ માની તેણે લાલદાસને એક ખૂણામાં બોલાવ્યો.

શેઠે કહ્યું:—"લાલદાસ, તમે આ ઘણું ખોટું કર્યું. મારા જેવા આબરૂદાર ઉપર હુમલો કરાવ્યો એ ઠીક કર્યું નથી. હવે આ સંકટમાંથી કેવી રીતે બચવું તેનો કંઈ રસ્તો બતાવો છો ? આમાં મારી એકલાની નહિ પણ આખી ન્યાતની આબરૂ જવા બેઠી છે."

"શેઠ, આ તમારૂં બોલવું વ્યાજબી નથી. આ પોલિસની ખટપટમાં મારો બિલકુલ હાથ નથી. પરંતુ તમે મારી મદદ માંગો છો તો હું મદદ કરવાને તૈયાર છું."

"ગમે તેમ કરી આ વખતે આબરૂ રાખશો તો હું તમારો જીવતાં સુધી ઉપકાર નહિ ભૂલું."

"પરંતુ શેઠ, ગર્ભ નહિ પાડવાને આપણે પોલિસને વચન આપ્યા વગર તો છુટકો નથી."

"લાલદાસ, એ શું બોલો છો ? એવું આપણી ઉંચ હિંદુ ન્યાતમાં કેમ બને ?"

"શેઠ, તમો જે કહો છો તે ખરૂં છે. હિંદુ સુધારકો વિધવાઓને લગ્ન કરવાનું બોલીને બેસી રહ્યા છે એમ જે આરોપ તેમને માથે મૂકવામાં આવે તે ખોટો છે. વિધવાઓને કોઇ પણ રસ્તે સદા-

ચરણી બનાવવી એજ ફકત સૂધારાનો હેતુ છે. વિધવાઓ અનાચારને રસ્તે ચાલી ગર્ભપાત કરે તે કરતાં તે બાળકનો જન્મ આપે તો તેવાં બાળકો છુપી રીતે પાળવાની સૂધારકોએ ગોઠવણ કરી છે. પંઢરપુરમાં એવું ખાતું ચલાવવામાં આવે છે કે જ્યાં વિધવાઓનાં આવાં બાળકોને પાળવામાં આવે છે. ખરેખર આ તે ખરા પુન્યનાં ખાતાં છે. આપ જો હિમ્મત રાખશો તો કોઇને પણ ખબર પડવા નહિ દેતાં આ ખાતામાં બાળકને મૂકી આવશું અને તમારી બીક સદાની દૂર થશે. *પરંતુ ગર્ભપાત કરાવશો તો વધારે હેરાન થશો અને ફજેતી થશે તે ફોગટમાં. "

" લાલદાસ, તમે કહોછો તે ખરૂં છે, પણ અત્યારે શું કરવું તે મને સુજતું નથી. કોઇબી રીતે આ પોલિસના લફરામાંથી બચાવો. "

" શેઠ મારી સાથે ચાલો. આપણે પોલિસ અમલદારને સમજાવીએ. "

તરતજ શેઠ તથા લાલદાસ પોલિસના અમલદાર પાસે ગયા અને લાલદાસે તે અમલદારને કહ્યું:—" બાળહત્યા થતી અટકાવવા પોલિસ જે પ્રયત્ન કરે છે તે જોઇ અમે ઘણા ખુશી છીએ. આપ જેવી ધાસ્તી રાખો છો તેવી ધાસ્તી આ કેસમાં રાખવાની જરૂર નથી. શેઠ છોટાલાલ સમજુ છે. બાળહત્યા નહિ થાય તેને માટે હું જામીન છું. પણ એક યુરોપીયન અમલદાર તરીકે મારે તમારી પાસે માગી લેવાનું છે કે આ વાત બહાર ન જાય. અમારા હિંદુઓના રીતીરિવાજ તમોને ખબર હોતા નથી. જો આ વાત બહાર જશે તો આ એક ભલા શેઠની જીંદગી ધુળ મળી જશે. "

પોલિસ અમલદારે જવાબ આપ્યો:—" મારે કોઇને એ વાત કહેવાની જરૂર નથી, પણ તમારા હિંદુ લોકના રિવાજ ઘણા ખરાબ છે. વિધવાઓને ફરી લગ્ન શા માટે કરવા દેતા નથી ? જો ફરી

લગ્ન કરવા દેવામાં આવે તો પછી આવી બાળહત્યાની જરૂર રહે નહિ. જો તમે મને ખાત્રી આપતા હો કે બાળહત્યા નહિજ થાય તો મારે કાંઈ પણ વધુ ખટપટ કરવાની જરૂર નથી. તમારા હિંદુઓમાં વિધવાઓ ગર્ભપાત બહુ કરે છે. મુંબઇ જેવા શહેરમાં વારંવાર એવાં મારી નાંખેલાં તરતનાં જન્મેલાં બાળકો ઘણાં મળી આવે છે. તે માટે બાતમી મળે સાવચેતીમાં રહેવાની અમારી ફર્જ છે; તમે જો બાળહત્યા નહિજ કરવાની ખાત્રી આપો તો પછી અમારે કાંઇબી બીજું કરવાનું નથી."

લાલદાસે જવાબ આપ્યો:—"પોલિસ આવી બાબતમાં જે કાળજી રાખે છે તે ખરૂં છે. હિંદુ વિધવાઓનાં જો પુનર્લગ્ન થાય તો ખોટું નથી એમ અમે સુધારકો માનીએ છઇએ, પણ જુના વિચારના પ્રાબલ્ય અને વહેમની કિલ્લેબંધી આગળ આ રીવાજ જેટલો જોઇએ તેટલો આગળ વધતો નથી. આ બાળકનો જન્મ થતાં અમે તેને કોઈપણ ફાઉંડલીંગ હોમમાં મોકલી આપીશું."

આ પછી કેટલીક વાતચીત કરી પોલિસ અમલદારે શેઠ પાસેથી જવાની રજા માગી અને જો બાળહત્યા નહિ થાય તો તે કામમાં જે કાંઇ મદદ જોઇશે તે આપવા તે ભલા અમલદારે છોટાલાલને કબુલાત આપી. તે પોલિસ અમલદાર શેઠના મકાનમાંથી નીચે ઉતર્યો કે શેઠને એમજ થયું કે—"એક યમદુત શેઠને તેડવા આવ્યો હતો તે પાછો ગયો." લાલદાસે શેઠને કહ્યું:—"શેઠ કોઇ પણ વાતે ચિંતા ન કરો, બનનાર બની ગઈ. તમારા જેવા કુળવંતની આબરૂ જાય તે જોવા કોઇ ખુશી નથી; પણ શેઠ, હવે વખત આવી પહોંચ્યો છે કે જે વખતે તમારા જેવા આબરૂદારે વિધવાઓનાં પુનર્લગ્ન કરવા બહાર આવવું જોઇએ. જમાનો બદલાયો છે તેમ આપણી રૂઢીઓમાં ફેરફાર કરવો જોઇએ. જેઓ એમ કહે છે કે સઘળી વિધવાઓનાં

પુનર્લગ્ન કરાવી અનિતીમાં વધારો કરવા સુધારાવાળાઓ માંગે છે એમ કહેનારા હડહડતા સુધારાના દુશ્મન છે. વિધવાઓ નિતીમાન જીંદગી ગાળી પુનર્લગ્ન કરવા નહિ માંગતી હોય તો તે ઘણી સારી વાત છે એમ સુધારકો માને છે. પણ જે વિધવાઓ બાળપણુમાં રાંડે છે, લગ્ન શું તે સમજતી નથી તેવી વિધવાઓ પાસે ફરજીયાત તેઓની મરજી ઉપરાંત વૈધવ્ય પળાવવું એ એક જાતનો જુલ્મ છે."

આ રીતે લાલદાસને, ફસાવવા માટે જે યુક્તિ ગડબડે કરી હતી તે તો હવામાં ઉડી ગઇ.

લાલદાસના મોંઢામાંથી એક પછી એક જે બાણો છુટતાં હતાં તે હવે બંધ પડયાં અને છોટાલાલ શેઠ બોલ્યાઃ—" લાલદાસ, તમારૂં કહેવું કેટલેક અંશે ખરૂં છે, પણ આપણા હિંદુ લોકો કેવા વિચીત્ર છે તે તો તમે સારી રીતે જાણો છો. આજે આપણે મળ્યા છીએ તે બાબતમાં હવે શું કરવું તે વિચાર ઉપર આવીએ. લક્ષ્મીદાસ શેઠના લગ્નની સામે જે કાંઇ પુરાવો હોય તે રજુ કરવો હોય તે કરે કે આપણે તે બાબત નક્કી કરીએ."

"ગડબડદાસ શેઠ, તમારે જે કાંઇ કહેવું હોય તે કહો."

ગડબડદાસ આજના બનાવથી તો એવો દબાઇ ગયો હતો કે શું બોલવું તેજ તેને સુજતું નહોતું. પુરાવા તરફટી ઉભા કરવા જતાં વળી લાલદાસ કયાંક ફસાવી મારે અને છોટાલાલ શેઠની માફક લાલદાસના ઉલટા કાલાવાલા કરવા પડે એવી સ્થિતીમાં મૂકાવાની બીકથીજ ગડબડ ઠંડોગાર થઈ ગયો હતો. તે મનમાં સમજતો હતો કે લાલદાસે છોટાલાલ શેઠને બચાવ્યા હતા તેથી હવે તેની સામે કોઇ થઇ શકે તેમ નથી. આવો વિચાર કરી તે બોલ્યોઃ—" શેઠ લક્ષ્મીદાસના લગ્ન બાબતમાં પુરાવા જેવું તો કાંઈ નથી. આજે ન્યાતમાં પણ ગોર મારફતે કહેવડાવ્યું હતું કે લગ્નની બાબતમાં જે કાંઇ પુરાવા હોય તે લઇને આવવું, પણ કોઇ આવેલું નથી."

લાલદાસને ભાવતું હતું, અને વૈદે તે આપ્યું. એના મનમાં તો આશા હતી કે આ લોકો કાંઇપણ ગડબડ કરશે, પણ આજે બનેલા બનાવ પછી એ લોકોમાં થયેલો ફેરફાર તે જોઇ શકયો અને બોલ્યોઃ— "હું પહેલેથી ધારતો હતો કે શેઠના લગ્ન સામે પ્રત્યક્ષ પુરાવો કોઈ પણ રજુ કરી શકે તેમ નથી. આ લગ્નના સંબંધમાં શેઠ લક્ષ્મીદાસ પોતે જાણે છે તે કરતાં હું કાંઈક હવે વિશેષ જાણું છું. શેઠ સામે પ્રત્યક્ષ પુરાવો કાંઇ નથી તો પછી શું ઠરાવ કરવો તે તમો ભાઇ-ઓના હાથમાં છે. ગામગપાટાઓ ઉપર આધાર રાખી હિંદુ શેઠીયાઓ ઈનસાફ કરે છે ત્યાં સુધી હિંદુ ન્યાતોની સ્થિતી કદી પણ સુધરવાની નથી. કમીટીએ જે ઠરાવ કરવો હોય તે કરો અને ન્યાત સનમુખ રજુ કરો."

શેઠે જણાવ્યું કે—"બીજું શું કરવાનું છે? આવતી કાલે ન્યાત મેળવી જણાવો કે શેઠના લગ્ન સામે કંઇપણ પુરાવો નથી તેથી શેઠ સામે કાંઈપણ પગલાં ભરવાની જરૂર નથી."

લાલદાસ—"કમીટીએ એક રીતસરનો રીપોર્ટ ઘડી કાઢવો જોઇએ અને તે ઉપર સહી કરી ન્યાત ઉપર મોકલવો જોઇએ."

છોટાલાલ—"રીપોર્ટ વિગેરે ઘડવાનું કામ અમે કાંઈ ન સમ-જીએ. તે તમે ઇંગ્રેજી ભણેલા જાણો. તમો ઘડી કાઢો અને અમે સહી કરશું."

તરતજ લાલદાસે નીચે પ્રમાણે રીપોર્ટ ઘડી કાઢયો કે "લક્ષ્મી-દાસ શેઠના લગ્ન બાબત તપાસ ચલાવવા ન્યાતે અમારી નિમણુંક કરી હતી. આ બાબતમાં પુરાવા હોય તે લઇ હાજર થવા ન્યાતમાં કહેવડાવવામાં આવ્યું હતું. પણ આજે કમીટી મળતાં તેવો કંઇપણ પુરાવો લઇ કોઇ હાજર થયું નથી, તેમજ કમીટીના કોઈપણ ગૃહસ્થને શેઠના લગ્ન વિરૂદ્ધ કાંઈપણ જણાવવાનું નહિ હોવાથી કમીટી ન્યાતને

ભલામણ કરે છે કે ફક્ત ગપગોળા ઉપરથી તે શેઠની સામે કાંઈપણ પગલાં ભરવાં એ ન્યાતના મોભાને ખાતર વ્યાજબી નથી."

રીપોર્ટ ખલાસ ! પહેલી સહી શેઠ છોટાલાલે કરી. તે બિચારો લાલદાસ જે કહે તેમ કરવા આજે તૈયાર હતો. બીજી સહી માટે કાગળીયું ગડબડદાસને આપવામાં આવ્યું. કાગળ ઉપર સહી કરી પોતાનાં કાંડાં કાપી આપવાં એ ગડબડને બિલકુલ દુરસ્ત લાગતું નહોતું, પણ કરવું શું ? ફક્ત એક ફાંટો મગજમાં આવ્યો અને પુછયું:—"આપણે આ રીપોર્ટ તો કરીએ છીએ પણ તે રીપોર્ટ પ્રમાણે વર્તવાને ન્યાત શું બંધાયલી છે કે ? આપણી ન્યાતોમાં આગળ આવી કમીટી ક્મીટી નિમવામાં આવતી નહોતી. જે ઈન્સાફ થતો તે ન્યાતમાં થતો. એ શેઠીયા ઉભા થઇ જે નામ પાડતા તે પ્રમાણે કરવામાં આવતું. આ રીપોર્ટ નહિ કરતાં ન્યાતને જણાવી દઈશું કે કાંઈ વિરૂદ્ધ પુરાવો નથી મળતો તો શું નહિ ચાલે ? આ નવા નવા સુધારા દાખલ કરશો તો તે આપણનેજ આગળ જતાં ભારી પડશે."

લાલદાસ તરત સમજી ગયો કે ગડબડના પેટમાં ચુંકો ચાલતી હતી. ન્યાતિલાઓને ફસાવી, તેઓને ભાંજગડમાં પાડી, અંદરથી હાથ મારવા એજ આજ સુધી ગડબડની જીંદગીનો ક્રમ હતો. હજી પણ કોઈ પણ રીતે લક્ષ્મીદાસ શેઠનું છોડ કાઢી તેમાંથી હોઈયાં કરવાની તેની ઇચ્છા હતી અને તેથીજ પોતાનાં કાંડાં કાપી આપતાં તેની છાતી ચાલતી નહોતી. તે બોલી રહ્યો કે લાલદાસે શરૂ કર્યું:—"જમાનો બદલાયો છે તે પ્રમાણે હવે તમારે બદલાવું પડશે. અત્યાર સુધી તમે ન્યાતના શેઠીયાઓ એમજ ધારતા હતા કે તમે બેચાર જણા જે કરો તે થાય. તમારા ઇનસાફનાં ધોરણો વિચીત્ર હતાં. શ્રીમંત અને ગરીબ બંને માટે જુદા ન્યાય હતા. શેઠીયાઓના છોકરા અને શેઠીયાઓ ગમે તે કરે તેને કોઇ પુછનાર નહોતું,

પણ ઇંગ્રેજી કેળવણીના પ્રતાપથી આજે દરેક ન્યાતિલો પોતાનો ન્યાતમાં કાંઇક હક છે એમ સમજતો થયો છે. બ્રિટીશ શહેનશાહતનો દરેક મત આપનાર એમ સમજે છે કે એ મહાન્ રાજ્યમાં મારો હિસ્સો છે તેમ હિંદુ ન્યાતોનો દરેક વ્યકિત સમજતો થશે કે ન્યાતની મીલકત તથા ન્યાતના ઇન્સાફમાં બીજાઓના જેટલોજ હું હકદાર છું ત્યારેજ હિંદુ ન્યાતોનું તંત્ર સુધરશે. ત્યારેજ ગરીબ અને શ્રીમંતને સરખો ન્યાય મળશે, અને મામા માસીના થશે નહિ. હિંદુ ન્યાતોનું ધોરણ લાંબા વખતથી બગડેલું તે કાંઈ એકદમ સુધરશે નહિ. ન્યાતોને ભાંગી નાંખી, સઘળી વર્ણનો એકાકાર કરવો એ વિચાર ધરાવનાર હું નથી. પણ હિંદુ ન્યાતોને સુધારવી. આજકાલ જે અસંખ્ય તડાંઓ છે તે તોડી નાંખી આર્યાવર્ત્તને અભ્યુદયમાં ન્યાતો અડચણ કરતા નહિ થઇ પડે તે સ્થિતી ઉપર લાવવી એવી મારી ઇચ્છા ખરી. હું તમો શેઠીયાઓ માટે કંઈ કહેતો નથી, પણ આપણા કરતાં આગલા શેઠીયાઓ ઘણા ડાહ્યા હતા. હાલ જેમ દરેક ગુન્હા માટે ન્યાત બહારની સજા કરવામાં આવે છે તેમ તે વખતે ઠોકવામાં આવતી નહોતી. આજે તો શેઠીયાની સામે બોલ્યો તો ન્યાત બહાર, દારૂ પીધો તો ન્યાત બહાર, પરન્યાતની કન્યા લાવ્યો તો ન્યાત બહાર, સવેલી કન્યા લાવ્યો તો ન્યાત બહાર, વિલાયત ગયો તો ન્યાત બહાર, જાપાન ગયો તો કે ન્યાત બહાર અને પુનર્લગ્ન કર્યાં તોએ ન્યાત બહાર ! શું આ સઘળા ગુન્હાઓ એકસરખા છે? જ્યાં સુધી બધી સજા માટે શેઠીયાઓને ન્યાત બહાર સિવાય બીજી સજા સુજતી નથી ત્યાં સુધી હિંદુ ન્યાતોનું ભવિષ્ય સુધરે એમ દેખાતું નથી. તમો ફરીયાદ કરો છો જે ન્યાતિલાઓ શેઠીયાઓનું માન જાળવતા નથી, પણ હું સવાલ કરૂં છું કે શું શેઠીયાઓ પોતાના મોભાને અનુસરતા વરતે છે? ન્યાતે તેઓને જે સત્તા આપી છે તેનો તેઓ સદુપયોગ કરે છે કે? શેઠ ગડબડદાસ સવાલ કરે છે જે રીપોર્ટ

કરવાની શું જરૂર ? જો કમીટી તમે નિમી તો કમીટીએ રીપોર્ટ કરવો જોઇએ. ગડબડદાસ શેઠના જુદા વિચાર હોય તો પોતે જુદી મીનીટ લખી તેની નીચે જુદી સહી કરે. ન્યાત બન્ને ઉપર વિચાર ચલાવશે અને તે પછી ન્યાતને વ્યાજબી લાગશે તે કરશે. જેને જુદી મીનીટ કરવી હોય તે જુદી કરે. મારે વાંધો નથી. શેઠ લક્ષ્મીદાસ નિર્દોષ છે ત્યાં સુધી મને કાંઈ પણ પરવા નથી. ગેરવ્યાજબી કોઈ તેને ફસાવવા જશે તેને પૂરો પડવા હું તૈયાર છું. લક્ષ્મીદાસ શેઠે કાંઈ મહાભારત ગુન્હો કર્યો નથી. આજે તેના કરતાં વધારે અનાચાર કરનારા ન્યાતમાં હયાત છે. લક્ષ્મીદાસ શેઠને હવે કાંઇ છોકરાં છોકરી પરણાવવાં નથી. ન્યાત બહાર મુકશો તોએ હરકત નથી પણ સૌએ પોતપોતાની તળેના રેલા સંભાળવા જોઇએ. ”

લાલદાસનાં આ વાકયો બરછી પેઠે ગડબડની છાતીમાં ભોંકાયાં. ગડબડ સારી રીતે જાણતો હતો કે મારો છોકરો ઇરાનીને ત્યાં ખાય છે તે હકીકત જરૂર બહાર લાવશે. લાલદાસને બદલે આજે બીજો કોઇ હોત તો તેને આનો દશમો ભાગ પણ બોલવા દેત નહિં. લાલ-દાસનું ભાષણ પુરૂં થતાં ગડબડે નીચે મોંઢે રીપોર્ટ ઉપર સહી કરી આપી અને તે પછી પેલા બે શેઠીયાઓએ મતાં માર્યાં. લાલદાસે સૌથી છેલ્લે સહી કરી. આખી જીંદગીમાં આવી રીતે સહી કરવાનો આ પહેલો પ્રસંગ આ શેઠીયાઓને હતો. રીપોર્ટ સહી થતાં બીજે દિવસે ન્યાતની સભા બોલાવવાનું નક્કી કરી સઘળા વિખેરાયા. ગડબડ સૌથી પહેલો નાઠો; લાલદાસ છેલ્લો ગયો, પણ છોટાલાલ સાથે કેટલીક ગુપચુપ વાત કરતો ગયો, કે જેથી શેઠ છોટાલાલના મગજ ઉપરથી કેટલોક બોજો હલકો થયો. આજની કમીટીનો ફજેતો બાલદાસે તરતજ ગુલાબદાસ તથા શેઠ લક્ષ્મીદાસને પહોંચાડયો.

---

## પ્રકરણ ૧૩ મું.

### સોલીસીટર થયા તો શું થયું?

લાલદાસ કમીટીમાં ફતેહ મેળવી ગુલાબદાસના ઘર તરફ જવા નિકળ્યો એટલામાં ભુલેશ્વર આગળ મેસર્સ થાણાવાળા શરાફની દુકાને બેઠેલા તેના એક મિત્રે તેને ખબર આપી કે આજે હાઇકોર્ટમાં સોલીસીટરની પરિક્ષાનું પરિણામ જણાયું અને તેમાં ગુલાબદાસ પહેલે નંબરે પસાર થયો. લાલદાસને આ ખબરથી બેવડી ખુશાલી ઉપજી. લાલદાસ ધારતો હતો કે ગુલાબદાસને કાને તો આ ખબર ક્યારની પહોંચી ગઇ હશે, પણ જેવો તે ગુલાબદાસની ઓરડી આગળ જઇ ઉભો રહે છે તો અંદરથી બન્ને ધણી ધણીયાણી કાંઇ કવિતા ગાતાં સંભળાયાં. લાલદાસ આ સુંદર કાવ્ય સાંભળતો બહારજ ઠરી ગયો. જે કાવ્યોએ લાલદાસ ઉપર વીજળીની માફક અસર કરી તેને પૂતળાની માફક બહાર ઉભો રાખ્યો તે કાવ્યો નીચે મુજબ હતાં.

ગઝલ.

અમો દાઝું દિલે દર્દી—અમારી હિંદ આજારી!
ગઇ સત્તા જનેતાની અમારી કર્જ બાજારી! અમો.
અમો શૃંગાર—રસ રંગી, અમો શૂરવીરના સંગી!
દશા કરૂણા વળી ક્યાંથી? કરે તકદીર ના યારી! અમો.
અમારા શૂર ક્ષત્રિય ધન્ય, અમારા વીર રજપૂત ધન્ય!
હવે રહ્યું કો ન જે નાંખે સિપાહી લોહી ઓવારી!! અમો.
ઉઠાવું હાથ શું કરવા? ચલાવું પાય ક્યાં ધરવા!
જીગર ઓસવાઇ તો જાતું! જખમ ઝર્પી રહ્યો કારી! અમો.

ન મળશે વૈદ કો વારૂ, ન જડશે જંત્ર કે જાદુ !
રિબાશે રાંકડી ક્યાં સુધી ! હશે હરી ક્યારે હુંશિયારી ! અમો.

થોડીવાર બન્ને ધણી ધણીયાણી મૌન રહ્યાં. લાલદાસ બારણું ઠોકવાનો વિચાર કરે છે તેટલામાં વળી પાછો કવિતાનો સાદ નિકળ્યો.

અગર ફકીરી ભેખ લીધો તો બીજાને શું ?
ફંદી આ ફાની દુનિયા છોડું તો બિજાને શું ?—અગર.
બહુ બહુ શહર બજાર જોયાં, જોયાં વસ્તી ઠામ,
નહિ દેશ—દાઝ દિઠી કહીં ! દાઝું અમો તો શું ?—અગર.
ખુશામતે રોજગાર તાજા આમ ઓ અમીર,
માને ગરીબ ના તાકાત ! મસ્ત અમ તો શું ?—અગર.
ન વસ્તિમાં, ન અસ્તિમાં, નહિ ઇલ્મ હુન્નરમાં,
ન ઘર કે બ્હાર જીવ જણાય અમે જીવ્યા તો શું ?—અગર.
જ્યાં ત્યાં ઉડે ખુબ ખાખ ! દિસે દેશ બિયાબાન !
સ્મશાન કે કોઇ રાન ભમું—મેદાન તો પછી શું ?—અગર.
અલખનિ એક ધૂન લાગી, જાગી ધૂણિ જ્વલંત !
તપે તાપ હિંદ મૂક્તિ માટે હરિ બિજાને શું ?—અગર.

બન્ને ધણીધણીયાણી અત્રે ગાતાં અટકી પડયાં. થોડી મીનિટ જવા છતાં ફરી કાંઇપણ કાવ્ય શરૂ ન થયું એટલે લાલદાસે બારણું ઠોક્યું, અને સરસ્વતીએ તે ઉઘાડયું. લાલદાસે હરખાતાં હરખાતાં કહ્યું:—" ચાલો, એક નહિ પણ બે ખુશાલીની ખબર આપુ છું. તમે સોલીસીટરની પરિક્ષા પસાર થયા અને બીજી લક્ષ્મીદાસ કાકાના સંબંધમાં કાંઇપણ પગલાં ભરવાં નહિ એવો કમીટીમાં ઠરાવ થયો."

આ બંને ખબરથી આ ધણી ધણીયાણીના ચહેરા ઉપર ખુશાલી જણાઈ પણ ગુલાબદાસ ધારતો હતો તેટલાં તેઓ હર્ષ ઘેલાં થઈ ગયેલાં જણાયાં નહિ. લાલદાસે તે પછી કમીટીમાં શું થયું અને

પોલિસ વીગેરે અકસ્માત કેવી રીતે આવી પહોંચી તે સઘળું કહી સંભળાવ્યું અને છેવટે સવાલ કર્યો:—"ભાઇ, સોલીસીટરની પરિક્ષામાં તમે પસાર થયા તે ખબર મેં તમોને આપી તે છતાં તમારા ચહેરા ઉપર ખુશાલી કેમ નથી જણાતી ?"

ગુલાબદાસ—સોલીસીટર થયા એટલે થયું શું તે મને કાંઈ જણાવીશ ?

લાલદાસ—સોલીસીટર થવાથી હવે તમોને પૈસાની તંગી પડશે નહિ. લોકોમાં સારૂં માન મેળવશો અને ધારશો તો જાહેર જીંદગીમાં પડી શકશો.

ગુલાબદાસ—પૈસા મેળવવાની ધારણાથીજ હું કાંઇ સોલીસીટર થયો નથી. કેમકે આ જગત્‌માં પૈસા મેળવવાથી સઘળું કર્તવ્ય પુરૂં થાય છે એમ માનનારો હું નથી. આ જગત્‌ના વ્યવહાર માટે પૈસાની ઘણી જરૂર છે એમ છેલ્લા કેટલાક મહિનાના અનુભવથી મને ખબર પડી છે, પણ વ્યવહાર પુરતો પૈસો સોલીસીટર થવા વગર પણ મેળવી શકાય તેમ છે. જેઓ વકીલ સોલીસીટર થઈ, કાયદાના અર્થ જાણી કાયદાની બારીકીઓ ઉભી કરી, કાયદાથી અજ્ઞાન લોકોને અથડાવી મારી, પોતાના પેટનું પુરૂં કરી, પવિત્ર ઇનસાફની કોર્ટોને પણ ઉંધે માર્ગે દોરવે છે તેઓ જાણતા નથી કે એક વખત તેઓનો ઈનસાફ પણ થનાર છે કે જ્યાં તેઓની કાયદાની બારીકીનું જ્ઞાન, તેઓનું વાક્‌ચાતુર્ય કે વ્યવહારૂ જ્ઞાન કાંઈપણ કામ લાગવાનું નથી. તે વખતે પોતાને પોતાની વકીલાત કરવાની છે અને જે અદાલતમાં લાગવગ કે અક્કલ હુંશીયારી કાંઈપણ કામ લાગવાનું નથી. જે વકીલ સોલીસીટરો, જે પવિત્ર હેતુથી તેઓનો ધંધો નિર્માણ કરવામાં આવ્યો છે તે હેતુ ઉંધો વાળે છે તેઓ પવિત્ર ન્યાય લોકોને મેળવવામાં લોકોને મદદગાર થવા કરતાં તેમાં અડચણરૂપ થઇ પડે છે.

લાલદાસ—જ્યારે આવા વેદાંતી વિચારો હતા ત્યારે સોલીસીટર શું કામ થયા ? *સોલીસીટરનો ધંધો જો કરવો હશે તો વળી જુઠું પણ બોલવું પડશે, અસીલોને ખુશ રાખવા પડશે અને ન્યાયકર્ત્તાઓની ખુશામત પણ કરવી પડશે. જો તેમ નહિ કરશો તો ઑફીસનાં ભાડાં ચઢી જશે; બુટ મોજાંના ખર્ચ પણ નિકળશે નહિ.

ગુલાબદાસ—આજકાલ લોકોમાં આવો વિચાર ફેલાયો છે તેજ ખોટો છે. એકલા વકીલાતના ધંધામાં જુઠું બોલવું પડે છે એમ કાંઈ નથી. કોઇપણ ધંધામાં અપ્રમાણિકપણે લાભ સાચવવા માંગતા હો તો જુઠું બોલ્યા વગર છુટકો નથી. પણ પ્રમાણિકપણે તે ધંધો કરવા માગશો તો તમે કરી શકશો. શરૂઆતમાં કદાચ થોડો વખત મુસ્કેલી નડશે પણ તેથી જો હારી નહિ જાઓ તો જરૂર તમારા ધંધામાં ફતેહ મેળવશો. પણ મારો વિચાર કાંઈ પૈસા એકઠા કરવાનો નથી. જો પૈસા એજ આ દુનિયાનો હેતુ હોત તો કાકાને શું કરવા છોડતે ?

લાલદાસ—ત્યારે તમે શું કરવા માગો છો ? શું સરસ્વતીચંદ્રની માફક દુનિયા છોડી દઇ સાધુના ટોળામાં જઇ રહેવાનો કાંઇ વિચાર છે કે ?

ગુલાબદાસ—સરસ્વતીચંદ્રે લગ્ન કર્યા પહેલાં દુનિયા છોડી હતી જેથી ફરીથી તેને લગ્ન કરવાં પડયાં હતાં, પણ મારે તો આ સરસ્વતી પહેલેથીજ સાથે જોડાયલી છે.

આમ બોલી તે હસી પડયો.

લાલદાસ—સરસ્વતી બહેન, મને તો લાગે છે કે ગુલાબદાસ ભાઈ જરૂર સાધુ થઈ જશે, માટે સંભાળજો.

સરસ્વતી—સાધુ શું કરવા થવું જોઇએ ? સાધુ થઈ જે કાર્ય કરવાનાં છે તે જગતમાં રહી શું નથી થઈ શકતાં ? શ્રીકૃષ્ણ પર-

માત્મા પોતે ગીતામાં કહી ગયા છે કે સંસારમાં રહી મનુષ્ય કર્ત્તવ્ય છે તે મનુષ્યે પહેલાં બજાવવાનું છે.

લાલદાસ—ચાલો ત્યારે હવે આપણું મોઢું બંધ. ધણી ધણીયાણી જ્યાં એક છે ત્યાં અમારે ત્રીજાએ વચ્ચે માથું મારવું એ વ્યાજબી નથી.

ગુલાબદાસ—હાલમાં અમે આપણા દેશની હાલની સ્થિતી ઉપર વિચાર ચલાવતાં હતાં. ચારે તરફ અંધકાર સિવાય બીજું કાંઇ નજરે આવતું નથી. આપણા દેશની સ્થિતી સુધારવાને દરેક મનુષ્યે પ્રયત્ન કરવો જોઇએ. હાલ જે પ્રયત્ન થાય છે તે યોગ્ય છે કે અયોગ્ય છે તે હું કહેવા માંગતો નથી, પણ મારા વિચાર પ્રમાણે હાલ જે પ્રયત્ન થાય છે તેની દિશા બદલવી જોઇએ. રાજકિય મારામારી બાજુએ મૂકો તોપણ ધાર્મિક અને સંસારીક દ્રષ્ટિએ જોતાં આપણો દેશ આજે એવી અધમ સ્થિતીએ આવી પડયો છે કે તેને ઉચ્ચ સ્થિની ઉપર લાવવા માટે મહિનાઓ નહિ બલ્કે વર્ષો નહિ પણ જમાનાઓ વહી જશે અને તે પણ ભગીરથ પ્રયત્ન કરવામાં આવે ત્યારેજ. આજે સ્વદેશાભિમાની કહેવડાવનારાઓ અને દેશનું કલ્યાણ કરનારાઓ ઉભરાઇ જાય છે, પણ તેમાંના એક પણ નરને પુછયું હોય કે ભાઈ રાત્રે સૂતા પહેલાં આખા દિવસમાં દેશનું શું કલ્યાણ કર્યું તે વિચાર કદી પણ તમારા મગજમાં આવે છે કે ? જ્યારે કાંઇને કાંઇક દેશ—કલ્યાણ કરવાનું દરેક માણસ પ્રતિજ્ઞા લેશે ત્યારેજ દેશનું યતકિંચિત્ પણ કલ્યાણ થશે. હાલ તો ખાલી મોટાઈ, અને હું પદમાંજ લોકો તણાઈ જાય છે. જેઓ મોટા સ્વદેશાભિમાની કહેવડાવે છે તેઓ તો મજેથી ગાડી ઘોડે ફરે છે અને હજારો મનુષ્ય અન્ન માટે ટળવળી મરે છે; તેઓ કેળવાયલા છે ત્યારે લાખો મનુષ્ય કેળવણી વગર રખડે છે. શું આ લોકોનું કાંઇપણ દુઃખ ટાળવાને માટે આ દેશ

સુધારકો પોતાની કાંઈપણ ફરજ બજાવે છે કે? સરકાર સાથે લડવામાંજ શું દેશનું કલ્યાણ સમાઇ જાય છે? આપણા દેશના લોકો એક વખત આત્મવત્ સર્વ ભૂતેષુ એ નિયમ પાળતા હતા. તેને બદલે આજે તો પોતાના પેટમાં સર્વભૂત એટલે દુનિયા સમાઇ જાય છે."

લાલદાસ—તમારા વિચાર ઘણા ઉત્તમ છે પણ આપણે શું કરી શકવાના હતા?

ગુલાબદાસ—એજ વિચાર ભૂલભરેલો છે. દેશ-કલ્યાણ કેળવાયલા અને શ્રિમંતોજ કરી શકે છે એ માનવું એ મૂર્ખતા છે. સ્વાર્થ છોડી પરમાર્થ બુદ્ધિથી જે કાંઇ કરવામાં આવે તેજ દેશ-કલ્યાણ છે એવી મારી વ્યાખ્યા છે. આજે તમે છોટાલાલ શેઠને જે સંકટમાંથી બચાવ્યા તેમાં જો કે સ્વાર્થ હતો, પણ જે નિરપરાધી બચ્ચાંની જીંદગી બચાવી તે ખરો પરમાર્થ કર્યો. એ બાળક ભવિષ્યમાં કેવો નિવડશે તે કોઇ કહી શકશો? જીસસ ક્રાઇસ્ટ, રાજા રાયમોહનરાય, અને દયાનંદ સરસ્વતી જેવા ધર્મ વિરો તથા શિવાજી, ગેરી બોલડી, વગેરે એકએક નરોએ પોતાના દેશ અને ધર્મને માટે અસાધારણ કામ કર્યું છે. એક માતાના ઉદરમાં રહેલો ગર્ભ ભવિષ્યમાં શું થશે તે કોઈ કહી શકતું નથી. આ ઉપરથી તમારા જેવા ઓછા ઓછા સાધનવાળા મનુષ્યો પણ ધારે તો દેશને માટે ઘણું કરી શકે તેમ છે."

સરસ્વતી—પણ જ્યાં લગણ અમારા અજ્ઞાન સ્ત્રી વર્ગને સુધારવામાં નહિ આવે ત્યાં લગણ દેશ સુધારવાની જે વાતો થાય છે તે કદી પાર પડવાની નથી.

લાલદાસ—સરસ્વતી બહેન, તમે જે કહ્યું છે તેજ ખરૂં છે. દૂર શું કરવા જાઓ. મારા ઘરમાં જુવો. ગુલાબદાસ કહે છે કે મેં આજે પુન્યનું કામ કર્યું, પણ તે વાત જો મારા ઘરમાં જઇને કહીશ

તો આજે મને ખાવાનું મળશે કે નહિ તેજ સવાલ છે. મારા ઘરમાં તો એવા વિચારો આજે ચાલે છે કે બૈરાંઓને કુટતાં બરાબર આવડવું જોઇએ. જો કોઈ કુટવા શિખવવાની શાળા ઉઘાડે તો મારા ઘરમાંથી તેમાં પહેલાં દાખલ થશે. આ તમારા મકાનમાં આવ્યાથી બે ઘડી આનંદ થાય છે, પણ મારા ઘરમાં પગ મૂકીશ કે તે આનંદ કયા સાતમા આસમાને ચઢી જાય છે તેજ મને ખબર પડતી નથી. જગતને સુધારવા તો મોટી મોટી વાતો તમે કરો છો પણ મારા ઘરમાંના એક મનુષ્યને સુધારશો તો મારી તો દુનિયા આખી સુધરી જશે.

સરસ્વતી—તમે કહો છો તેટલી મારી દેરાણી કાંઈ મૂર્ખ નથી, તેઓ ભણેલાં નહિ હોવાથી કદાચ કોઈ વાતમાં વહેમી હશે પણ તેને સુધારવાને તમે શું પ્રયત્ન કર્યો છે ? મરદો પોતાના મોજશોખ પાછળ જે વખત ગુમાવે છે તેનો દસમો હિસ્સો પણ પોતાની સ્ત્રીઓ પાછળ ગુજારતા હોય તો આજે સ્ત્રીવર્ગ જે અજ્ઞાનતામાં છે તે રહે નહિ એમ મારૂં માનવું છે.

લાલદાસ—જોયું, બોલ્યાની એ ખાધી. સ્ત્રીઓ હંમેશાં સ્ત્રીઓની તરફેણ કરશે એમ જાણવા છતાં હું બોલ્યો તે મેં ભૂલ ખાધી.

સરસ્વતી—એમ કાંઈ નહિ. સ્ત્રીઓને વગોવવી એ મરદોને સહેલું થઈ પડયું છે. મારી દેરાણીને હું જરૂર સુધારીશ; પણ તમો જો કાળજી નહિ રાખો તો તેમાંનું કાંઈ થઈ શકશે નહિ. કાલે મારી દેરાણીને મારી પાસે મોકલજો.

સરસ્વતીએ આ પ્રમાણે સધીયારો આપવાથી લાલદાસ ખુશ થયો અને ઘેર જવા નિકળ્યો. રસ્તામાં તે વિચાર કરતો હતો કે " જ્યારે ધણીયાણીના આવા વિચાર છે ત્યારે કાકાની જોડે બગાડી એ સોલીસીટર શું કરવા થયો ! ? "



## પ્રકરણ ૧૪ મું.

### સ્ત્રી સમાજ.

ગુલાબદાસ પાસ થયો એટલે સરસ્વતીના મગજ ઉપર એક જાતનો જે બોજો હતો તે દૂર થયો. પતિએ પરિક્ષા આપી હોય તો તેનું પરીણામ જાણવા માટે પતિના જેટલીજ ઉત્સુકતા પત્નીને રહે છે, કારણ કે પોતાના ભવિષ્યના સુખનો સઘળો આધાર પતિની ફતેહ ઉપર લટકેલો રહે છે. ગુલાબદાસ સોલીસીટરની પરિક્ષા આપી આવ્યો તે પછી તે સવારના સારાભાઈ શેઠને ત્યાં જતો નહોતો પણ બપોરે પતિ પત્ની સાથે જતાં હતાં. ગુલાબદાસ અને સારાભાઈ બિલાડીરક્ષક મંડળીની ખટપટ કરતા હતા ત્યારે સરસ્વતી મગન-શેઠાણી પાસે બેસી તેના મગજની સ્થિતી સુધારવા પ્રયત્ન કરતી હતી. સરસ્વતી જાણતી હતી કે તેની બીજી હિંદુ બહેનો અજ્ઞાન સ્થિતીમાં છે; પણ જ્યારથી મગનશેઠાણી સાથે વાતચિત કરવાનો પ્રસંગ પડયો ત્યારથી તે બહુ અજાયબ થઈ કે મુંબઈ શહેરના નામાંકિત ડાહ્યા ડમરા ગણાતા શેઠીયાઓના ઘરમાં પણ કેવાં ઝવેરાતો ભરેલાં છે. આ ઝવેરાતો તેઓના ઘરમાં ભરેલાં છે ત્યાં લગણ સારાં શોભિતાં દેખાય છે પણ કમનસિબે કોઇ વખત જાહેરમાં મૂકવાનો પ્રસંગ આવે તો તેની પરિક્ષા કરવાને પેરીસના ઝવેરીઓ પણ પાછા હઠી જાય ! શેઠ સારાભાઈ એક તરફ મરકી દૂર કરવાની મહાભારત ફતેહ મેળવવા માગે છે ત્યારે મગનશેઠાણી વહેમરૂપી સ્વરાજ્ય ઉપર પોતાનો કબજો ધરાવવા માટે મગરૂર છે. એક દિવસે શનીવારે સર-સ્વતી મગનશેઠાણી પાસે બેઠી હતી. દરરોજ બપોરના ચહાની સાથે કાંઇક ખાવાનું રજુ થતું હતું તેમ આજે ખાવાનું આવ્યું પણ તે

ફક્ત સરસ્વતી માટે એક રકાબીમાં હતું. સરસ્વતીએ તરતજ કારણ પુછ્યું કે “ આજે કેમ ચહા સાથે કાંઈ ખાતાં નથી ? ”

“ આજે મેં શનીવાર કર્યો છે. ”

“ પણ શનીવાર કરવાનું કારણ ? ”

“ મને શની નડે છે માટે શનીવાર કરવાને એક બ્રાહ્મણે કહ્યું છે.”

સરસ્વતી હસી પડી, અને મગનશેઠાણી ચીડવાઈ ગયાં અને બોલ્યાં:–“ તમે સુધરેલાં કાંઇ ન માનો પણ કોઇપણ ગ્રહ નડતો હોય તો તેના વાર કરવાથી અને તેનું દાન કરવાથી આપણને ફાયદો થાય છે. ”

સરસ્વતી:–“ માઠું લગાડતાં ના, બહેન, પણ જો તમે પૃથ્વિ અને તેની આસપાસ જે ગ્રહો ફરે છે તેનું થોડું જ્ઞાન મેળવ્યું હોત તો તમે આ વ્હેમથી દૂર થાત. કુદરતી નિયમ મુજબ દરેક ગ્રહો સરખી રીતે ફર્યા કરે છે. તમારા શરીર ઉપર કયા ગ્રહની અસર છે તે બ્રાહ્મણો પારખી શકે છે એ હું માની શકતી નથી. ધારો કે એક વખત અમુક ગ્રહ તમારા વિરૂદ્ધ આવી પડ્યો છે તેથી તેનું દાન તથા વ્રત કર્યાથી તે ગ્રહ ખશી જાય છે એમ માનવું ભૂલ ભરેલું છે. જ્યોતિષ–શાસ્ત્ર ખરૂં છે તો પણ આ બ્રાહ્મણો જે દાન વિગેરે કરાવે છે તે તો પોતાના પેટના ગ્રહ માટે છે. ધારો કે આપણે દુ:ખમાં છીએ તો શની કે મંગળ આપણને કોઇપણ ગ્રહ નડતો હશે તો શા માટે બધાજ વાર ન કરીએ કે તેથી દુ:ખ ઓછું થાય ? આમ શનીવાર કરવાથી તો બિચારા મંગળ અને સોમને માઠું લાગતું હશે. ”

મગનશેઠાણીને જો કે માઠું લાગ્યું હતું તો પણ તેમ ન બતાવતાં તે બોલ્યાં:–“ શું બ્રાહ્મણો કહે છે તે ખોટું ? શું વાર કરવાથી બીજાઓને ફાયદો થાય છે તે ખોટો ? ”

સરસ્વતી—જ્યોતિષશાસ્ત્ર ખોટું છે એમ હું ક્યાં કહું છું? પણ જ્યોતિષશાસ્ત્રીને નામે હાલ જે બ્રાહ્મણો ધંધો લઈ બેઠા છે તેમાં મોટો ભાગ પેટનુંજ પુરૂ કરવું સમજે છે. જુવો તમોને કોઇ બ્રાહ્મણે કહ્યું છે કે શનીવાર કરો. ચાલો કોઇ બીજા બ્રાહ્મણને બોલાવીએ અને તે વળી મંગળવાર કરવાનું કહેશે. વળી કોઇ ત્રીજો આવશે તે ગુરૂવાર કરવાનું કહેશે. એટલે પછી કયો ગ્રહ નડે છે તે કહેશો? બ્રાહ્મણો મરજીમાં આવે તેમ ગપ્પાં ઠોકે છે અને ગ્રહ તો પોતાનું કામ કર્યે જાય છે. તમો કહો છો કે કોઇ સ્ત્રીઓને વાર કર્યાથી ફાયદા થાય છે, તો કેટલીક વખત કાગનું બેસવું અને તાડનું પડવું બની જાય છે. અમુક ગ્રહની અસર પૂરી થવા આવી હોય અને તે વખતે બ્રાહ્મણે ટોલો લગાવી દીધો હોય તો ખરો પડી જાય છે. જ્યોતિષશાસ્ત્ર એક ઉમદા શાસ્ત્ર હતું તેને પણ આપણા હાલના બ્રાહ્મણોએ બગાડી નાંખ્યું છે. આગલા વખતમાં ઋષિ મુનિઓએ જે મહાન્ શોધો કરી હતી તે ઉપર હાલ પાણી ફેરવવામાં આવ્યું છે. હાલ તો જેમ બીજા ધંધા પેટ ભરવાના સાધનરૂપ હોય છે તેમ તેને પણ એક સાધન બનાવવામાં આવ્યું છે. જો હાલના જોષીઓ જ્યોતિષશાસ્ત્ર બરાબર જાણતા હોત તો 'જોષીનાં રાંડે નહિ' એ કહેવત નિકળવા પામતે નહિ. તમારે જોષીની ખરી પરીક્ષા કરવી હોય તો એક દિવસ તમારી ત્રણ બદામની ધાટણને સારાં કપડાં પહેરાવો અને જોષીને બોલાવો અને પછી જોષી મહારાજ શું કહે છે તે જુવો. જોષી મહારાજ કેવાં ગપ્પાં મારે છે તે જુવો."

"જોષીઓ ગપ્પાં મારતા હશે એ હું કબુલ કરૂં છું પણ કેટલાક મહાત્મા એવા પડયા છે કે તે આપણાં સંકટો દૂર કરી આપે છે."

મગનશેઠાણીના મનમાં આ વખતે મહાત્મા અખંડાનંદ રમી રહ્યા હતા.

"એવા મહાત્માઓ આ મુંબઇ નગરીમાં તો ન આવે. મહાત્માઓને હંમેશાં નિવૃત્તિ સ્થાન જોઇએ અને મુંબઈ એ આખા હિંદુસ્તાનમાં પ્રવૃત્તિમય નગર છે. જે મહાત્માઓ મુંબઈ આવે છે તે તો ધન હરવા આવે છે. મારા સાંભળવામાં એક મહાત્મા હાલ મહાલક્ષ્મીમાં આવ્યા છે કે જેની નામના હાલ ચોતરફ થવા લાગી છે પણ તે મહાત્મા કાંઈ મોટો સટ્ટો કરી ગુમ થશે ત્યારેજ મુંબઇગરાઓ મોંઢું વિકાસી જોયા કરશે."

"સરસ્વતી બહેન, એ મહાત્માની તમે નિંદા કરો નહિ. તમે પાપમાં પડો છો. મુંબઈમાં એવા મહાત્મા વારંવાર આવતા નથી. ઘણાઓનાં સંકટ તેમણે ટાળ્યાં છે અને તેમની મહેરબાની ભાગ્યશાળીઓ ઉપરજ ઉતરે છે. પૈસાને તેઓ અડકતા નથી. તમે એ મહાત્માનાં દર્શન કર્યા નથી તેથીજ આમ બોલો છો."

"હા, બહેન, મેં જોયા નથી, પણ જે વાતો મારે કાને આવી છે તે જોતાં તે કોઇ પાતાળયંત્રી છે. નાનો શિકાર તેને પસંદ આવતો નથી. હું કદી પણ એવા મહાત્માઓનાં દર્શન કરવા જતી નથી. જો આ મહાત્મા પોતે કાંઇ બોધ આપતા હોત તો હું મારા પતિ સાથે જરૂર સાંભળવા જતે પણ આ મહારાજ તો સાંભળવા મુજબ મુંગા રહે છે અને બોધ કાંઈ કરતા નથી."

"એવા મહાત્માઓ શું બધા જોડે કાંઇ વાત કર્યા કરતા હશે? જેના ઉપર તેની મહેરબાની ઉતરે તેની સાથેજ તેઓ બોલે છે. મારી જોડે તો ઘણી સારી વાત કરે છે."

મગનશેઠાણીથી આ વાક્ય બોલાઈ તો ગયું પણ તે ગભરાઇ. મહારાજ પાસે તે ઘણી છુપી રીતે જતી હતી. મહારાજની નિંદા સહન ન થઇ શકવાથીજ તે બોલી હતી.

"ત્યારે તમે શું મહારાજ પાસે જાઓ છો?"

મગનશેઠાણીથી બોલાઇ તો ગયું, પણ હવે શું કરવું તે સમજી શકી નહિ. વિચાર આવ્યો કે ઉડાવું કે એક વખત ગઇ હતી ત્યારે મહારાજ બોલ્યા હતા. પણ વળી વિચાર આવ્યો કે સરસ્વતી કહે છે તેમ મહારાજ ઠગારા હોય તો સરસ્વતીની સલાહ લેવી સારી છે, એમ વિચાર કરી તે બોલી:—"બહેન, જો કોઇને ન કહો તો મારા પેટની સઘળી વાત તમારી પાસે કહું અને તમે મને જે સલાહ આપો તે પ્રમાણે કરૂં ?"

"તમારો મારા ઉપર વિશ્વાસ હોય તો મને બેલાશક કહો. હું મારાથી બનશે તેટલી તમને મદદ કરીશ અને કોઇ કાળે પણ તમારી વાત બીજાને કહીશ નહિ."

મગનશેઠાણીએ તે પછી પહેલેથી છેલ્લે લગણ બધી વાત સરસ્વતીને કહી સંભળાવી, કે જે વાંચનાર સારી રીતે જાણે છે. સરસ્વતી આ સાંભળી ચમકી ગઇ; શું બોલવું તે સુજે નહિ; પણ તરતજ એક સવાલ કર્યો:—"બહેન, આ વાત સારાભાઈ શેઠ જાણે છે કે ?"

"ના બહેન, તેઓ જાણે તો મને મારી નાંખે. મરદોને છોકરાંની કાંઈ હોંશ હોતી નથી. આપણો બૈરાંનો જીવ તે છોકરાં માટે બળ્યા કરે. આવા મહારાજો મુંબઇમાં વારંવાર આવતા નથી તેથી મેં પણ તેમનાથી છાનો વિચાર કર્યો છે. હવે શું કરવું તે તમે સલાહ આપો તેમ કરૂં."

"તમે જે વાત કરી છે તે જોતાં આ મહારાજ કંઈક મોટી ગતમાં રમે છે. તમારી વાત ઉપરથી મારી તો સોએ સો ટકા ખાત્રી થઈ છે કે આ મહારાજ કોઈ મોટા ઠગારા છે, પણ હવે તમારી ખાત્રી કરી આપવાનું કામ મુશ્કેલ છે. મહારાજ પોતે જો ધનના લોભી નહિ હોય તો તો તે અનિતીમાન હોવા જોઇએ. ખેતરપાળ સાથે લગ્ન

કરાવ્યા પછી તમને કાંઇ અનિતીને રસ્તે ઉતારવા માંગશે તો તમે શું કરશો ?"

મગનશેઠાણીના મગજમાં અત્યાર સુધી આ વિચાર કદી પણ આવ્યો નહોતો, તેથી તે બિચારી આ વિચાર સાંભળતાંજ ચમકી ગઈ અને બોલીઃ—"બહેન, તમે કહોછો તે વિચાર મારા મગજમાં કદી આવ્યો નહોતો, પણ આવા સાધુ પુરૂષો એવા અનિતીને રસ્તે જાય એમ હું માનતી નથી."

"હું પણ નથી કહેતી કે અનિતીને રસ્તે જાય એવા મહારાજ હશે પણ ધારો કે ઓચિંતું એવું કાંઈક બન્યું તો તમે અબળા જાત એકલી શું કરી શકો. આ બાબત ઉપર તમે કાંઈ પણ પગલું ભરો તે પહેલાં વિચાર કરજો."

"આ મહારાજ પાસે એક વખત મારી સાથે આવશો ?"

"મારા પતિની રજા સિવાય કોઇ પણ સ્થળે હું જતી નથી. તમને પણ મારી સલાહ છે કે તમારા પતિને કાને આ વાત નાંખી દો અને તેઓ જે સલાહ આપે તેમ વર્તો."

"મારા પતિને મોંઢે આ વાત કરવાની મારામાં હિમ્મત નથી. મારી તો મહારાજ ઉપર પૂર્ણ શ્રદ્ધા છે અને એક વખત મારૂં કામ ફતેહ થયા પછીજ મારા પતિને વાત કરીશ."

"પણ એમાં કાંઇ વિપરીત થયું તો પછી પતિને શું મોંડું બતાવશો ?"

"બહેન, તમારૂં કહેવું મારા ધ્યાનમાં ઉતરે છે અને એ બાબતમાં હું વધુ વિચાર કરીશ. આ વાત મહેરબાની કરીને તમારા પતિને કરતાં નહિ."

"મેં જે વચન આપ્યું છે તે હું ભંગ કરીશ નહિ. મારી ખાત્રી છે કે તમે આ બાબતમાં કાંઇપણ પગલું ભરો તે પહેલાં કોઇપણ મરદની સલાહ લેશો."

"બહેન, આ બાબતમાં જે કાંઇ બનશે તે હું તમને રોજ કહ્યા કરીશ, અને તમે જેમ સલાહ આપશો તેમ આગળ વિચાર કરીશું."

"બહેન, આજે હું તમારી પાસે એક બીજી માંગણી કરવા આવી હતી. તમે સારી રીતે જાણો છો કે આપણી હિંદુ બહેનો પારસી તથા બીજી કોમો કરતાં ઘણી બાબતમાં પછાત છે. હિંદુ પુરૂષો સ્ત્રી વર્ગના સુધારા માટે જે ધ્યાન આપવું જોઇએ તે આપી શકતા નથી અને તેથી સ્ત્રી વર્ગે પોતાના સુધારા માટે પોતાને હાથે પ્રયત્ન શરૂ કરવો જોઇએ. આ બાબતમાં મેં કેટલાક મહિનાથી વિચાર ચલાવ્યો છે અને મારી ખાત્રી થઈ છે કે આપણાં બૈરાંઓએ બપોરના બે કલાક કોઇ ઠેકાણે ભેગાં થઈ વિચાર ચલાવ્યો હોય તો અરસપરસ ઘણો સુધારો થઈ શકે. જે બહેનોને વાંચતાં લખતાં નહિ આવડતું હોય તેને શિખવવામાં આવે અને બીજા વહેમ વિગેરે બાબતમાં પણ વિચાર ચલાવાય. આ બાબતમાં સારી જગ્યા શરૂઆતમાં જોઇએ. આપણી ગુજરાતી સ્ત્રીઓનો મુખ્ય લતો ભુલેશ્વર છે કે જ્યાં એકઠાં મળવા માટે જગ્યા હોય તો ઘણાંઓને આવવાને સગવડ પડતું થઇ પડે. તમારો ભુલેશ્વરમાં જે માળો છે તેનું એક દિવાનખાનું તમે જો શેઠ પાસેથી અપાવો તો મોટો ઉપકાર થાય."

"બહેન, તમે જે વિચારો દર્શાવો છો તેથી તો હું અજાયબ થાઉં છું. મારા પતિ હંમેશાં સાંજના કલબમાં જાય છે. તે વખતો વખત કહેતા હતા કે વિલાયતમાં મરદોની જેમ બૈરાંઓની પણ કલબ હોય છે; અને આપણાં બૈરાંઓ કયારે કલબ કાઢશે એમ ટીકા કરતા હતા. હું તો સામું હસીને કહેતી હતી કે વિલાયતનાં બૈરાંઓની જેમ અમારે મરદોની માફક ભટકવું નથી. બૈરાંઓની વળી કલબ તે કેવી હોય?"

"શેઠાણી, આ કાંઈ આપણે કલબ કાઢવા માગતાં નથી. કલબમાં તો ગપ્પાં મારવાં તથા રમતગમ્મતનાં સાધનો હોય છે. જ્યારે આપણે તો સ્ત્રી વર્ગને અરસપરસ સુધારવાનો પ્રયત્ન કરવા માગીએ છીએ. જે કાંઈ એક બહેનને આવડતું હશે તે બીજીને શિખવવામાં આવશે. આ માટે એક મકાનની જરૂર છે અને બીજો જે પરચુરણ ખર્ચ થશે તે તો અમે ભોગવવા નક્કી કર્યું છે."

"ત્યારે સ્ત્રીઓની આ નિશાળજ કહોની ?"

"આ નિશાળ પણ નથી. નિશાળમાં એક માસ્તર અને બીજા નિશાળીઆ હોય છે અને અહિંયાં તો સઘળાંજ માસ્તર અને સઘળાંજ નિશાળીઆ છે. જેને જે કાંઈ આવડતું હશે તે બીજાને શિખવશે. જેને જે કાંઈ ખુલાસો પુછવો હશે તે પુછશે તો હાજર રહેલી પોતાની અક્કલ મુજબ ખુલાસો કરશે."

"ત્યારે એનું નામ શું ?"

"એનું નામ સ્ત્રી સમાજ એમ આપશું. પણ એ સંબંધી વિચાર આપણે સઘળાં ભેગાં મળશું ત્યારે કરશું."

"પણ મારા જેવી આટલી ઉમ્મરે શું શિખવાની હતી ?"

"જ્યારે શિખશો નહિ તો અમને શિખવશો તો ખરાં કેની?"

"મને શું આવડે છે કે હું તમોને શિખવીશ ?"

"આપને કાંઇ નથી આવડતું એ કહેવું તે તો તમે મારી મશ્કરી કરો છો. આટલી ઉમ્મરે તમે શું શિખવાનાં છો તે જે પુછ્યું તેના જવાબમાં મારે કહેવું જોઇએ કે ગમે તે ઉમ્મરે માણસ જે ધારે તે શિખી શકે છે. તમારી ઉમ્મરે તમે કાંઇપણ નહિ શિખી શકો એમ હું ધારતી નથી. તમે ધારો તો અમોને ઘણુંયે શિખવી શકશો. તમે દુન્યાદારીનો ઘણો અનુભવ લીધેલો છે. વાંચવું, શિખવું કે ચિતરવું એ શિખ્યાં તેથી કાંઈ સ્ત્રીઓ પરવારી જતી નથી. તમારી પાસેથી

અમોને જે કાંઈ વ્યવહારીક અનુભવ મળશે તે ઘણો કિંમતી થઈ પડશે. અમારા જેવી સ્ત્રીઓને દુનિયાનો કાંઈપણ અનુભવ હોતો નથી."

"પણ તમારા જેવી સ્ત્રીઓ ચોપડીઓ વાંચીને ઘણો અનુભવ મેળવી શકે છે."

"ચોપડીઓ વાંચ્યાથીજ સઘળું જ્ઞાન મળી શકતું હોત તો આવી સમાજ શું કરવા સ્થાપતે ?"

"ઠીક છે ત્યારે, હું મારા માળાનું દિવાનખાનું અપાવીશ. બ્હેન, મહિને બીજો ખર્ચ કેટલો આવશે ?"

"તે તો હજી નક્કી કહી શકાતું નથી પણ મેં મારા પતિ સાથે વાત કરી છે અને તે ખર્ચ અમે ભોગવશું."

"ના, તે ખર્ચ પણ હું આપીશ."

"ત્યારે તો તમારી મહેરબાની."

"પણ તું જાય તે પહેલાં મારે ફરીથી તને યાદ આપવું જોઇએ કે પેલા મહાત્માવાળી વાત કોઇને કરતાં નહિ. હું આવતી કાલે મહાત્મા પાસે જવાની છું. મહાત્મા શું કહે છે તે જોઈશ અને તારા ધારવા મુજબ કાંઇપણ દગો હશે તો આપણે તેને ફજેત કરીશું."

"ફજેત કરવાથી ઉલટી તમારી આબરૂ જશે. આ લુચ્ચાઓ સારી રીતે જાણે છે કે તમારા જેવાં આબરૂદાર લોક પોતાની આબરૂથી ડરીને આવા હરામખોરોને ફેંજે પહોંચાડી શકતાં નથી."

"કાલે મહારાજ પાસે જાઉં છું અને શું કહે છે તે સાંભળવા પછી તે સઘળું તમોને કહીશ."

"મારી સલાહ માનો તો અત્યાર સુધી તમે મહારાજ ઉપર જે અંધ શ્રદ્ધા બતાવતાં આવ્યાં હતાં તેમાં કંઇ પણ ફેરફાર કરતાં નહિ. આવા લુચ્ચા લોકો તરતજ પામી જાય છે."

"મારી તો હજી પણ ખાત્રી છે કે આ મહારાજ બીજા જેવા લુચ્ચા નથી પણ આજથી તમારી વાત ઉપરથી ચેતતાં રહેવું વધારે સારૂં છે. જો આ વખત મારી ખાત્રી થાય કે આ મહારાજ લુચ્ચા છે તો હવે પછી કોઈ પણ સાધુ પાસે હું જઈશ નહિ."

"ઉતાવળાં ના થાઓ. ઇશ્વર કરશે તો તમારા એ મહારાજનાં ભોપાળાં જેવાં જોઇએ તેવાં બહાર પાડશું અને તે પણ યાદ કરશે કે તમે પણ માથાનાં મળ્યાં હતાં."

આ પછી કેટલીક વાતચીત કરી સરસ્વતીએ જવાની રજા લીધી.



## પ્રકરણ ૧૫ મું.



### કાળીદાસનું જીવન.

લક્ષ્મીદાસ શેઠના મિત્ર કાળીદાસને મળ્યાને આપણને ઘણો વખત થઇ ગયો છે. શેઠના લગ્નમાંજ આપણે તેને પોલિસના તાબામાં સોંપી આવ્યા હતા. એક અઠવાડીયા સુધી દરરોજ બિચારા કાળીદાસને પોલિસ ચોકી ઉપર હાજર થવું પડતું હતું. મુંબઇના ચબરાક પોલિસ અમલદારો તેને તરેહવાર જાતના સવાલો પુછતા હતા છતાં પણ તેઓ જીવ જેવું કાંઈ પણ તેની પાસેથી મેળવી શકયા નહિ. પોલિસ અમલદારોએ કાળીદાસને જ્યારે બહુજ ત્રાસ આપવા માંડયો ત્યારે એક દિવસ લક્ષ્મીદાસ શેઠ પોતે પોલિસ ચોકી ઉપર જઇ સુપ્રીન્ટેન્ડન્ટને મળી આવ્યા કે પોલિસ આ બાબતમાં કાળીદાસ ઉપર જે વહેમ રાખે છે તે ખોટો છે. આ પછી પોલિસે કાળીદાસને ઝાઝી મહેનત આપી નહિ. કાળીદાસ જો કે આ લગ્નના સંબંધમાં પોતાને ઘણો નિર્ભય ધારતો હતો પણ તેના અંતઃકરણમાં કાંઈક

બીજો ડાઘ હોવાથી પોલિસથી તે બહુ ડરતો હતો. કાળીદાસ પોતે ગીરગામમાં રહેતો હતો. તેને બૈરી છોકરાં કાંઇ પણ હતું નહિ. તે વડોદરાનો વાણીઓ હતો. વડોદરામાં તે શું ધંધો કરતો હતો તે હજુ આપણે જાણતા નથી પણ મુંબઇમાં ફણસવાડીના નાકા આગળ એક વડોદરાની બ્રાહ્મણ વિધવા રહેતી હતી તેને ત્યાં કાળીદાસ ઘણો ખરો આવજાવ કરતો હતો. કાળીદાસ મુંબઇ આવ્યો અને તેણેજ આ વિધવા માટે રહેવાની જગ્યા શોધી કાઢી હતી. કાળીદાસ પછી એક અઠવાડીયે તે મુંબઇ આવી રહી હતી. કાળીદાસ પોતાનું ગીરગામમાં રહેવાનું જુદું મકાન છે એમ બતાવતો હતો પણ ઘણો ખરો આ વિધવાને ત્યાંજ પડી રહેતો હતો. આ વિધવા બાળ-વિધવા હતી અને ધણીનું મોંઢું કેવું હતું તે પણ જાણતી નહોતી. ધણીના મરી ગયા પછી તે પોતાની વૃદ્ધ માતાને ત્યાં આવી રહી હતી. પાડોશમાં રહેતા કાળીદાસ જોડે તેને દોસ્તી પડી અને વૃદ્ધ માતાને રડાવી તેના દાગીના ચોરી લાવી કાળીદાસ સાથ કરેલી ગોઠવણ મુજબ મુંબઇ આવી રહી હતી. આ ચોરાયલા દાગીના ઉપરજ બન્ને જણાં પોતાનું ગુજરાન કરતાં હતાં. કાળીદાસે પહેલાં તેણીને વચન આપ્યું હતું કે મુંબઈ જઇ આપણે લગ્ન કરીશું અને પછી હું તારી સાથે રહેવા આવીશ. લગ્ન નથી થયાં ત્યાં સુધી જુદી રાખવી સારી છે. થોડા દિવસ પછી પેલી વિધવાએ લગ્ન માટે જણાવ્યું ત્યારે કાળીદાસે જણાવ્યું કે હું હાલમાં કાંઈ ધંધો શોધું છું અને કાંઇક ધંધે લાગ્યા પછી લગ્ન કરીશ. કાળીદાસે આ અરસામાં મુંબઇમાં ધંધો શોધવા માંડયો. રોજ કોટથી ગીરગામ અને ગીરગામથી કોટ, સારાં કપડાં પહેરી ટ્રામમાં ફરવા માંડયું. મુંબઈમાં દરેક માણસ પોતે ઉદ્યમ વગરનાં છે એમ કહેતાં શરમાય છે અને કાંઇને કાંઈ ઉદ્યમ સાથે પોતાનું નામ જોડે છે. કોઇ જોટાના સટ્ટામાં તો કોઈ શેર નોટના સટ્ટામાં, તો કોઇ એસ્ટેટની દલાલીમાં પોતાનું નામ જોડે છે. કાળી-

દાસને પણ થોડા વખતમાં શેર નોટના સટ્ટામાં પોતાનું નામ જોડવાનું ઠીક થઇ પડયું. જે કોઈ પુછે તેને પોતે શેર નોટનો દલાલ છે એમ ઓળખાવતો હતો. કાળીદાસ રોજ બપોરે બાર વાગ્યા પછી શેર બજારમાં દાખલ થઈ જતો અને શેર નોટના ભાવ પુછતો હતો. આસપાસ ફરતો અને હરીદાસના હોટલમાં જઇ ધામો નાંખતો હતો. ધીમે ધીમે અહીંયાં તેની ઓળખાણ પીછાન વધવા માંડી. કાળીદાસને પોતાની આખી જીંદગીમાં કાંઈ પણ વસ્તુ સંપુર્ણ આવડતી હતી તો તે સોગટાંબાજીની રમત હતી. કેટલાક દલાલો બપોર પછી એક ઠેકાણે ભેગા થઇ આ રમત રમતા હતા ત્યાં ધીમે ધીમે કાળીદાસનો પગપેસારો થયો અને થોડા દિવસમાં તો આ રમતથી કાળીદાસે બીજા રમનારાઓનાં દીલ જીતી લીધાં. કાળીદાસની પાસા નાંખવાની ઢબ, કાળીદાસની દાણા ચાલવાની તથા સોગટી મારવાની ખુબી બીજા રમનારાઓને આનંદ પમાડતી હતી. મુંબઇમાં ક્રીકેટના રમનાર નામદાર ગવર્નર સાથે શેકહેન્ડ કરી ખાણું ખાવાને ભાગ્યશાળી થાય છે તેમ આ રમત પણ પોતાના ખેલાડીને મુંબઇના મોટા મોટા ઘરની પરોણાગત ચખાડવાને ભાગ્યશાળી બનાવે છે. કાળીદાસનો ભાગ્યોદય પણ ધીમે ધીમે થવા લાગ્યો. કેટલાક દલાલોની જીવજાન દોસ્તી થઇ અને તેઓ થોડો થોડો સોદો કરાવી તેને ખટાવવા પણ લાગ્યા. આપણા લક્ષ્મીદાસ શેઠ પણ આ રમત પાછળ ગાંડા હતા. એક ઠેકાણે કાળીદાસની રમત જોયા પછી તરતજ તેને પોતાને બંગલે આવવા આમંત્રણ કર્યું. કાળીદાસે બીજા દિવસથી શેઠને ત્યાં જવા માંડયું. પોતાની મીઠી જુબાનથી શેઠનું મન જીતી લીધું. કાળીદાસ શેઠને બંગલે પડી રહેતો તે ગુલાબદાસ અને સરસ્વતીને બિલકુલ પસંદ નહોતું. ગુલાબદાસના મનમાં તેને માટે કાંઇક હલકો વિચાર પહેલેથીજ બંધાઇ ગયો હતો. તે એમ ધારતો હતો કે રખેને કાળીદાસ શેઠને શેર સટ્ટાના લક્ષ ઉપર ચઢાવી દેશે તો

શેઠે જીંદગી સુધી મહેનત કરી મેળવેલું ધન ખેંચાઇ જતાં વાર નહિ લાગશે. હમણાં હમણાં કાળીદાસના આવવા પછી શેઠે પીટીટના શેર તથા નોટનું વેચાણુ લેવાણુ સારૂં કરવા માંડયું હતું. શેઠનો ઈરાદો કાળીદાસને કોઈ પણ રીતે ખટાવવાનો હતો. તેમાં વળી આ શેર નોટની ઉથલપાથલમાં કાકાને પણ ફાયદો થયાથી કાકાના ચારે હાથ કાળીદાસ ઉપર થયા હતા. કાળીદાસ પણ પામી ગયો હતો કે જ્યાં સુધી ગુલાબદાસ અને સરસ્વતી કાકાની સાથે રહે છે ત્યાં સુધી કદી પણ પોતે કાકાને નીચોવવામાં ફાવવાનો નથી. આગલા પ્રકરણોમાંથી વાંચનાર જાણે છે તેમ કાળીદાસે કાકા ભત્રિજાને સોલીસીટરની પરિક્ષા માટે લડાવ્યા અને ગુલાબદાસ કાકાનું ઘર છોડી ગયો. કાળીદાસને હવે નિરાંત થઇ. કાકાના લગ્નની ખટપટ કરાવી અને લગ્ન પાર પડાવ્યાં પણ હાલ તુરત તો તેમાં પોતે સહેજમાં ફસી જતાં બચી ગયો છે. કાળીદાસ ઘણો ખરો કાકાને ઘેર રહેવા લાગ્યો હતો. કાકાને એટલીજ ખબર હતી કે કાળીદાસને કાંઇ પણ સગું વ્હાલું નથી તેથી તેને ગીરગામની તેની ખોલીમાં જઇને રહ્યા કરતાં પોતાની સાથે મહાલક્ષ્મીના બંગલામાં રાખતા હતા. કાળીદાસને એક પૈનો ખર્ચ નહિ હતો. કાકાનાજ ગાડી ઘોડા વાપરવા મળતા હતા. કાકા ધારતા હતા કે કાળીદાસ પાસે કાંઇક પૈસો થયો હશે, કેમકે શેર સટ્ટાની દલાલીમાં પણ અવાર નવાર તે કમાતો હતો એવી ખબર મળતી હતી. કાકાને ખબર નહોતી કે મુંબઇમાં બીન મહેનતે મેળવેલા પૈસા ઉરાડવાને સેંકડો રસ્તા ઇશ્વરે નિર્માણ કરી મૂકયા છે. અંગ્રેજ પ્રજાએ હિંદુસ્તાનમાં આવી રેલ્વે, તાર વિગેરે સુખનાં સાધનો હિંદવાસીઓને પૂરાં પાડયાં છે તેજ પ્રમાણે ઘોડાની શરત, અનેક પ્રકારના જુગાર, દારૂની બદી વિગેરે પ્રજાને ધોળે દિવસે પાયમાલ કરી આળસુ બનાવનારાં સાધનો પણ પૂરાં પાડયાં છે. એક રાજ્યકર્તા પ્રજા તરીકે તાબાની પ્રજાની નિતી રીતી જાણી જોઇને જે

પ્રજા બગાડે છે તે પ્રજા તાબાની પ્રજાને નુકસાન કરે છે, એટલુંજ નહિ પણ પોતાને પણ ગંભીર નુકશાન પહોંચાડે છે. ઘોડાની શરત જેવા જુગારમાં નામદાર ગવરનર અને વાઇસરોય જેવા હાજર રહી ઉત્તેજન આપે તો પછી આ દેશની અજ્ઞાન પ્રજા તે તરફ ખેંચાય તેમાં નવાઇ નથી. મુંબઈમાં મહાલક્ષ્મીનું મેદાન ખરેખર મહા-લક્ષ્મીનું સ્થાન થઈ પડયું છે. મહાલક્ષ્મી દેવીના ઉપાસકો કરતાં પણ આ શરત રૂપી દેવીના ઉપાસકો મુંબઇમાં વધતા જાય છે. મહાલક્ષ્મીની પ્રસન્નતા કરતાં આ દેવીની પ્રસન્નતા હજારોને ઘડીમાં સોનાનું સ્વપ્નુ આપી દે છે અને તેની અવકૃપા થતાં હજારો રોટલા વગરના થઇ જઈ અન્ન માટે ટળવળે છે. કાળીદાસને મુંબઇમાં હરામનો પૈસો મેળવવો હતો; સટ્ટા બજાર તેને થોડું ઘણું ફળ્યું હતું પણ થોડાજ વખતમાં તેનું ધ્યાન મહાલક્ષ્મીના મેદાન તરફ ગયું. પહેલે દિવસે તે પોતાના એક સટોરીયા મિત્ર સાથે દોઢ રૂપીયાની ટીકીટ લઇ શરતમાં ગયો. સટ્ટા બજાર કરતાં પણ જ્યાં હજારો માણસ ભેગા થયા હતા અને મહાલક્ષ્મી પોતેજ પાણીના રેલાની માફક વહેતાં જણાયાં. ક્રમભાગ્યે શરતમાં પહેલી વખત જનાર આદમીને હારનાર કરતાં જીતનાર વધુ મળી આવે છે. તેના મિત્રની સાથે ફરતાં કાળીદાસની ખાત્રી થઈ કે જો કયો ઘોડો જીતનાર છે એ ખબર પકકે પાયે મળે તો સોનાના ડુંગરો ખરીદવા જેટલું ધન આ મેદાનમાં મળી શકે તેમ છે. તે દિવસે તેના મિત્રને પણ શરતમાં સારો લાભ થયેલો હતો. ચોથી શરત વખતે તેના મિત્રે આઠ આઠના ભાવના એક ઘોડા ઉપર ફકત પાંચ રૂપીયા નાંખવા કહ્યા અને કાળીદાસે તે પ્રમાણે નાંખ્યા. કાળીદાસનું નસિબ કહો કે કમનસિબ કહો પણ શરત દોડી અને કાળીદાસવાળોજ ઘોડો ઝપાટાબંધ પહેલો આવી ઉભો રહ્યો. કાળીદાસના મિત્રે તે વધાઇ કાળીદાસને આપી અને કાળીદાસને તેની સાથે ટીકીટના રૂપીયા લેવા લઇ ગયો. કાળીદાસે

પોતાની જીંદગીમાં પહેલ વહેલાજ બુકમેકર પાસેથી રૂપીયા ગણી લીધા. નોટોના ચોડેચોડા બેદરકારપણે ગણી આપતા બુકમેકરો તરફ જોઈ કાળીદાસ એ ઘડી દીંગજ થઇ ગયો. જેના ઉપર ખરેખર મહાલક્ષ્મી પ્રસન્ન થઈ હતી તેઓ હસતા અને કુદતા બીજી શરતના ભાવો જોતા હતા. બુકમેકરની રૂપીયા તથા નોટો આપવાની ઢબછબ જોઈ કાળીદાસના મનમાં તો સરકારની ટંકશાળના શરાફો જેવા તે બુકમેકરો જણાયા. કાળીદાસ તો આ દેખાવ જોઇ વિચારમાંજ રહ્યો. અને તે પછીની શરતનું શું કરવું તે સમજ પડી નહિ અને પાંચમી શરત ખલાસ થતાં તે તેના મિત્રની સાથે ઘેર જવા નિકળ્યો. અત્રે તેના મિત્રે ફર્સ્ટ એનકલોઝરમાંથી નિકળતાં પારસી તથા યુરોપીયન બૈરાં અને મોટારકારમાં બેસી પોતાના વૈભવનો ખ્યાલ બતાવતા શેઠીયાઓ બતાવ્યા અને જણાવ્યું કે "ખરેખર મુંબઈમાં નસિબ અજમાવવું હોય તો આજ પવિત્ર ભુમિ છે. જેનું નસિબ ફર્યું હોય તેને પાયમાલ થતાં પણ વાર નથી લાગતી અને જેને મેળવવાનું હોય તે સવારે ભીખારી તો સાંજના કાઠીયાવાડનું પહેલા વર્ગનું સ્ટેટ પણ તેની આગળ વિશાતમાં નથી. મોટા મોટા હાઇકોરટના જડજો, જે. પી. ઓ. તથા દરેક ધંધાના આગેવાનો અહિંયાં આવ્યા વગર રહેતા નથી."

કાળીદાસે સવાલ કર્યો:—"ત્યારે આપણા પોતાના ઘોડા હોય તો આપણને રૂપીયા મળતાં વાર કેટલી!"

તેના મિત્રે જવાબ આપ્યો:—"શરૂઆતમાં કાંઇ આપણા પાસે ઘોડા હોય? ધીમે ધીમે ઘોડા પણ વસાવાય; પણ હાલ તરત તો એક બે સારી ટ્રીપ મળી ગઈ હોય તો આપણો બેડો પાર."

કાળીદાસે અધીરા થઇ પુછ્યું:—"એ ટ્રીપ શું?"

પેલા મિત્રે કહ્યું કે "કયો ઘોડો જીતવાનો છે તેની આગ-

ળથી ખબર મેળવવી તે ટ્રીપ કહેવાય. એક બે શરતની ટ્રીપ આપણને મળી ગઈ હોય તો જરૂર જીત્યા વગર આપણે રહીએ નહિ."

"પણ તે ખબર કેવી રીતે પડે ?"

"તમે થોડા દિવસ શરતમાં આવશો તો બધી ખબર પડશે. ટ્રીપ મેળવવાનું કામ સહેલું નથી. ઘોડાના તબેલાના જોકી અથવા ઘોડાના માલેકોના માણસો મારફત પણ તે ખબર મળી શકે છે."

"કોના કોના ઘોડા શરતમાં ઉતરવાના છે તે ખબર આપણને કેમ મળે ?"

"તે બધું તો છાપામાં આવી જાય છે, પણ તે પછી શરતની હેંડીકેપ બહાર પડે છે; એટલે કેટલાક ઘોડા ખેંચી લેવામાં આવે છે. શુક્રવારે રાતના અથવા શનિવારે આપણને ખરી ખબર મળે. કેટલાક વખત દારૂની એક બાટલીમાં પણ કામ થઇ જાય છે."

"પણ જે લોકો આ પહેલા એનકલોઝરમાં ગયા હતા તે લોકોને શું વિશેષ લાભ ?"

"ત્યાં મોટા મોટા લોકો આવે છે અને મોટી મોટી બીટ (શરત) મારવામાં આવે છે."

આ પ્રમાણે ખબર મેળવતો કાળીદાસ રેસ માતાની મહેરબાનીથી ખુશી ખુશી થતો સાત રસ્તાની ટ્રામ આગળ આવી પહોંચ્યો. આજે કેટલાક દિવસ થયાં કાળીદાસ પેલી બ્રાહ્મણ વિધવા શ્યામળીને ત્યાં ગયો નહોતો. કાળીદાસ મુંબઇમાં તેને લઇ આવ્યા પછી તેણે વૈધવ્યનો વેશ કાઢી નાંખ્યો હતો. કાળીદાસને લગ્ન કરવા માટે તે ઘણું ઘણું સમજાવતી પણ કાળીદાસ તેને ઉડાવ્યા કરતો હતો. તેના ઘણા દાગીના કાળીદાસ ઉડાવી ગયો હતો અને હવે તેને ખર્ચ માટે પણ ફાંફાં મરાવતો હતો. છેલ્લા કેટલાક દિવસથી કાળીદાસ તેના મકાન ઉપર પણ ગયો નહોતો કેમકે શેઠને બંગલેથી તેને આવવાની ફુરસદ મળતી નહોતી. ગીરગામમાં કાળીદાસે જે ઓરડી રાખી હતી

તે ઓરડી બે ચારવાર શ્યામળી જોઈ આવી હતી પણ કાળીદાસનો પત્તો તેને મળી શક્યો નહોતો. શેઠનો બંગલો શોધી કાઢી ત્યાં જવા તેણીએ મનમાં નક્કી કર્યું હતું પણ આજે એટલામાં કાળીદાસની સ્વારી આવી પહોંચી.

કાળીદાસ જ્યારે આવતો ત્યારે તે હસીને બોલાવતી હતી પણ આજે કાળીદાસને જોતાં તેણીને પગથી માથા સુધી જ્વાળા પ્રગટી રહી હતી. કાળીદાસને બોલાવ્યો સુધાં નહિ પણ એક ખુણામાં મોંઢું મચડીને બેઠી. ઓરડીનું બારણું જે હંમેશાં પોતે બંધ કરતી તે આજે કાળીદાસે બંધ કર્યું. કાળીદાસ પલંગ ઉપર ચઢી બેઠો અને શ્યામળીને પોતાની પાસે બોલાવી:—"કેમ આજ કાંઈ તમારાં માન બહુ વધી ગયાં છે?"

શ્યામળીએ કાંઇ પણ જવાબ નહિ આપ્યો એટલે કાળીદાસનું મગજ ભમી આવ્યું અને તે પણ સમજ્યો કે આજે કાંઈ નવું જુનું થયું છે. તે પોતે શ્યામળી જ્યાં બેઠી હતી તે ખૂણામાં ગયો અને તેને તેણીના બે હાથ પકડી ઉભી કરી તે બોલ્યો:—"કેમ આજ મારી સાથે રીસાઇ છે?"

શ્યામળી જે બોલતી નહોતી તે હવે બોલી:—"જા, મુવા તારૂં મોંઢું કાળું કર. મને અહિંયાં લાવી ફસાવી અને હવે તારૂં ચોરની માફક મોંઢું પણ સંતાડે છે. મુંબઇ જઇ લગ્ન કરીશું તે તારૂં બોલવું ક્યાં ગયું? મુવા, મારી ગરીબ માતાને તારે ખાતર છોડી હું અહિંયાં આવી તો તું તો હવે હું મરૂં છું કે જીવું છું તેની પણ દરકાર નથી લેતો. તારી ઓરડી ઉપર દશ વખત ધક્કા ખાઇ આવી તો ત્યાં પણ તારો પત્તો નહિ."

"શ્યામળી, તારૂં મોંઢું સંભાળીને બોલ. વધારે કાંઈ બોલી તો તમાચો મારી તારૂં મોંઢું ફેરવી નાંખીશ."

"તમાચો મારનાર આવ્યો છે તે હું જાણું છું. નિકળ મારા ઘરમાંથી ? ચાર ચાર મહિનાથી ઓરડીનું ભાડું ચઢી ગયું છે તેની પણ દરકાર નથી. મારા દાગીના લઇ ગયો છે તે લાવ. તારાં સઘળાં કાળાં કૃત્યોની સવારના જઇને પોલિસને ખબર આપું છું. મારા જેવી ગરીબ વિધવાને ફસાવનાર, તને જન્મો જન્મ કીડા પડશે."

"શ્યામળી, તને રૂપીયા જોઈતા હોય તો તે આપવા માટેજ હું આવ્યો છું."

"તારા જેવા કાળા સર્પથી હવે હું ફસાઉં તેમ નથી. માટે હવે તારા રૂપીયા નથી જોઈતા. જો લગન કરવાની ના પાડતો હોય તો ખુલ્લે ખુલ્લી રીતે ના પાડ. મારો વિશ્વાસ તારા ઉપરથી હવે ઉઠી ગયો છે."

"શ્યામળી, આકળી ન થા. ઉતાવળે કાંઇ આંબા પાકે છે ? હાલમાં હું નવોજ ધંધે લાગ્યો છું; થોડાક રૂપીયા મળે કે પછી નિરાંતે લગન કરીએ. લક્ષ્મીદાસ શેઠને ત્યાં પણ મારો પગપેસારો નવો છે. થોડા વખતમાં મને કાંઇ મોટો લાભ થશે એમ અખંડાનંદ સ્વામીએ કહ્યું છે. આજે તેનાં ચિહ્નો જણાયાં છે. આજે મહાલક્ષ્મીની શરતમાં આ ચાલીસ રૂપીયા લઇ આવ્યો છું અને બીજા આ સાઠ રૂપીયા મળી સો રૂપીયા હું તને આપું છું. તારા હજાર રૂપીયાના દાગીના તેં મને આપ્યા છે જે બધા મોટે ભાગે તારી પાછળ ખર્ચ્યા છે. તારા હજારને બદલે દશ હજારના દાગીના તારા ગળામાં ન નાંખું તો મારૂં નામ કાળીદાસ નહિ."

"મને એમ સમજાવે તે હું સમજું તેમ નથી. જ્યારે તારે મારી સાથે દગો રમવો નથી તો આટલા દિવસ મોઢું કેમ સંતાડયું?"

"ગાંડી, હાલમાં મને બિલકુલ ફુરસદ મળતી નથી. આજે જરા ફુરસદ મળી કે તારી પાસે આવ્યા વગર રહ્યો કે ? લે આ રૂપીયા કબાટમાં મૂકી દે."

શ્યામળી જાણતી હતી કે આટલા રૂપીયા પણ જવા દીધા તો તે પણ જશે માટે રૂપીયા ઉંચકી કબાટમાં મૂકયા અને બોલી—"ત્યારે હવે લગ્ન કયારે કરવાં છે ?"

"શ્યામળી, તું જરા ધીરી થા. હાલમાં લગ્ન કરવા જતાં મારો સઘળો ઘાટ ફસી જશે. આટલા મહિના ધીરજ ખમી તો થોડા મહિના વધુ કાઢી નાંખ. હું હવે અઠવાડીયામાં બે વખત જરૂર અહિંયાં આવીશ અને દર મહિને પચ્ચીસ રૂપીયા તને આપ્યા કરીશ, કે જેથી તને અહિંયાં સુખમાં રહેતાં અડચણ નહિ પડે."

"જો દર મહિને રૂપીયા બરાબર નહિ આવ્યા તો મારા જેવી બીજી ભુંડી કોઇ નથી એમ મનમાં સમજજે. હવે મારો વિશ્વાસ તારા ઉપરથી ઉઠી ગયો છે."

કાળીદાસે પછી તેને કેટલુંક સમજાવી ત્યાંથી લક્ષ્મીદાસ શેઠને બંગલે જવા નિકળ્યો. રસ્તામાં તેને શ્યામળીની વર્તણુંક માટે કેટલોક વિચાર આવ્યો. તે મનમાં બબડયો, "એ રાંડ સાથે લગ્ન કરવાથી મને ફાયદો શું છે ? જો તેની સાથે લગ્ન કર્યા તો મારા શેઠીયા મિત્રો બધા મને તજી જશે. રાંડ જરા દેખાવડી તો છે પણ એક વખત પૈસો મળ્યો તો એના જેવી સેંકડો મળી રહેશે. રાંડ મને દમ મારે છે કે તને હું જોઇ લઇશ પણ હું તેના જેવીના હાથમાં ફસાઉં તેમ નથી. તે પોતેજ દાગીના ચોરી કરી લાવી છે, અને તે માટે જો જાહેર કરશે તો તેને પોતાનેજ સજા થશે. પરંતુ એ રાંડનો કાંટો હવે દૂર કરવાની જરૂર છે. મુંબઇમાં એ રહી તો જરૂર મને સતાવ્યા કરશે." શું કરવું તે કાળીદાસને સુજતું નહોતું. રસ્તામાંથી વિકટોરીયા કરી હતી તે ધીમે ધીમે મહાલક્ષ્મીના શેઠના બંગલા આગળ તેને લઈ આવી. તરતજ તે ભાડું ચુકવી બંગલામાં જઇ જુવે છે તો શેઠ પોતે કાંઇ ગુઢ વિચારમાં બેઠા હતા.



## પ્રકરણ ૧૬ મું.



### મહાજન વાડીમાં સભા.

શેઠ સારાભાઈની બિલાડીરક્ષક મંડળીની યોજનાને આપણે ઘણા વખતથી વિસારી મૂકી છે. જનસમુહના ભલાનાં મહાન્ કાર્યો ઘણાં ધીમે આગળ વધે છે તેમ શેઠને પોતાની આ યોજના આગળ વધારવામાં ઘણી મુસ્કેલી નડી. શેઠે ટુંક વખતમાં જોઇ લીધું કે હિંદુસ્તાનનાં લોકોને સારા અને ખરાબની બિલકુલ કદર નથી. મરકીને મારી હઠાવવાને આવી સોના જેવી યોજનાને મુંબઈની પ્રજા તરફથી જેવો જોઇએ તેવો આવકાર મળ્યો નહિ. પરંતુ શેઠ તેથી કાંઇ નાસીપાસ થાય તેમ નહોતા. તેઓની ખાત્રી હતી કે મરકી મારી હઠાવવાનો ખરો ઉપાય બિલાડીઓ છે, અને હાલના સઘળા દેવો કરતાં મુંબઇનો ઉદ્ધાર બિલાડી દેવીજ કરશે અને શેઠનો પોતાનો ઉદ્ધાર પણ બિલાડી દેવી કરશે. નામદાર સરકારે પ્રૉફેસર હાફકીનની રસીની હીમાયત કરનારને નાઇટહુડથી વધાવી લીધા તો સરકારની જ્યારે ખાત્રી થશે કે મરકી સામે શેઠે ખરી શોધક બુદ્ધિથી લડત ચલાવી છે તો સરકાર શેઠને બેરોનેટનો પણ ખેતાબ આપે તો નવાઇ જેવું નહોતું; કારણકે શેઠની પાછળ ભવિષ્યનો બીજો બેરોનેટ થનાર હજી સુધી તો હતોજ નહિ; પણ કમનસિબ હિંદુ કોમનાં કે હજુ સુધી કોઈ હિંદુ શેઠીયાના નસિબમાં બેરોનેટનું માન લખેલું નથી, અને તેથીજ હિંદુ કોમને કમનસિબે કહો કે ગમે તેમ કહો શેઠની બિલાડીરક્ષક મંડળીની યોજના આગળ વધતી નહોતી. શેઠ રાત અને દિવસ આ યોજના પાછળ વિચાર ચલાવતા હતા. શેઠની યોજનાને

મુંબઇની પ્રજા તરફથી સારો ટેકો મળ્યો નહિં અને મુંબઇના શેઠીયાઓએ શેઠે માંગ્યા પ્રમાણેનાં ફોરમો બરાબર ભરી મોકલી આપ્યાં નહિ, ત્યારે શેઠે ઇંગ્લાંડ, અમેરીકા અને જરમનીના ડૉકટરો ઉપર તેઓની સલાહ આપવાને ગીનીઓ મોકલી આપી નીચલા સવાલો પુછાવ્યા.

૧ મરકીના જંતુઓનો ફેલાવો ઉંદરોથી થાય છે કે કેમ ?

૨ ઉંદરને મારી હઠાવવા માટે બીજા કોઈ પણ પ્રકારના ઝેર કરતાં બિલાડીની યોજના ઉત્તમ છે કે નહિ ?

૩ કોઈ એવા પ્રકારના ઉંદર છે કે જેનો બિલાડી સ્પર્શ કરતી નથી ?

આ વિદ્વાનોના અભિપ્રાયો ફરી વળતાં હજુ જરા વખત હતો તેટલામાં શેઠના મનમાં બીજો બુટ્ટો આવ્યો કે આવા સવાલો તરફ હિંદુ ધર્માચાર્યોની જો દિલસોજી ખેંચવામાં આવી હોય તો જરૂર આ સવાલ આગળ વધારવો સહેલો થઈ પડશે. હિંદુ ધર્મના આચાર્યો, મહારાજો ઉપર એક વિનંતીપત્ર મોકલી શેઠે અરજ કરી કે સરકાર તરફથી ઉંદરોનો નાશ કરવામાં આવે છે તે આપણા ધર્મ વિરૂદ્ધ છે અને આપણા હિંદુ ધર્મ પાળનારાઓની લાગણી દુઃખવનારો એ ઉપાય છે તે માટે તમો સખ્ત શબ્દમાં તમારા અનુયાયિઓનું ધ્યાન ખેંચશો. વિલાયત, અમેરીકાથી એક પછી એક ડૉકટરોના અભિપ્રાયો આવવા લાગ્યા. એક પણ હિંદુ ધર્મના ધર્મગુરૂનો અભિપ્રાય શેઠને આવ્યો નહિ. શેઠ બિચારા નિરાશ થયા પણ પાછળથી તેમને માલમ પડયું કે સરકારના કોઈ પણ પગલા સામે માથું ઉઠાવવું એ ધર્મગુરૂઓને વ્યાજબી નહિ લાગવાથી કોઈ પણ ધર્મગુરૂઓએ શેઠના વિનંતીપત્રનો જવાબ આપ્યો નહોતો. વિલાયત, અમેરીકાથી જે જવાબો ફરી વળ્યા તેમાં ઘણા જવાબોએ શેઠને મજબુત ટેકો આપ્યો હતો. અમેરીકન ડૉકટરોએ જણાવ્યું કે અમારા દેશમાં હજુ મરકી ચાલી

નથી તેથી તમારા સવાલનો જવાબ આપી શકતા નથી. શેઠ બિચારા આ જવાબથી નિરાશ થયા; કેમકે શેઠનો મુદ્દો મરકી નહોતી પણ બિલાડી અને ઉંદર હતા. ઇંગ્લાંડના ડૉકટરોએ બિલાડીઓને પસંદગી આપી હતી પણ સાથે વળી ડોહળ્યું હતું કે મરકી સામે અકસીર પ્રૉફેસર હાફકીનની રસી છે. તો પણ એકંદરે અમેરીકન ડૉકટરો સિવાય બીજા ડૉકટરોના અભિપ્રાયથી શેઠ ખુશી થયા હતા. હવે શેઠે બિલાડીરક્ષક મંડળ માટે મુંબઈની પ્રજાની જાહેર સભા બોલાવવાનું નક્કી કર્યું. આ બાબતમાં કયી જગ્યા પસંદ કરવી તે એક મુસ્કેલ સવાલ હતો. બિલાડીરક્ષક મંડળના કામને ફક્ત હિંદુ પ્રજા ટેકો આપશે તેથી ટાઉન હૉલ અને ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટ નકામાં હતાં. છેવટે કાલબાદેવી ઉપરની જુની ભાટીયા મહાજનવાડી શેઠ તરફથી પસંદ કરવામાં આવી અને એક આગેવાન ભાટીયા શેઠીયાને પ્રમુખ તરીકે ચુંટી કાઢવામાં આવ્યાથી શેઠની એ મુસ્કેલી દૂર થઈ: પણ મુંબઇની જાહેર સભા ફતેહમંદ કરવા માટે બે રીતી અવશ્યની છે. એક તો જાહેર વકતાઓ સારા એકઠા કરવા જોઇએ અને મુંબઇના જાહેર છાપાંની તે તરફ પસંદગી જણાવી જોઇએ. શેઠે આ બાબતમાં પોતાનો પ્રયત્ન શરૂ કર્યો. શેઠે મહા લાગવગ ચલાવી મુંબઈનાં બે ત્રણ છાપાંમાં પોતાની યોજના તરફ પસંદગીનાં લખાણ છપાવ્યાં. એક બે ચર્ચાપત્રો શેઠના લાગતા વળગતાઓએ મોકલી આપ્યાં તે બીજાં પત્રોમાં છપાયાં. મુંબઇની પ્રજાની જાહેર સભા ડરાવવા માટે એક પારસી, એક યાહુદી અને એક મુસલમાન બોલનારાને ગોઠવવામાં આવ્યા. શેઠ મુંબઇની બે ત્રણ મીલના ડીરેકટર હતા અને રવીવારે જે દિવસે સભા બોલાવી હતી તે દિવસે મીલો બંધ હતી તેથી મીલ કામદારોને સભામાં હાજર રાખવાની ગોઠવણ કરવામાં આવી. ટુંકમાં આ સભા કેવી રીતે ફતેહમંદ બનાવવી તે માટે બનતા દરેક ઉપાયો લેવામાં આવ્યા હતા. શનીવારે રાતના શેઠને બિલકુલ ઉંઘ આવી

નહોતી. શેઠને પોતાને ઉંઘ આવી નહોતી એટલુંજ નહિ પણ મગન-શેઠાણી પણ તે રાતના બિલકુલ ઉંઘી નહોતી. શેઠ પોતાના વિચારમાં એટલા બધા મગ્ન હતા કે શેઠાણી છેલ્લા કેટલાક દિવસથી શું કરે છે તે તરફ તેમનું કાંઇજ લક્ષ નહોતું. જેમ શેઠ પોતાની જીંદગીનું મહાન્ કાર્ય આવતી કાલે કરવાના હતા તેમ મગનશેઠાણીએ પણ પોતાની જીંદગીનું મહાન્ કાર્ય કરવા આવતી કાલે નક્કી કર્યું હતું. જે કલાકે શેઠ મુંબઇમાં ટાઉન હૉલમાં ગર્જના કરનાર હતા તેજ કલાકે શેઠાણી અખંડાનંદ મહારાજની આજ્ઞા પ્રમાણે ખેતરપાળ સાથે પોતાનાં ફરી લગ્ન કરવાનાં હતાં. વાંચનાર, મગનશેઠાણીનાં ફરી લગ્ન કરતાં મુંબઈની પ્રજાને વરસોથી હેરાન કરતી મરકી સામેની લડત સાથે આપણને વધુ લાગતું વળગતું છે માટે આપણે તો રવીવારની સભામાં જવાને તૈયાર થઇએ. શનીવારે રાતના શેઠ બે ત્રણ વખત પલંગમાંથી નીચે ઉતરી દિવાનખાનાના ભવ્ય અરીસાની સામે ઉભા રહી પોતાને માટે તૈયાર કરાવેલું ભાષણ પોપટજીની માફક બોલી ગયા હતા. જાહેર ભાષણ આવી મહાન્ સભામાં કરવાનો શેઠની જીંદગીમાં આ પહેલો પ્રસંગ હતો. સવારના વહેલા ઉઠી શેઠ ગુલાબદાસની આવવાની રાહ જોતા બેઠા. ગુલાબદાસ હંમેશાં વખત-સર આવતો હતો પણ આજે સાત વાગે આવવા કહ્યું હતું તેને બદલે તેને આવતાં સવાસાત થયા. શેઠે ગુલાબદાસને આવતાંની સાથેજ પોતાની સાથે ગાડીમાં બેસાડયો અને પ્રમુખ ધર્મગોપાળ શેઠ જેઓ તે દિવસની સભાના પ્રમુખ થવાના હતા તેમને રહેવાને મકાને પહોંચ્યા. પ્રમુખ સાહેબને તે દિવસની સભાનું પ્રોગ્રામ બરાબર સમજાવ્યું અને પ્રમુખ સાહેબનું ભાષણ પણ વાંચી જોયું. પ્રમુખ સાહેબને પુછયું કે તમે તમારૂં ભાષણ ગોખ્યું છે કે નહિ ? પ્રમુખ સાહેબે જણાવ્યું કે મારાથી આટલી ઉમ્મરે ભાષણ ગોખાતું નથી. મારો વિચાર બિલકુલ ભાષણ કરવાનો નહોતો પણ તમારા જેવાના

આગ્રહથી બે બોલ બોલીશ. પ્રમુખ સાહેબની રજા લઈ તેઓ પ્રમુખ સાહેબ માટે હાર તોરાની ગોઠવણ કરી ઘર તરફ પાછા વળ્યા. રસ્તામાં ગુલાબદાસ ઉતરી ગયો. સભાનો વખત ત્રણ વાગ્યાનો હતો તોપણ શેઠે ગુલાબદાસને બાર વાગ્યામાં સભામાં આવવા કહ્યું હતું. ગુલાબદાસ ઘરે ગયો તો લાલદાસ તેની રાહ જોતો હતો. લાલદાસ સાથે કેટલો વખત તેણે ખાનગીમાં વાત કરી. લાલદાસે આપેલી ખબર સાંભળી ગુલાબદાસ ચિંતાતુર થયો અને લાલદાસને કેટલીક સમજુત આપી. આપણને હાલ તરત તે સાથે કાંઈ પણ સંબંધ નહિ હોવાથી ચાલો આપણે પણ મહાજન વાડીમાં જઇ પહોંચીએ. મહાજન વાડીમાં જુની ફૅશનના ગલીચા અને તકીઆઓ ગોઠવવામાં આવ્યા છે. બે વાગ્યાથી લોકોએ એક પછી એક આવવા માંડયું અને ત્રણ વાગ્યાને સુમારે મહાજન વાડીનું દિવાનખાનું ચિક્કાર ભરાઇ ગયું. પોણા ત્રણ કલાકે પ્રમુખ સાહેબ અને શેઠ સારાભાઇ આવી પહોંચ્યા. બન્ને શેઠીયાઓ હૉલમાં દાખલ થતાં તાળીઓથી તેમને વધાવી લીધા. આ તાળીઓના અવાજ સામે નમન કરતા હૉલના મધ્ય ભાગમાં નાંખવામાં આવેલા બે મોટા તકીયા આગળ બન્ને શેઠીયાઓએ બેઠક લીધી. શેઠ સારાભાઇનો ચ્હેરો આજે પ્રફુલિત હતો. મુંબઈમાંથી મરકી જાઓ કે નહિ પણ આજની સભામાં જે માન મળ્યું તેથીજ શેઠે પોતાની જીંદગીનું સાર્થક થયેલું માન્યું. શેઠ લક્ષ્મીદાસ, તેમની ન્યાતના શેઠ છોટાલાલ વિગેરે શેઠીયાઓ પણ હાજર હતા. આજની સભામાં લાલદાસ ખાસ ગેરહાજર હતો. સભાના કામકાજની જોખમદારી ગુલાબદાસના માથે હતી તેથી તે દરખાસ્ત મુકનારા વિગેરેને મળતો હતો અને સઘળું ગોઠવતો હતો. સવા ત્રણ વાગે તેના તરફથી સીગનલ થતાં સભાનું કામ શરૂ થયું. એક મોટા પેટના શેઠીયાએ જરા ઉભા થઇ દરખાસ્ત કરી કે આજની સભાનું પ્રમુખસ્થાન શેઠ ધર્મગોપાળ શેઠને આપવું. દરખાસ્ત મુક-

નારનું પેટ એવું મોટું હતું કે તેનાથી પ્રમુખ સાહેબની દરખાસ્તના સંબંધમાં કાંઇ પણ વિવેચન થઇ શકયું નહિ. એક જુવાનિયાએ તેને ટેકો આપ્યો અને શેઠે એક તકીઓ આગળ ખસી પોતાની બેઠક લીધી. પ્રમુખે પોતાનું ભાષણ શરૂ કર્યું.

"મારા ભાઇઓ, હિંદુ ધર્મ તરફની મારી લાગણીને લીધેજ મને ધર્મગોપાળના નામથી બોલાવવામાં આવે છે અને ધર્મ સાથે આજની સભાને મોટો સંબંધ હોવાથી આજની સભાનું પ્રમુખપદ તમોએ મને આપ્યું તે માટે હું તમારો ઉપકાર માનું છું, અને આજની સભાનું કામ શરૂ કરવાને ભલામણ કરૂં છું."

"આટલું બોલી શેઠ બેસી ગયા. સારાભાઈ શેઠ અજાયબ થયા; કેમકે સવારના ધર્મગોપાળ શેઠનું જે ભાષણ હતું તે જુદું હતું અને અત્યારે શેઠ બોલ્યા તે તો જુદુંજ બોલ્યા. શેઠને પાછળથી આ ભરમની ખબર પડી. ધર્મગોપાળ શેઠ સભામાં આવવાની ઉતાવળમાં પોતાનું ભાષણ લેવું ભુલી ગયા અને સભામાં એટલા મોડા આવ્યા કે ભાષણ ઘેરથી મંગાવવા જેટલો વખત પણ નહોતો. ધર્મગોપાળ શેઠે પોતાનું ભાષણ પુરૂં કર્યું કે હવે સારાભાઈ શેઠ ઉઠયા. શેઠે પોતાનું ભાષણ છટા સાથે કર્યું. શેઠે ગોખેલા ભાષણમાં થોડાં ગાપચાં પડયાં અને પગે પાણી પણ છુટયું, પરંતુ શેઠ પોતાનું બોલવું પુરૂં કરી રહ્યા કે તાલીઓના અવાજથી તેમને વધાવી લેવામાં આવ્યા. શેઠની પોતાની જાહેરમાં બોલવાની આ પહેલી પરિક્ષા હતી તોપણ ફતેહમંદ રીતે પસાર થયા એમ કહ્યા વગર છુટકો નથી. શેઠે પોતાના ભાષણમાં બિલાડીઓના પોતે કરેલા અખતરા અને યુરોપીયન વિદ્વાનોએ આપેલા મતો ઉપર ખાસ ભાર મૂક્યો અને છાતી ઠોકી જણાવ્યું કે, બિલાડીઓ પાળવાથી મરકીની ઉપરાઉપરી મોસમો પસાર થવા છતાં હું સાજો તાજો તમારી સન્મુખ ઉભો છું. શેઠનું ભાષણ લંબાણથી આપવાનો અમારો ઘણો વિચાર છતાં તે અમલમાં મૂકી શકતા નથી

કેમકે શેઠે પોતાના ભાષણુની જેટલી નકલો કરાવી હતી તે બધી છાપાવાળાઓને આપી દીધી હતી. પોતાની પાસેની નકલ પણ એક ઇંગ્રેજી છાપાવાળાને આપી દીધી તેથી આ વાર્તા પ્રગટ કરવા સારૂ શેઠની પાસે અમે જ્યારે નકલ માંગી ત્યારે શેઠ અમને આપી શક્યા નહિ અને તેથીજ આજે આ વાર્તાના વાંચનારાઓને શેઠના રસીલા ભાષણથી બેનસિબ રહેવું પડયું છે. કેટલાક વાંચનારાઓ સવાલ કરશે કે જાહેર છાપામાં બીજે દિવસે આવેલું ભાષણ શા માટે તમે આપતા નથી, તેનો જવાબ એટલોજ છે કે કેટલાક છાપાવાળાઓ નાકની ટીચકારી ઉંચી ચઢાવી જણાવે છે કે “ બીજે ઠેકાણે પ્રગટ થઈ ગયું છે તે માટે નકામું ” તેમ શેઠનું ભાષણ બીજે ઠેકાણે પ્રગટ થઈ ગયું છે તેથી નકામું છે. તેજ પ્રમાણે આ વાર્તામાં બીજા કોઇના ઉતારા લેવામાં આવતા નહિ હોવાથી ઘણીજ દિલગીરી સાથે શેઠનું કિમતી ભાષણ વાંચનારાઓ આગળ રજુ કરી શકતા નથી.

શેઠનું ભાષણ ખલાસ થયા પછી સભાનું કામ જે બાકી હતું તે બિલાડીરક્ષક મંડળની સ્થાપના અને તેના અધિકારીઓ નિમવાનું હતું. આ કામ જલદીથી પાર પાડવા માટે દરખાસ્તો રજુ થઈ અને તાલીઓના અવાજ વચ્ચે પસાર થઈ.

પ્રમુખ સાહેબને મંદિરમાં દર્શન કરવા જવાનો વખત થવા આવવાથી સભાનું બાકીનું કામ જલદીથી આટોપવામાં આવ્યું પણ સભાનું કામ પુરૂં થતા પહેલાં એક જુવાન અગાડી આવ્યો અને બોલવાની રજા માંગી. પ્રમુખ સાહેબે રજા તો આપી પણ પાછળથી જે બનાવ બન્યો તે જોતાં તેને રજા ન આપી હોત તો વધારે સારૂં થતે એમ લાગ્યું.

તે બોલ્યોઃ—“ ધર્મગોપાળ શેઠ, આજે તમારા જેવા હિંદુ ધર્મના સ્થંભો બિલાડી જેવા પ્રાણીનું રક્ષણ કરવા મંડળી સ્થાપો છો, પણ આજે હિંદુસ્તાનમાં—અરે મુંબઈ શહેરમાં—મનુષ્ય પ્રાણીઓ

કેવા સંકટથી પસાર થાય છે તેનો તમને ખ્યાલ પણ આવતો નથી. તમારા જાતભાઇઓ તરફ નજર કરો. કેવી અંધારી ગલીચ ઓરડીઓમાં તેઓ રહે છે. તેઓને પોતાના પેટ પુરતું અનાજ ખાવાને મળતું નથી. તેઓનાં બચ્ચાંઓ કપડાં વગર ઉઘાડે શરીરે ઠંડીથી કકડી મરે છે. શું તેઓ પોતાના દુઃખી સમયમાં બિલાડીઓ પાળશે કે ? પોતાનાં વ્હાલાં બચ્ચાંઓને ખવડાવવા અનાજ નથી મળતું તો તેઓ બિલાડીઓને કયાંથી ખવડાવશે. તમારા જેવા શ્રીમંતો જેઓને ઇશ્વરે લાખો રૂપીયા ગરીબોને લુંટી આપ્યા છે, અને એક પણ બાળક આપ્યું નથી તેઓ ભલે એક નહિ પણ હજાર બિલાડી પાળે પણ અમો જેવા ગરીબ એક પણ કયાંથી પાળવાના ? સાહેબો, મારો પોતાનો દાખલો આપું છું. હું મહિને દિવસે પચ્ચીસ રૂપીયા લાવું છું. પહેલાં આ ધર્મગોપાળ શેઠની ચાલીમાં રહેતો હતો. ત્યાં હું ચાર રૂપીયા ભાડું આપતો હતો પણ પાછળથી શેઠે દર વરસે એક એક રૂપીયો ભાડું વધારવા માંડયું અને હાલ તે જગ્યાના શેઠ નવ રૂપીયા લે છે. મારા જેવા સેંકડો ગરીબ ભાડુતોને શેઠનું મકાન છોડી અંધારી કોટડીમાં ચાલી જવું પડયું. મારી અંધારી કોટડી કરતાં નામદાર સરકાર કેદીઓને જે અંધારી કોટડીમાં રાખે છે તેમાં પણ સારૂં અજવાળું પડતું હશે. પણ અમારા કમનસિબે મુંબઇના સખી શેઠીયાઓ અમારે માટે જે રહેવાનાં મકાનો બાંધે છે તેમાં ધોળે દિવસે સૂર્યનાં કિરણો પેસવા પામતાં નથી. તમો મરકી મારી હઠાવવા માટે બિલાડીઓનો ઉપયોગ કરવા માંગો છો પણ મારી ખાત્રી છે કે જ્યાં લગણુ ગરીબ લોકો માટે સારાં રહેઠાણો પૂરાં પાડવામાં નહિ આવે, અને આપણા ધર્મગોપાળ શેઠ જેવા ધર્મઠગો અમારૂં લોહી ચુસવું નહિ છોડશે ત્યાં લગણુ મરકી પાછી હઠશે નહિ."

અગર જો કે મેં આખું વાકય આપ્યું છે પણ સભામાં તે પુરૂં બોલાય તે પહેલાં તો મોટી ગડબડ મચી રહી. "પ્રમુખ સાહે-

બનું અપમાન, પ્રમુખ સાહેબનું અપમાન !" એવી બુમો પડવા લાગી અને બેસી જાઓ, એમ બકરાંની માફક પ્રમુખ સાહેબના ખાંધીઆઓ બરાડવા લાગ્યા. કમનસિબે મી૦ શાહપુર ભેદવાર જેવો ફોટોગ્રાફર ત્યાં હાજર નહોતો, નહિ તો પ્રમુખ સાહેબ, તથા શેઠ સારાભાઇની છબી તેણે પાડી લીધી હોત તો જરૂર આ બે છબી માટે આર્ટ સોસાયટીના પ્રદર્શનમાંથી ઇનામ મળ્યા વગર રહેતે નહિ અને આ બે સુંદર ફોટોગ્રાફો મારી નવલકથાના શણગાર રૂપ થઇ પડતે. "બેસી જાઓ" ના ઘાંટા ગમે તેટલા બરાડવામાં આવ્યા પણ પેલો શખ્સ કેમે કર્યો બેસે નહિ. તેનું હૈયું ભરાઈ આવ્યું હતું. ખરી અંતરની લાગણીથી તે બોલતો હતો.

તે મોટા ઘાંટા પાડી બોલ્યો—"અરે ધર્મઠગો, અરે દુનિયા ઠગો, તમે ગરીબોને ચુસી હવે આ બિલાડીઓને ખવડાવવા નિકળ્યા છો પણ જ્યાં સુધી અમારા જેવા હજારો ગરીબોની હાય તમારા જેવા મુંબઇના શેઠીયાને લાગે છે ત્યાં લગણ તમારો નિર્વંશ જશે અને ઇશ્વરના દરબારમાં તમારાં મોંઢાં તમારે સંતાડવાં પડશે. તમો મને સાંભળવા માગતા નથી તો હું આ ચાલ્યો."

આ પ્રમાણે બોલી તે જુવાન સભામાંથી ચાલતો થયો. સભામાંથી તે ગયો એટલે બન્ને શેઠીયાઓના જીવ ઠંડા પડયા. સભાનું કામ તો લગભગ ખલાસ થયું હતું પણ હવે પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાનું કામ બાકી હતું. શેઠ સારાભાઇએ ગુલાબદાસ કયાં છે તે માટે નજર ફેરવી પણ તે કયાંઈ જણાયો નહિ. તે કયારે સભા છોડી ગયો તે પણ શેઠને ખબર નહોતી. હવે ઉપકાર કોણ માને તે માટે શેઠ જરા વિચારમાં પડયા. એટલામાં પ્રમુખ સાહેબનો એક ઓળખીતો ઉભો થયો અને બોલ્યો—"આજની સભાના પ્રમુખ તરીકે શેઠ ધર્મગોપાળ શેઠે જે ચાલાકીથી કામ બજાવ્યું તે માટે તેમનો

ઉપકાર માનવાની હું દરખાસ્ત મુકું છું. શેઠ ધર્મગોપાળ ગરીબ માણસો પ્રત્યે કેટલા દયાવાન છે તે તો તમે જાણો છો. માણસો તો શું પણ પ્રાણીઓ તરફ પણ આપણા ધર્મના ફરમાન મુજબ તેઓ દયાથી વર્તે છે, અને તેઓ કુતરાંઓને દરરોજ એક મણ બાજરીના રોટલા નાંખે છે અને બિલાડીઓના રક્ષણ માટે સ્થાપવામાં આવેલી આ મંડળીના પણ તેઓ કાયમના પ્રમુખ થઇ આપણા ધર્મ તરફની લાગણી તેઓએ બતાવી આપી છે. પ્રમુખ સાહેબને માટે મારે વધારે શબ્દોમાં બોલવાની જરૂર રહેતે નહિ પણ એક નાદાન માણસ આજે કેટલું બબડી ગયો તે માટે જરા બોલવું પડયું છે. તે કહે છે કે શેઠે પોતાના માળાનાં ભાડાં વધાર્યાં તો હું પુછું છું કે મુંબાઇમાં એવો કયો શેઠીયો છે કે તેણે પોતાની જગ્યાનાં ભાડાં નથી વધાર્યાં ? સીટી ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટ અને મ્યુનિસીપાલીટીએ એટલાં લફરાં વધારી દીધાં છે કે ઘરવાળા તોબા થઇ ગયા છે. ઘરવાળાની મુસ્કેલી ભાડુતો કયાં સમજે છે ? ગરીબ માણસોથી ભાડાં ન ભરાય તો તેઓએ મુંબઇમાં શું કરવા રહેવું જોઇએ ? શેઠ કોઇને કયાં પોતાના માળામાં રહેવા કાલાવાલા કરે છે. શેઠની દયાની લાગણી જગતપ્રસિદ્ધ છે અને એમના જેવા ધર્મ વિરો હિંદુ કોમમાં ઘણા થોડા છે. ”

આટલું બોલી પેલા ગૃહસ્થે દરખાસ્ત મૂકી અને તે તાળીઓના અવાજ વચ્ચે પસાર થઇ, જે બાદ સભા બરખાસ્ત થઇ. શેઠ સારાભાઇ ધારતા હતા કે આજની સભામાં તેઓનાં પોતાનાં કાંઈ વખાણ થશે પણ તે શેઠને માટે તો કોઈ શ્રી કે કૃષ્ણ બોલ્યું નહિ. શેઠ આજની ગુલાબદાસની વર્તણુંક માટે તેના ઉપર ગુસ્સે હતા. સભામાંથી નિકળી બન્ને શેઠીયા સાથે બેંડસ્ટેન્ડ ઉપર ફરવા ગયા પણ સારાભાઇ શેઠને કયાં ખબર છે કે આજે મગનશેઠાણીએ શું કર્યું છે ?

## પ્રકરણ ૧૭ મું.

### કાળીદાસ પોલિસના કબજામાં.

આવતી કાલે મહાલક્ષ્મીના મેદાનમાં મોટી શરત છે. કાળીદાસ અને તેના મિત્રો ભાયખલા ખાતે ઘોડાઓના તબેલા આગળ ટ્રીપ મેળવવા માટે ફેરા ખાય છે. કાળીદાસ એક મોહમેદન તબેલાના ઘોડાવાળાના છોકરાને માટે ત્યાં આગળ ફરતો હતો. આવતી કાલે શરત હોવાથી ટ્રેનરે તે છોકરાને રાતના આઠ વાગે ઘેર જવાની રજા આપી. છોકરો જેવો કેંપ કંપનીના દવાખાના આગળ આવ્યો કે કાળીદાસે ઇશારત કરી તેને બોલાવ્યો, અને એક વિકટોરીયામાં નાંખી તેને હૉટલમાં લઈ ગયા. કાળીદાસ કોઈ દિવસ હોટલમાં નહિ ગયો હતો પણ આજે પહેલવહેલો પેલા છોકરા અને પોતાના એક મિત્ર સાથે હૉટલમાં દાખલ થયો. ત્યાંના પંખા અને રોશની જોઇ લક્ષ્મીદાસ શેઠનો મહેલ કુછ વિશાતમાં નથી એમ કાળીદાસને લાગ્યું. પેલા મિત્રે તરતજ ઉંચા ઇંગ્લીશ વાઈનની બાટલી મંગાવી. વેટર તરતજ ત્રણ ગલાસ અને બાટલી લઇ આવ્યો. પેલા મિત્રે ગલાસ લીધાં અને એક ગલાસ મુસલમાન છોકરાને આપ્યો અને એક ગલાસ કાળીદાસને ધર્યો. કાળીદાસે પોતાની આખી જીંદગીમાં દારૂનો સ્પર્શ કર્યો નહોતો, તે જરા ખંચાયો એટલે પેલો મુસલમાન છોકરો બોલ્યો—" કેમ દોસ્ત, અચકાય છે કેમ ? શરાબ જેવી મોઝ બીજે કયાં છે ? "

પેલો મિત્ર બોલ્યો—" અરે ઢોંગ શેનો કરે છે ? લે, લે, અહિંયાં કોણ જોવા આવ્યું છે. "

કાળીદાસ બોલ્યો:—"ક્યાંક ચઢી બઢી જાય તો માર્યો જાઉં?"

"આ ઉંચો દારૂ કાંઈ ચઢવાનો હતો. આ કાંઈ બેવડો છે કે!"

કાળીદાસે કહ્યું:—"મોંઢું વાસ મારશે?"

પેલા મિત્રે કહ્યું:—જરા એલચી ખાઇ લેજે એટલે મોંઢું વાસ મારતું મટી જશે."

કાળીદાસની હજુ પણ ઇચ્છા ગલાસ લેવાની નહોતી પણ તેની ખાત્રી હતી કે જો ગલાસ નહિ લઇશ તો જરૂર પેલો મુસલમાન છોકરો સમજશે કે હું તેની દોસ્તીને લાયક નથી અને એવા વિચારથી હજુ કાળીદાસ ગલાસ ઉંચકવા જાય છે એટલે હૉટલમાં અમદાવાદી પાઘડી પહેરીને આવતા બે ગૃહસ્થો તેણે જોયા. કાળીદાસ ગભરાયો પણ તરત તેના મિત્રે કહ્યું—"જોઇએ છે શું? એ લોકો એકલા પીવા આવ્યા નથી પણ સાથે ખાવા પણ આવ્યા છે."

કાળીદાસ અન્તર્યામીમાં ગરક થઇ ગયો. હજુ તો કાળીદાસ વિચાર કરે છે તેટલામાં પેલાઓએ તો ખાવાનું અને ઢીંચવાનું બન્ને મંગાવ્યું. કાળીદાસે પણ લાઈલાજે ગલાસ હાથમાં લઈ પહેલીજવાર પોતાની જીંદગીમાં સુરાપાન કર્યું. જેમ એક સિંહના બચ્ચાને લોહીનું ટીપું મળતાં પોતાની જાત ઉપર જાય છે તેમ કાળીદાસે પણ ઉપરા ઉપરી પેલાઓના આગ્રહથી ગલાસો ઢીંચવા માંડયા. છેવટે એક કલાકે ત્યાંથી ઉઠી તેઓ વિકટોરીયામાં બેઠા એટલે પેલા મિત્રે પેલા ઘોડાવાળાના છોકરાને સવાલ કર્યો. "તારા તબેલાના ત્રણ ઘોડામાંથી આવતી કાલે કયો ઘોડો જીતવાનો છે?"

પેલાએ કઇ શરતમાં કયા બે ઘોડા જીતવાના છે તે ખબર આ બંને ગૃહસ્થોને આપી. પેલા છોકરાને તેને ઘેર ઉતાર્યો. કાળીદાસની સ્થિતી પણ આ વખતે તદ્દન હાથમાંથી ગઇ હતી. રાતના તે ઘણે દિવસે પોતાની ખોલીએ જઇ સુતો.

આખી રાત કયાં ગઇ તે કાળીદાસને સુજ પડી નહિ. બીજે દિવસે સવાર પડી. આજે સાંજના જરૂર હજારો રૂપીયા પેદા કરીશ એવી કાળીદાસને ઇચ્છા હતી પણ તે પેદા કરવા માટે રૂપીયા જોઇએ તેનું શું કરવું તે તેને સુજે નહિ. લક્ષ્મીદાસ શેઠ અડધી આપે તેવી આશા નહોતી. આજે જે ઘોડા પેલા છોકરાએ કહ્યા હતા તેના ભાવ દશ દશ બાર બાર રહે એવી વકી હતી. અને તેટલા માટે જો રૂપીઆ હોય તો નિહાલ થવાનું હતું. એક બે મિત્રને ત્યાં જઇ સો બસો મેળવ્યા. તેની નજર અખંડાનંદ મહારાજ તરફ ગઇ પણ મહારાજ રૂપીયા આપે તેમ ખાત્રી નહોતી. છેવટ નજર શ્યામળી તરફ ગઇ. તરતજ કપડાં પહેરી શ્યામળી પાસે ગયો. તેને ઘણી સમજાવી. ૫૦૦ ના દાગીના જો હાલ આપે તો સાંજના બે હજાર આપવાની કબુલાત કરી. તે ભોળી સ્ત્રી વધારે લોભની આશાએ અંજાઇ અને લોભની મારી તેણે પાંચસે રૂપીયાના દાગીના કાઢી આપ્યા. કાળીદાસે તરતજ એક મારવાડીને ઘેર જઇ દાગીના ગીરો મૂકી રૂપીયા ચારસો કઢાવ્યા. આ પ્રમાણે બપોરના ત્રણ વાગ્યા પહેલાં રૂપીયા આઠસો નવસો ભેગા કરી તે રેસકોર્સ ઉપર એક વિકટોરીયામાં જઇ પુગ્યો. તેના મિત્રો તેને મળ્યા. અરસપરસ એક બીજાની ટ્રીપો મેળવી અને કાળીદાસની સોએ સો ટકા ખાત્રી થઇ કે ગઇ કાલની મળેલી ટ્રીપ સોનાના મુલની છે. જે ઘોડો કહ્યો હતો તે ઘોડાના ભાવ બાર બાર બોલાતા હતા. તરતજ કાળીદાસે પાંચસો રૂપીયા લગાવ્યા. ઘંટ વાગ્યો અને ઘોડાઓ ઉપર બેસી જોકીઓ એક પછી એક નિકળ્યા. તેના મિત્રે જે ઘોડા ઉપર કાળીદાસે રૂપીયા લગાવ્યા હતા તે ઘોડા ઓળખાવ્યા. થોડી-વારમાં ઘોડાઓ શરત માટે સ્ટાર્ટ થયા એની ખબર પડી. કેટલાકોએ બાઇનોકયુલર લઇ ઘોડાઓ તરફ નજર લગાવી. કાળીદાસે પણ ઉંચી નજર કરી જોયું તો પોતાનો ઘોડો પહેલો દોડયો આવતો હતો. એંડ લગણ તો કાળીદાસવાળો ઘોડો પહેલો ચાલ્યો આવતો હતો. આ

વખતે કાળીદાસના મોંઢા ઉપર જે હર્ષ હતો તેનું વર્ણન કરવું અશક્ય છે. કાળીદાસ એકી નજરે ઘોડા તરફ જોયા કરતો હતો એટલામાં કાળીદાસના કમનસિબે કહો, કે પછી ગમે તે કારણે કહો, તે ઘોડાને જરા ઠોકર વાગી અને તેથી જે જોકી તેના ઉપર બેઠો હતો તે જમીન ઉપર પડી ગયો. આંખના પલકારામાં તો શરત પૂરી થઇ અને કાળીદાસના રૂપીયા ગયા. કાળીદાસનો ચહેરો ઉતરી ગયો. પાંચસે રૂપીયા એ વિચાર આવતાં તેની છાતી બેસી ગઈ તેનો મિત્ર તેની પાસે આવ્યો. તેણે આશ્વાસન આપ્યું કે "એમાં શું થયું, ટ્રીપ કાંઇ ખોટી ન્હોતી. આવો અકસ્માત કોઇ દિવસ થયો ન્હોતો તે આજે થયો. આપણા કમનસિબે આ અકસ્માત થયો. તારા તો પાંચસો ગયા પણ મારા બે હજાર ગયા તેનું શું ? તારા બધા રૂપીયા તો નથી ગયા કેની ?"

"ના, ના, એમ તો હજુ ત્રણસો રૂપીયા મારી પાસે છે."

"ત્યારે આ બીજી શરતમાં લગાવ. ઇશ્વિર કરશે તો ભાવ આઠ આઠ છે તોપણ તારા રૂપીઆ નિકળી આવશે. આપણી ટ્રીપ કાંઇ જેવી તેવી નથી. માટે આ શરતમાં નાંખ."

કાળીદાસે તરતજ બુકમેકર પાસે જઇ પોતાને ખબર મળેલા ઘોડા ઉપર ત્રણસો નાંખ્યા. કાળીદાસ પાસે એક પણ પાઇ રહી નહિ. તે શરત દોડી. કાળીદાસ વીન રમ્યો હતો. ઘોડો કમનસિબે બીજો આવ્યો. કાળીદાસનો મિત્ર વીન અને પ્લેસ બંને રમ્યો હતો તેથી તેના રૂપીયા નિકળી આવ્યા પણ કાળીદાસના સર્વસ્વ ગયા. કાળીદાસનો જીવ ઉડી ગયો. શરત પૂરી થઇ કે પાછો તેનો મિત્ર મળ્યો. તે બોલ્યો—"જો ભાઈ, શરતનાં કામ છે. આસમાની સુલતાની પણ થઇ જાય. તેં જરા ભુલ કરી. બધા રૂપીયા વીન ઉપર નાંખવા નહોતા. થોડા પ્લેસ ઉપર પણ રમવા હતા."

" પણ પ્લેસ શું તે હું ક્યાં સમજુ છું."

" ઘોડો પહેલો આવે તેને વીન કહે છે અને એક, બે, અને ત્રણમાં આવે તો તે પ્લેસ કહેવાય છે. પ્લેસના ભાવ ઓછા રહે છે પણ સહીસલામતીને ખાતર થોડા પ્લેસ ઉપર પણ રમવા જોઇએ."

" પણ મારી પાસે તો એક પઈ પણ રહી નહિ."

" તેમાં શું થયું. લે આ બસે રૂપીયા આપુ છું. અડધા વીન અને અડધા પ્લેસ ઉપર આપણી ટ્રીપવાળા ઘોડા ઉપર રમ. જરૂર તારૂં નસિબ હશે તો બધા નિકળી આવશે."

'પેલી કહેવત છે કે હાર્યો જુગારી બમણું રમે' તેમ કાળીદાસ લોભમાં ખેંચાયો. બસેં રૂપીયા દેવું કરી વળી બીજી શરત ઉપર પણ રૂપીયા લગાવ્યા; પણ આજે કાળીદાસનું નસિબ ફુટેલું હતું, તેનો સૂર્ય અસ્ત થવા આવ્યો હતો, તેના ભાગ્યોદયનો ભંગ થયો હતો એટલે ત્રીજો ઘોડો—કાળીદાસે જે ઘોડા ઉપર રૂપીયા લગાવ્યા હતા તે ઘોડો એક, બે અને ત્રણ નંબરે ન આવતાં કાળીદાસના મગજને હેરાન કરવા હસતો રમતો છેલ્લો આવી ઉભો રહ્યો. શરતનું પરીણામ જાહેર થતાંજ કાળીદાસના મગજ ઉપર અંધારી આવી ગઈ. એક હજાર રૂપીયા એક દિવસમાં કાળીદાસે પાણી કર્યા તે તેના જેવા માટે કાંઇ થોડા નહોતા. કાળીદાસના તો આજે હજાર રૂપીયા જતાંજ હાંજા ગગડી ગયા અને મહાલક્ષ્મીના મેદાનને નમસ્કાર કરી ત્યાંથી ચાલતી પકડી. આશરે બે કલાક ઉપર મારતી વિકટોરીયાએ જે કાળીદાસ રેસકોર્સ ઉપર દોડ્યો આવતો હતો તે કાળીદાસ પોતાના મિત્રની રજા લીધા વગર રેસના મેદાનમાંથી બહાર નિકળ્યો. બહાર ઘાટીઓ એકઠા થઇ શરત રમતા હતા તે જોઈ કાળીદાસ સિદ્ધો મોટા રસ્તા ઉપર આવવા નિકળ્યો. જે વિકટોરીયાવાળો તેને રેસકોર્સ ઉપર લઇ આવ્યો હતો તે વિકટોરીયાવાળો રસ્તામાં મળ્યો અને પુછ્યું:—" કેમ

શેઠ, આવો છો કે ?" શેઠ બિચારા શું જવાબ આપે ? રસ્તા ઉપર આવી બે ત્રણ મિનીટ સુધી વિચાર કરતો અદબ વાળી ઉભો રહ્યો. ક્યાં જવું ? ખોલી ઉપર જાવું તો ખાવું શું ? લક્ષ્મીદાસ શેઠને ઘેર જવા વિચાર આવ્યો, પણ શેઠ પુછશે કે ક્યાં ગયો હતો તો શું જવાબ આપીશ. વળી શ્યામળીને સાંજના બે હજાર રૂપીયા આપવા કબુલ કર્યા છે તો સાંજના નહિ જઇશ તો જરૂર શેઠને ઘેર શોધતી આવી પહોંચશે અને શેઠના દેખતાં મારો ફજેતો કરશે તો પછી મારે શું કરવું ? છેવટે મહાલક્ષ્મીના રેસકોર્સને નમસ્કાર કરી મહાલક્ષ્મીના દેવળ તરફ ગયો. મુંબઈ આવ્યા પછી એકજ વખત તે મહાલક્ષ્મી દેવીનાં દર્શને આવ્યો અને મંદિરમાં જઇ દેવીનાં દર્શન કરી તે દેવીના મંદીરની પાછળ જે ચોતરો છે તેના ઉપર બેઠો. અહિંયાં હિંદી મહાસાગરનાં મોજાં એક પછી એક ઉછળી દેવીના મંદીર સાથે અથડાતાં હતાં. કાળીદાસ શુદ્ધ હવામાં વિચાર કરતો બેઠો. પોતાના ભવિષ્ય માટે તેને વિચાર આવ્યો. શ્યામળીના અત્યાર સુધીમાં લીધેલા રૂપીયાનું શું કરવું ? આજે પોતે હજાર રૂપીયા હાર્યો. તેમાં ફકત પોતા પાસે દોઢસો હતા. બાકીનું દેવું હતું. બીજા માગનારાઓને કેવી રીતે પતાવવા ? કાળીદાસને કંઇ પણ સુજ્યું નહિ. તે પગે ચાલતો ગીરગામ ગયો. સવારથી અત્યાર સુધીમાં એક પણ અન્નનો દાણો તેના મોંઢામાં ગયો નહોતો. ગીરગામની પોતાની ચાલી આગળ આવતાં ખિસ્સામાં હાથ ઘાલ્યો. કાગળના કેટલાક ડુચામાં ભરાઈ રહેલી એક બેઆની મળી આવી. રેસકોર્સ ઉપરથી જો કાળીદાસના નસિબનું ચક્કર ફર્યું હોત અને તે હજારો રૂપીયા જીતી લાવ્યો હોત તો તેના મનમાં જે આનંદ થતે તેના કરતાં અત્યારે આ બેઆનીના દર્શનથી તેને વધારે આનંદ ઉપજ્યો. તરતજ "ક્ષુધા શાંતિ ગૃહ" નામનું પાટિયું મારેલા એક હૉટલમાં ગયો. મુંબઈ શહેરની અંદર રસ્તે રસ્તે જે આવાં સેંકડો ગૃહ ઉભરાઈ નીકળ્યાં

છે તે ન્યાત જાતની નજરે જોતાં હિંદુ ધર્મના જુના વિચારવાળા-ઓને મન તે ક્ષુધા શાંતિ ગૃહો નથી પણ ધર્મ ડુબાડ ગૃહો છે; પરંતુ જે પ્રમાણમાં તેનો લાભ વાણીયા, બ્રાહ્મણ, ભાટીયા વિગેરે લેવા લાગ્યા છે તે તરફ જોતાં હિંદુ સુધારકો કરતાં પણ હિંદુ કોમને જ્ઞાતિ બંધન તોડવામાં આ ગૃહો ઘણાં મદદગાર થઈ પડયાં છે. જો કાળીદાસ જીત્યો હોત તો કદાચ પોતાના મિત્ર સાથે આગલા દિવસની માફક હૉટલમાં જઈ બબાના બહારમાં ખીલી નિકળતે, પણ આજે તેની આખી પુંજી, તેની ધન દોલત જે કહો તે તેની પાસે હતી તે ફકત નામદાર સરકારનો નાનામાં નાનો રૂપાનો સિક્કો હતો. કાળી-દાસે તરતજ હૉટલમાં જઈ બે આનાનું ખાવાનું લીધું અને હાલ તરત તો પોતાની ભુખ ટાળી—તે પછી પોતાની ઓરડીમાં જઇ સાંકળ મારી સુઇ ગયો. રાતના તેને ઉંઘ આવી કે નહિ તે તો સાંકળ બંધ હોવાથી જણાઈ શકયું નહિ પણ બીજે દિવસે મોડી સવારે પોલિસે આવી તેનું બારણું ઠોકયું ત્યારેજ તે ઉઠયો તે ઉપરથી જણાય છે કે રાતના તે મોડો ઉંઘ્યો હોવો જોઇએ.

પોલિસે કાળીદાસને ખબર આપી કે તમારી સામે ચોરીનો આરોપ છે, અને આ શ્યામળી ફરીયાદી છે. પોલિસે કાળીદાસની ખોલીની જડતી લીધી પણ કાંઇ મળી આવ્યું નહિ. પોલિસ કાળી-દાસને ચોકી ઉપર એક વિકટોરીયામાં બેસાડી લઇ ગઇ. વાંચનાર શ્યામળી પોલિસને લઇ કયાંથી આવી ચઢી? એ ભરમ શું છે? વાંચનારને લાંબા વખત સુધી ભરમમાં રાખવા એ ડિટેક્ટીવ નવલ-કથા લખનારાઓનું કામ છે પણ આપણે તો શું બને તે વાંચનારને જાહેર કરવાનું છે. ત્યારે એ ભરમ ગુપ્ત શું કામ રાખી મૂકવો?

શનીવારે સાંજના સાત વાગે કાળીદાસે શ્યામળીને ત્યાં આવ-વવાનું વચન આપ્યું હતું પણ આઠ થયા ત્યાં સુધી કાળીદાસ ન આવ્યો

ત્યારે શ્યામળીની ધીરજ ખુટી. લક્ષ્મીદાસ શેઠનો બંગલો કયાં છે તે એક દિવસ શ્યામળીએ વાતમાં પટાવીને પુછી લીધું હતું. તે તરતજ એક વિકટોરીયા કરી શેઠ લક્ષ્મીદાસના બંગલા તરફ ગઇ. બંગલો પુછીને શોધી કાઢયો. પોતે વિકટોરીયામાંથી ઉતરી અને દરવાજા ઉપર માળી ઉભો હતો તેને પુછ્યું–" શેઠ લક્ષ્મીદાસનો બંગલો આ કે ? કાળીદાસ છે કે ? "

કાળીદાસ સાંજના આવ્યો હતો કે નહિ તે માળીને ખબર નહિ હોવાથી તે બંગલામાં ખબર કાઢવા ગયો. આજે શેઠને બંગલે રાત્રે મળવા માટે લાલદાસ આવ્યો હતો. બન્ને જમીને ગપ્પાં મારતા દિવાનખાનામાં બેઠા હતા તેટલામાં માળીએ આવી પુછ્યું–" કાળીદાસ શેઠ આવ્યા છે કે ? કોઇ બાઈ તેમને શોધતી આવી છે. "

લક્ષ્મીદાસ શેઠે તો તરતજ ના પાડી કે કાળીદાસ નથી પણ આટલી રાત્રે કોઇ બાઈ કાળીદાસને શોધતી આવી છે એ શબ્દોએ લાલદાસના મગજ ઉપર જુદી અસર કરી. શેઠે ના કહેવાથી માળી ગયો. માળી દરવાજા સુધી નહિ ગયો હોય તેટલામાં લાલદાસ તેની પાછળ દોડતો આવ્યો. લાલદાસે આવી શ્યામળીને પુછ્યું–" તમે કાળીદાસને શોધો છો કે ? "

" હા, એ મુવો આજે સવારે મને ઠગી ગયો છે. સાંજના સાત વાગે આવવાનું વચન આપી ગયો હતો પણ નવ વાગ્યા સુધી આવ્યો નહિ ત્યારે હું શોધવા નિકળી છું. "



## પ્રકરણ ૧૮ મું.



### કાળીદાસ સરકારના પરોણા તરીકે

ગયા પ્રકરણમાં આપણે જોઇ ગયા કે શ્યામળીની સાથે વાત કરવા લાલદાસ લક્ષ્મીદાસ શેઠના બંગલામાંથી બહાર આવ્યો અને તેની સાથે વાત શરૂ કરી. લાલદાસ કેટલા વખતથી કાળીદાસની ખરી જીંદગી જાણવાને આતુર હતો તેમાં આટલી મોડી રાત્રે એક સ્ત્રી કાળીદાસને શોધતી આવી છે એટલે તેના મનની ખાત્રી થઈ કે જરૂર કાંઇ કાળું ધોળું છે. કાળીદાસને તેનાં ખરાં કાળાં કૃત્યોમાં ખુલ્લો પાડવાને તે કેટલા વખતથી તલપી રહ્યો હતો કેમકે શેઠની હજી પણ આ ઝેરી સાપ ઉપર અંધ શ્રદ્ધા હતી; કે જે શ્રદ્ધા દૂર કરાવવાનું લાલદાસને મુશ્કેલ થઇ પડયું હતું. તુરતજ તે શ્યામળીને મળ્યો. શ્યામળીને પુછ્યું–" તમે કોને શોધો છો, કાળીદાસને ? "

અત્યારે શ્યામળીનો ગુસ્સો હદબહાર વધી ગયો હતો તેથી લક્ષ્મીદાસ શેઠ આગળજ તે કાળીદાસને ખુલ્લો પાડવા આવી હતી પણ તેટલામાં આ જુવાન ગૃહસ્થને જોઇ તે બોલી–" શેઠને ત્યાં જે કાળીદાસ આવે છે તે સવારનો મને ઠગી ગયો છે. સાંજના સાત વાગે આવવાનું કહી ગયો હતો તે હજી સુધી આવ્યો નથી. મુવો મને પાયમાલ કરી ગયો. "

લાલદાસને જે જોઇતું હતું તેજ મળ્યું. શ્યામળીને શેઠ પાસે જઇ ઉભી કરવી કે કેમ તે માટે લાલદાસે બે ઘડી વિચાર ચલાવ્યો. છેવટે તે એવા નિર્ણય ઉપર આવ્યો, કે હાલ આ બાબત શેઠ પાસે છેડવી નહિ. તે શ્યામળીને એક બાજુ લઇ ગયો અને થોડો વખત

સુધી શ્યામળી સાથે વાત ચલાવી. શ્યામળી કોણ, અને કયાંથી આવી ? અને કાળીદાસનો તેની સાથે શું સંબંધ છે તે સઘળું જાણી લીધું. દાગીના સંબંધી કેટલીક વાતચીત કરી અને છેવટે લાલદાસે શ્યામળીને કહ્યું–"તેના એકંદર વર્તન ઉપરથી તો મને એમ જણાય છે કે તારા જેવી નિર્બળ અબળા આવા ઠગારાને પૂરી પડશે ? તારા દાગીના તને પાછા મળે અને તે તારી સાથે લગ્ન કરે એ મને તો સંભવિત લાગતું નથી."

શ્યામળીએ જવાબ આપ્યો–"તમો ધારો છો તેટલી હું પોચી નથી. તે મુવાએ મને દુનિયામાંથી ટાળી છે. તેની મીઠી જીભડી ઉપર મારી માને નિરાધાર કરી હું મુંબઇ આવી. હવે દુનિયામાં મને કોઇની દરકાર નથી. જો એ લુચ્ચાને ફસાવી કેદમાં ન નંખાવું તો મારૂં નામ શ્યામળી નહિ."

"કાળીદાસ તારા પંજામાં આવે તેટલો ભોળો નથી. તને સમજાવી–પટાવી લેતાં એને વાર લાગવાની નથી."

"પણ હું એ મુવાનું મોંઢુંજ જોવા માગતી નથી. હું જઇને પોલિસને ખબર આપું છું, કે મારા દાગીનાની ચોરી કરી મુવો કયાંક ભરાઇ બેઠો છે. પોલિસ એને શોધી કાઢશે, અને મારા દાગીના અપાવશે."

લાલદાસને જોઇતું હતું તેજ થયું. શ્યામળી તુરતજ વિકટોરી-યામાં બેસી ચાલતી થઇ, અને ગીરગામની પોલિસ ચોકી ઉપર ફરીયાદ નોંધાવી. તેમાં જણાવ્યું કે–"કાળીદાસ મને વડોદરેથી નસાડી લાવ્યો છે, અને મારે ત્યાં આવતો જતો હતો. આજે સવારે મારી ગેરહાજરીમાં તે મારી પેટી ઉઘાડી દાગીના લઈ નાશી ગયો છે." પોલિસે રાતના ઝાઝી તપાસ ન ચલાવી, પણ સવારના કાળીદાસને પકડયો. કાળીદાસને દાગીના શ્યામળીએ આપ્યા હતા એમ જણાવ્યું

અને દાગીના મારવાડીને ત્યાંથી નિકળ્યા. પોલિસે હાલ તુરત તો કાળીદાસને પોતાના કબ્જામાં રાખ્યો. રવીવાર હોવાથી પોલિસ ચોકીમાં તેને ચાંચડ મારવા પડયા. હાલ તુરત તો લક્ષાધિપતિ થવાની આશાએ આગલે દિવસે રેસકોર્સ ઉપર મજા ઉડાવતા કાળીદાસ ગજવામાં એક પાઈ વગર પોલિસ ચોકીમાં ચાંચડ મારે છે. લક્ષ્મીદાસ શેઠના લગ્ન બાબતમાં પોલિસ ચોકીમાં જવું પડયું હતું, તે વખત અને આજે પોલિસ ચોકીમાં જવું પડયું હતું તેમાં આસમાન જમીનનો ફરક માલમ પડયો. કાળીદાસને તેના કર્મ માટે પશ્ચાતાપ કરતો પોલિસ ચોકીમાં થોડો વખત રહેવા દઈ બીજી તરફ વળીએ.

લાલદાસ શ્યામળી સાથે વાત કરી લક્ષ્મીદાસ શેઠના બંગલામાં ગયો તો તુરત શેઠે પુછયું—" એ કોણ હતી ? "

" શેઠ, તે તો કાળીદાસની બૈરી હતી. કાળીદાસ કેટલા દિવસથી ઘેર નથી જતો તેથી શોધવા આવી હતી. "

" કાળીદાસ પરણેલો નથી, તો તેની બૈરી કયાંથી આવી ?"

" શેઠ, કાળીદાસની જીંદગીનો ક્રમ તો તમને હવે ખબર પડશે. મુંબઈના શેઠીયાઓને ફોલી ખાનારા કાળા સર્પો દરેક શેઠીયાની પાછળ ભમે છે. શેઠ આ બાબત કાલે હું વધારે કહીશ. મારે આજે તો અગત્યનું કામ છે, તેથી હું જાઉં છું. "

શેઠે તુરત ગાડી જોડાવી આપી અને લાલદાસ શહેરમાં આવવા નિકળ્યો. તે એકદમ ગુલાબદાસને ત્યાં ગયો. ગુલાબદાસ આજે લાલદાસને ઘેર જઈ આવ્યો હતો, પણ તે નહીં મળવાથી નિરાશ થઈ સુવાની તૈયારી કરતો હતો. લાલદાસ આવતાં તેની સાથે કેટલીક અગત્યની બાબતમાં તેણે વિચાર ચલાવ્યો. સરસ્વતીનો પણ આ મસલતમાં મુખ્ય ભાગ હતો. તેઓ ત્રણે એક છેવટ ઉપર આવ્યા પછી મોડી રાતના લાલદાસ પોતાને ઘેર ગયો.

બીજી સવારના અગીયાર કલાકે કાળીદાસને મેદાનની પોલિસ કોર્ટમાં વડા મેજીસ્ટ્રેટ આગળ ઉભો કરવાને લઈ જવામાં આવ્યો. કાળીદાસના કોઇ પણ મિત્રને કાળીદાસ પકડાયાની ખબર પડી નહોતી. અગીયાર વાગે કોર્ટ બેસતાં શરૂઆતમાં ખટારાવાલાઓને જાહેર રસ્તા ઉપર અડચણ કરવા માટે કે અજ્ઞાન ગામડિયાઓને ફુટપાથ ઉપર નહિ ચાલવા માટે એક પછી એક ઉભા કરવામાં આવ્યા. મુંબઈ શહેરની બલીહારી ઓર છે. તેના સંખ્યાબંધ ધોરી રસ્તા છતાં ગરીબ ગામડિયાને ફુટપાથ ઉપર નહિ ચાલવા માટે દંડી નાંખવામાં આવે છે. આ મુકદ્દમા પછી એક મુકદ્દમો જાહેર રસ્તા ઉપર ભાજી તરકારી વેચનારાઓનો નિકળ્યો. પોલિસ સીપાઇએ જુબાની આપી, કે જાહેર રસ્તા ઉપર આ બાઇ ભાજી વેચવા બેઠી હતી. મેજીસ્ટ્રેટે તુરતજ તેને ચાર આના દંડી નાંખી. ગરીબ બિચારી બાઈ પાસે ચાર આનાની તો ભાજી પણ નહોતી. બાઇએ ઘણુંએ રડીને કહ્યું કે—"સાહેબ આ સીપાઇએ બે પૈસા માગ્યા તે મેં ન આપ્યા, તેથી મને પકડી લાવ્યો અને જે લોકોએ પૈસા આપ્યા તેને બેસવા દીધા." આ ગરીબ બાઇનું સાંભળે કોણ? એક પોલિસ સીપાઇ સામે તેણીએ ટીકા કરવાથી વળી મેજીસ્ટ્રેટ સાહેબનું ધ્યાન ખેંચાશે તો પીડા થશે તેથી કોરટના હવાલદારે તેણીને ત્યાંથી લઇ જવા કહ્યું. મુંબઈની પોલિસ આખા હિંદુસ્તાનમાં ગુન્હા પકડવામાં હોંશિઆર ગણાય છે તે છતાં ભુલેશ્વર અને નળબજાર જેવા લતાઓમાં પોતાના પેટ માટે મજુરી કરવા આવેલાં મહેનતુ પ્રમાણિક માણસો પાસેથી જુલમ કરી આનો આનો અને બબે આના અને કોઈ વખત તો શેરડીનો ટુકડો પણ ખેંચી લેતા કાળા યમદુતોને વડા પોલિસ અમલદારો કેમ હજી પકડી શકતા નથી! એ આ રસ્તે ફરનારા રાહદારીઓની અજાયબી છે. શું ગોરા અમલદારો કાળા સીપાઇઓને પણ પોતાના જેવાજ ફરેસ્તા સમજે છે કે? જ્યાં લગણ કોઈ

મોટા અમલદાર ગુપ્ત વેશમાં નહિ ફરે ત્યાં લગણુ આ મુંબઈની બદી દૂર થવાની નથી. આ ગરીબ બાઈ પછી કાળીદાસનો મુકદ્દમો નિકળ્યો. કાળીદાસનો ચ્હેરો એક દિવસમાં ફરી ગયો હતો. કાળીદાસને કેદીના પાંજરામાં ઉભો કરવામાં આવ્યો કે તરતજ શ્યામળી સાક્ષીના પિંજરામાં આવી ઉભી રહી. મેજીસ્ટ્રેટે અત્યાર સુધી જે ઢબે કામ લીધું હતું તે જોતાં કાળીદાસના તો હાંજાજ ગગડી ગયા હતા.

શ્યામળીએ જુબાની આપી કે—"હું વડોદરાની રહેવાસી છું. કાળીદાસ મને નસાડી લાવ્યો છે. મારા ઘરમાં એક કબાટ છે તે કાળીદાસે અપાવેલી છે. ગયા શનીવારે સવારે હું મંદીરે ગઈ હતી અને પાછી આવી ત્યારે મારી કબાટ ઉઘાડી હતી અને દાગીના ચોરાયલા હતા. મારી પાડોશણે મને ખબર આપી, કે 'કાળીદાસ આવ્યો હતો.' મેં કાળીદાસ માટે શોધ ચલાવી પણ પત્તો નહિ લાગવાથી મેં પોલિસને ખબર આપી."

શ્યામળીની બાજુમાં રહેતી એક સ્ત્રીએ જુબાની આપી કે, "કાળીદાસ શ્યામળી નહિ હતી તે વખતે આવ્યો હતો. મેં શ્યામળીને તે આવી ત્યારે જણાવ્યું હતું."

ત્યાર પછી ગોરા અમલદારે જુબાની આપી જે "ગઈ કાલે સાંજના પોલિસ ચોકી ઉપર શ્યામળીએ ફરિયાદ નોંધાવી હતી અને કાળીદાસને રવિવારે સવારના અમે પકડયો હતો. તેના ઘરની ઝડતી લેતાં તેના ગજવામાંથી રૂપીયા એક હજારની રેસકોર્સમાં હારી ગયેલી ટીકીટો હતી. તે પછી કાળીદાસે આપેલી ખબર ઉપરથી મારવાડી ગોમાજીની દુકાનની ઝડતી લેતાં દાગીના મળી આવ્યા હતા."

મારવાડી ગોમાજી તે પછી ચોપડાઓ લઈ સાક્ષીના પિંજરામાં હાજર થયો. આ મારવાડી એક બે વખત આગળ ચોરીના કેસમાં આવેલો હોવાથી મેજીસ્ટ્રેટ તેને સારી રીતે ઓળખતા હતા. મારવાડીએ ચોપડી ઉઘાડી ગયા શનીવારે કાળીદાસ કયા કયા દાગીના તેને ત્યાં

મૂકી ગયો હતો તેની ટીપ રજુ કરી. કાળીદાસ સાથે કોઇ પણ હતું નહિ અને કાળીદાસે તે દાગીના પોતાના છે એમ જણાવ્યું હતું. એમ મેજીસ્ટ્રેટના સવાલના જવાબમાં જણાવ્યું.

સાક્ષીઓને ઉલટપાલટ તપાસવાને જણાવવામાં આવતાં શ્યામળીને કાળીદાસે પુછ્યું–" એ દાગીના તેં તારા હાથથી મને આપ્યા હતા કે નહિ ? "

શ્યામળીએ તુરતજ નનો વાસ્યો.

કાળીદાસે બીજો સવાલ કર્યો–" એ પાંચસેના દાગીનાના બે હજાર આપવાને મેં તને કહ્યું હતું કે નહિ ? "

" તું મને શું બે હજાર આપવાનો હતો ? "

કાળીદાસનો ગુસ્સો અત્યારે એટલો તપી ગયો હતો, કે જો તેનું ચાલતે તો શ્યામળીને અત્યારેજ મારી નાંખતે પણ કેદીના પિંજરામાં પોતે ઉભો હતો અને પાસે બે કાળા પોશાકમાં પોલિસ ઉભા હતા.

બીજા કોઇને કાંઈ સવાલ પુછવા છે કે ? એમ મેજીસ્ટ્રેટે પુછતાં કાળીદાસે ના પાડી; કેમ જે કાળીદાસ સમજી ચુકયો હતો, કે તેના નસિબનું ચક્ર ફરી ગયું હતું.

મેજીસ્ટ્રેટે તે પછી કાળીદાસ ઉપર ચોરીનો આરોપ ઘડી કાઢયો. કાળીદાસને મેજીસ્ટ્રેટે પુછ્યું–" તારે કાંઇ કહેવું છે ? તારે કોઇ સાક્ષી બોલાવવા છે ? "

કાળીદાસે જણાવ્યું કે:–" હું નિર્દોષ માર્યો જાઉં છું. મને ફરીયાદી બાઇએ પોતાને હાથે દાગીના આપ્યા હતા. સાંજના પાંચસોના બે હજાર આપવાની મારે કબુલાત હતી, પણ શરતમાં હારી જવાથી હું રૂપીયા આપી શકયો નહોતો. એ રાંડ પોતેજ પોતાની માના દાગીના ચોરી લાવી છે. "

"મને એ મુવો નસાડી લાગ્યો હતો અને મને લગ્ન કરવાનું વચન આપ્યું હતું." શ્યામળી બોલી.

મેજીસ્ટ્રેટ—(શ્યામળીને) તું વચ્ચે નહિ બોલ.

કાળીદાસને મેજીસ્ટ્રેટે પુછ્યું–"તું કહે છે કે, શ્યામળીએ તને દાગીના આપ્યા હતા તેનો તારી પાસે કાંઇ પુરાવો છે કે?"

"સાહેબ, મારી પાસે કોઇ પણ સાક્ષી નથી."

અત્રે મેજીસ્ટ્રેટે પોતાનો ચુકાદો લખવા માંડયો. કોર્ટમાં શાંતિ પથરાઇ રહી હતી. કાળીદાસ શ્યામળી સામું જોતો હતો, પણ તે પિંજરામાંથી નિકળી એક બાંક ઉપર જઇ બેઠી હતી.

કેટલીક મિનીટ પછી મેજીસ્ટ્રેટે ચુકાદો આપ્યો. "આરોપી સામે ફરીયાદીના દાગીના ચોરવાનું ત્હોમત છે. આરોપી કહે છે કે, તે દાગીના ફરીયાદી બાઇએ તેને પોતે આપ્યા હતા, પણ તેને લગતો એક પણ સાક્ષી આરોપી રજુ કરી શકતો નથી. શરતમાં રમવા માટે પાંચસોના બે હજાર કરવાની લાલચે ફરીયાદી જેવી બાઇ પોતાના બધા દાગીના કાઢી આપે એમ આ કોર્ટ માની શકતી નથી. ફરીયાદી બાઇની સાક્ષીને તેની પડોશણથી ટેકો મળે છે. ફરીયાદી પક્ષની જુબાની ખોટી છે એમ કોર્ટને માનવા માટે કંઇ પણ કારણ રજુ કરવામાં આવ્યાં નથી. આરોપીએ એક બાઇને ફસાવવાનું નીચ કામ કર્યું છે. તે માટે તેને સખ્ત સજા થવાની જરૂર છે, પણ આ તેનો પહેલો ગુન્હો હોવાથી ફકત ત્રણ માસની સખ્ત મજુરીની સજા કરવામાં આવે છે. દાગીના બાઇને આપવા હુકમ કરવામાં આવે છે."

આ હુકમ સાંભળતાં કાળીદાસે ભર કચેરીમાં રડવા માંડયું અને શ્યામળીને ગાળો દેવી શરૂ કરી. તેણે શ્યામળી તરફ ફરીને કહ્યું–"રાંડ છુટયા પછી તારો ધાટ નહિ ધડું તો મારૂં નામ કાળીદાસ નહિ." પોતે નિર્દોષ માર્યો જતો હતો તે વિચાર તેના મગજ

ઉપર બહુ સાલ્યા કરતો હતો. તુરતજ પોલિસના માણસો કાળીદાસને નિચે લઈ ગયા અને ચોકીમાં પૂર્યો.

શ્યામળીએ મેજીસ્ટ્રેટની સામે આવી દાગીના તપાસી લીધા. મેજીસ્ટ્રેટ સાહેબને યાદ આવવાથી મારવાડીને બોલાવ્યો. મારવાડી જમાનાનો ખાધેલ હતો. મેજીસ્ટ્રેટે તેને ચેતવણી આપી, કે ફરી આવી રીતે ચોરીનો માલ રાખીશ તો કેદમાં મોકલી આપીશ. મેજીસ્ટ્રેટની ચેતવણીની કાંઇપણ દરકાર કર્યા વગર તે ચાલતો થયો. શ્યામળી પણ દાગીના લઈ ઘરે ગઇ અને સાંજના પાંચ કલાકે કાળીદાસ પણ બે ઘોડાની ગાડીમાં બેસી નામદાર શહેનશાહની પરોણાગત ચાખવા ભમ્મરખાડીના બાદશાહી મહેલમાં પહોંચી ગયો.

તે દિવસના સાંજનાં પત્રોમાં કાળીદાસનો મુકદમો પ્રગટ થયો. લક્ષ્મીદાસ શેઠ સાંજના કોર્ટમાંથી આવતા હતા તેટલામાં છાપુ લઇ ગાડીમાંજ આ ખબર તેમણે વાંચી. લક્ષ્મીદાસ શેઠ અત્યાર સુધી કાળીદાસને જે રૂપમાં ધારતા હતા તેનાથી આજે જુદા રૂપમાં જોયો. પહેલાં તો આ કાળીદાસ કોઇ બીજો હોવો જોઇએ તેમ માની લીધું; પણ પાછળથી તપાસ કરતાં માલુમ પડયું, કે તે કાળીદાસ બીજો કોઇજ નહિ, પણ શેઠ લક્ષ્મીદાસનો જીવેજાન દોસ્ત હતો. લક્ષ્મીદાસ શેઠના મગજ ઉપર આથી ઘણી અસર થઇ. તે દુષ્ટના ભમાવ્યાથીજ પોતાના વ્હાલા ભત્રિજાને અને તેની સ્ત્રીને બંગલામાંથી કાઢી મૂકયાં એ વિચાર આવતાં તેનું હૈયું ભરાઇ આવ્યું. લક્ષ્મીદાસે તુરતજ ગુલાબદાસને પોતાના બંગલામાં પાછો લાવવાનો વિચાર કર્યો અને પોતે લાલદાસને ઘરે તેને મળવા ગયા. ગરીબ બીચારો કાળીદાસ શ્યામળીની જાળમાં ફસાઈ ગયો અને બ્રિટીશ ન્યાયની કોર્ટમાંથી તેને ખોટી સજા થઇ. એ બનાવ વાંચનારને દયા ઉપજાવવાજોગ થઈ પડયો હશે, પણ બ્રિટીશ ન્યાય કોર્ટ ફક્ત પુરાવા તરફ જોતી હોવાથી

અને પુરાવાની સાંકળ કાળીદાસના ગળામાં ભરાયેલી હોવાથી ગમે તેવો ઇન્સાફ કરનાર અમલદાર આ મુકદ્દમામાં બીજા ચુકાદા ઉપર આવી શકે તેવો સંભવ નથી. રેસકોર્સના મેદાન ઉપર લક્ષાધિપતિ થવાની ઉમંગમાં આમથી તેમ ફરતો કાળીદાસ અને આજે ત્રણ દિવસમાં ખાધીનાં કપડાં, નંબરની ટીકીટ અને પગમાં બેડી સાથે દળણું દળતો કાળીદાસ એકજ છે, પણ નસિબનું ચક્કર ફરી જવાથી આજે જે સ્યામળીને એક ઝપાટામાં તે સમજાવી નાંખે તેજ સ્યામળી તેને કેદી બનાવી ચાલી ગઈ. ત્રણ મહિના પછી કાળીદાસ છુટશે અને સ્યામળી ઉપર પોતાનું વેર લેશે એ વિચાર તો વાંચનારે હાલ પોતાના મગજમાંથી કાઢી નાંખવાનો છે; કેમકે હાલ તુરત તો ન્યાયની અદાલતમાં તે ખોટો જડાઇ ગયો છે. અત્યાર સુધીનાં તેની જીંદગીનાં કૃત્યોમાં સ્યામળી જેવી કેટલીક વિધવાઓને તેણે નિરાધાર કરી પાપને રસ્તે ઉતારી હતી. તે સઘળાનો બદલો ત્રણ મહિનાની સજાથી કાંઇ પૂરો થાય નહિ. હજી ન્યાય કરનારનો પણ ન્યાય કરનાર આ જગતને માથે છે અને તેનો ગેબી અવાજ કાળીદાસ જેવાને પૂરતી સજા કરવા શક્તિ ધરાવે છે; અને તેમ નહિ હોત તો આજે દુનિયામાં જે થોડું પણ સત્ય જણાય છે તે જોવામાં આવતે નહિ.



## પ્રકરણ ૧૯ મું.



## ખેતરપાળનાં લગ્નની તૈયારી.

અખંડાનંદ મહારાજ પાસે મગનશેઠાણી છેલ્લી શુક્રવારે એટલે જે રવિવારે મહાજનવાડીમાં બિલાડીરક્ષક મંડળની સ્થાપના થઇ તે પહેલાં બે દિવસ અગાઉ ગઇ હતી. મહારાજ સાથે તેને જે વાતચીત થઇ તેનો સાર એટલોજ હતો કે મગનશેઠાણીનાં ખેતરપાળ સાથે

રવિવારે લગ્ન કરવાનું મુહર્ત્ત આપ્યું હતું. મહારાજે તે માટે એક પણ રૂપીયો મગનશેઠાણીને લાવવા ના કહી હતી. ફક્ત મગનશેઠાણીએ પોતે સુંદર વસ્ત્રો અને આભુષણો પહેરીને આવવું અને ખેતરપાળને પહેરાવવા માટે ઉત્તમ અલંકારો લેતા આવવા. ખેતરપાળ મહાન્ ઋષિ છે, અને તમારા ઘરની અંદરનાં તમારા પતિનાં ઉત્તમમાં ઉત્તમ આભુષણો જો પહેરાવશો નહિ તો તે કોપાયમાન થશે અને તેને માટે મહારાજ જોખમદાર રહેશે નહિ એવી છેલ્લી ચેતવણી મગનશેઠાણીને મહારાજ તરફથી આપવામાં આવી હતી. આ સઘળા દાગીના તમોને ચોથે દિવસે ખેતરપાળ તમારે ઘેર આવશે ત્યારે મળશે. ત્યાં સુધી ખેતરપાળના અંગ ઉપર અહિંયાંજ રહેશે. મગનશેઠાણીએ એક દિવસ ભોળપણમાં મહારાજને કહ્યું હતું કે મારા પતિએ થોડા વખત થયાં એક લાખ રૂપીયાની હિરાની વીંટી લીધી છે. મહારાજે જો કે વીંટી ઉપર આજે ભાર મૂકી કાંઇ જણાવ્યું નહિ પણ વાતમાંજ એમ કહ્યું કે તારો પતિ જે ઉત્તમ દાગીના પહેરતો હોય તે ખેતરપાળને પહેરાવવા જોઇએ. જ્યાં લગણ મનથી ખેતરપાળને પતિ તરીકે નહિ માનો ત્યાં લગણ તે ઋષિ કદી પણ ખુશી થશે નહિ. મગનશેઠાણી મહારાજને ત્યાંથી નિકળી ગાડીમાં બેસી પોતાને બંગલે આવી. રસ્તામાં મહારાજની દરેક વાતચીત ઉપર વિચાર ચલાવ્યો. સરસ્વતી સાથે મહારાજ સંબંધી વાતચીત થઈ તે પહેલાં મહારાજ ઉપર તેની અંધશ્રદ્ધા હતી, પણ હવે શ્રદ્ધાનો કંઇક અંશ ઓછો થયો હતો. સરસ્વતી સાથે મહારાજ સંબંધી વાત ન થઈ હોત તો આજે મહારાજના કોઇ પણ શબ્દ ઉપર વહેમની નજરથી તે વિચાર ચલાવતે નહિ. આજે મહારાજનો એકે એક શબ્દ, પ્રેમાનંદ તરફથી વચ્ચે વચ્ચે પુરવામાં આવતો ટાહુકો અને મગનશેઠાણી તરફ તેઓ બંનેની નજર એ સઘળી બાબતનો વિચાર ગાડીમાં બેઠાં બેઠાં મગનશેઠાણીએ કર્યો. બંગલામાં ગાડી આવતાંની સાથેજ મગનશેઠાણી ગાડીમાંથી ઉતરી

ગયાં અને ગાડીવાળાને હુકમ કર્યો કે ગુલાબદાસને ઘેર લઇ જા અને સરસ્વતીને લઈ આવ ગાડીવાળો તરતજ ભુલેશ્વરમાં જઇ ગાડીમાં સરસ્વતીને લઈ આવ્યો. મગનશેઠાણીના બેસવાના ઓરડામાં બન્ને જણાં એકલાં બેઠાં. સરસ્વતી જાણતી હતી કે આજે મગનશેઠાણી અખંડાનંદ મહારાજ પાસે જવાની હતી અને તેથી તેણીએજ વાત શરૂ કરી.

"કેમ મહારાજ પાસે જઇ આવ્યાં ?"

"હા, જઇ આવી. મહારાજે આજે જે વાત કરી તે પછી મારા મનમાં કાંઇને કાંઈ વિચાર આવ્યા કરે છે અને બહેન, તમારી સલાહ વિના એક પણ પગલું આગળ નહિ ભરવું એવો મેં નિશ્ચય કર્યો છે."

મગનશેઠાણીએ પછી મહારાજ સાથે થયેલી વાતચીત કહી સંભળાવી અને કહ્યું—"મહારાજ દાગીના ચાર દિવસ માટે માગે છે અને ધારો કે પછી પાછા ન આપે અથવા તે દાગીના લઈ નાસી જાય તો શું કરવું તે વિચાર આવ્યા કરે છે."

"બહેન, મેં તમને કહ્યું નહોતું કે મહારાજ કોઇ મહા ધુર્ત્ત છે. દાગીના લઇ જરૂર નાસી જશે, માટે દાગીના મહારાજને સોંપાય નહિ."

"ત્યારે તો મહારાજ ગુસ્સે થઇ શ્રાપ દેશે."

"બહેન, હજી તમારૂં ધર્મ ઘેલાપણું ગયું નહિ. એવા ધુર્ત્ત આ જગતમાં ઘણા ફરે છે કે જે લોકો અજ્ઞાન વહેમી અને ફસાવીનેજ પોતાના પેટનું પુરૂં કરે છે. તમે દાગીના તમારા હાથથી આપ્યા અને પછી કહેશે કે એ દાગીના ખેતરપાળને અર્પણ થઈ ગયા અને હવે તમારો તેના ઉપર હક નથી તો પછી તમારી સ્થિતિ શું થાય ? તમે કહો છો કે ચાર દિવસ રહી મહારાજ ખેતરપાળને

વિદાય કરશે ત્યારે એ દાગીના પાછા આપશે; પણ નહિ આપ્યા તો તમારા જેવી અબળા સ્ત્રી શું કરશે ?"

"મ્હારા મગજમાં પણ એજ વિચાર ભમ્યા કરે છે. ઘડીકમાં એ વિચાર આવ્યા કરે છે કે બળ્યાં એ છોકરાં; ફરીથી એ મહારાજનું મોઢું નહિ જોવું."

"તમે મહારાજને ત્યાં જતાં અટકશો તો મહારાજ કોઇ બીજો શિકાર હાથ ધરશે; માટે એવા ધુર્ત્ત ઠગોને ખુલ્લા પાડવાની જરૂર છે."

"હું એકલી શું કરી શકું ? કાલની વાતચીત ઉપરથી હું તો પામી ગઇ છું કે મહારાજની નજર મારી એક લાખની હીરાની વીંટી ઉપર છે."

"મગન બ્હેન ધીરજ રાખો. એવા હરામખોરોને રાખ ચોળાવવી જોઇએ. તમારા પતિવ્રતને અડચણ ન આવે અને મહારાજ બેવકુફ બને એવો કાંઇ રસ્તો શોધી કાઢવો જોઇએ."

"મારી અક્કલ કંઇ કામ કરતી નથી. તેં ઘણી ઘણી ચોપડીઓ વાંચી છે તો આ બાબતમાં તું મને મદદ કર અને એ બાવાને ખુલ્લો પાડી આપ તો ફરીથી જીંદગી સુધી તારો ઉપકાર નહીં ભુલું અને એવા ધર્મ ઠગોને દૂરથીજ નવ ગજના નમસ્કાર કરીશ."

"બ્હેન, તમને ઘણે સારે વખતે બુદ્ધિ સુઝી છે. હજુ કાંઇ મોડું થયું નથી. આપણી પાસે સવાલ એ છે કે મહારાજને ત્યાં તમારે ન જવું કે મહારાજને ખુલ્લા પાડવા. મહારાજને ત્યાં તમે નહિ જાઓ તો મહારાજ તમારા જેવી બીજી અજ્ઞાન સ્ત્રીઓને ફસાવશે અને જો એક વખત તેને ખુલ્લો પાડયો તો મુંબઇમાંથી એક પાપ દૂર થશે."

"પણ તેમ કરવા જતાં મારૂં નામ બહાર આવવું ન જોઇએ."

"હા, તે પણ પહેલી સંભાળ લેવાની જરૂર છે. એ લુચ્ચાઓ સારી રીતે સમજે છે કે તમારા જેવાં આબરૂદાર આસામીઓ જાહેર રીતે તેઓની સામે થઇ શકશો નહિ."

"રવિવારનો દિવસ ઘણો નજદીક છે તેથી હવે શું કરવું તેની મને ચટપટ થઇ રહી છે. રવિવારને દિવસે વળી પેલી બિલાડીરક્ષક મંડળી કાઢવા તેઓ તો બહાર જવાના છે પણ મારે શું કરવું તેજ વિચાર કરવાનો છે. બહેન, જોઇએ તો તારા વરની સલાહ લઈ મને તું ખબર આપ કે જેમ તેઓ કહે તેમ કરીએ."

"મગનશેઠાણી, મને એક વિચાર આવ્યો છે. તમોને મહારાજે દાગીના લાવવા કહ્યા છે તો તમારે દાગીના હું કહું તેવા લઈ જવા."

"મહારાજે વીંટી વિષે તો ખાસ ઇસારો કર્યો છે."

"તેજ સારૂં છે. મહારાજને લોભ થયો છે તો લોભિયા હોય ત્યાં ધુતારા ભુખે નહી મરે. મહારાજનું મોત દાગીનાથી છે. તમારી વાતચીત ઉપરથી હું પામી ગઇ છું કે મહારાજને લાખો રૂપીયાના દાગીના પચાવવાનું દર્દ થયું છે. મુંબઇમાં બનાવટી દાગીના કાંઇ થોડા મળતા નથી. તમારી વીંટી જેવી આબેહુબ વીંટી પાંચ રૂપીયામાં મળશે અને તમે પોતે પણ આ બનાવટી વીંટી જોઈ વિચારમાં પડી જશો! મોતીની માળા પણ મહારાજને જોઇતી હશે તો લાવશું. તમારે પણ તે દિવસે ખોટી હીરાની બંગડી અને ખોટા મોતીની માળા પહેરવી પડશે! કદાચ તમો સાચા દાગીના પહેરી જાઓ અને મહારાજ તેમાંથી કાંઇ દાગીના માગે તો પછી આપવાની ના કહો તો સઘળું પકડાઇ જાય. તમારા જેવી શ્રીમંત શેઠાણીઓ રોજ સાચા મોતીના અને હીરાના દાગીના પહેરે તો એક દિવસ ખોટા પણ પહેરવા જોઇએ. બસ આ ખોટા દાગીના લઈ જાઓ. મહારાજ તેને સાચા માનશે અને રાતો રાત મુંબઈ છોડી પલાયન કરશે અને

પાછળથી પોતાના હાથ ઘસશે. મહારાજ પણ સમજશે કે મુંબઈનાં બૈરાંઓ પણ મહારાજના માથાનાં છે. મહારાજ જો તે દિવસે મુંબઈથી નાસી જાય તો પછી તો તમારી ખાત્રી થાય કે નહિ કે મહારાજ એક મહા ધુર્ત્ત હતો."

"બહેન, તારી યુક્તિ તો ઘણી આબાદ છે."

"ત્યારે હું મારા પતિને અને લાલદાસને વાત કરીશ. લાલદાસભાઈ જરૂર બજારમાંથી દાગીના લાવી આપશે અને તે દિવસે કેટલાક માણસો સાથે તે બંગલા આગળ ફર્યા પણ કરશે. હજી તમારે કોઇ પણ રીતે એમ જણાવવા દેવું નહિ કે આ દાગીના ખોટા છે. અમો સઘળી મદદ કરશું પણ તમારે તમારો ભાગ ઘણી ચાલાકીથી ભજવવાનો છે."

"તેમાં તો હું હવે પાછી નહિ હઠું. મને મોઇને અક્કલ સવેળા સુઝી કે તમારી સલાહ લીધી, નહિ તો આજે દુનિયામાં શું મોંઢું બતાવતે? પણ ઘડીકમાં વિચાર આવે છે કે એ મહારાજ કાંઇ બીજા જેવા ઠગારા લાગતા નથી. જરા આજના બોલવા ચાલવા ઉપરથી વહેમ આવે છે પણ મારૂંજ મગજ આજે વહેમાયું હતું તેથી મને વધારે લાગ્યું એમ મનમાં થયા કરે છે."

"શેઠાણી, તમે ઘણાં ભોળાં છો. તમારૂં મન શાંત રાખો અને મહારાજ કેવા બને છે તે જુવો."

ત્યાર પછી બંને જણાંએ સાથે કેટલીક વાતચીત કરી, અને સરસ્વતી ઘેર આવી. ગુલાબદાસ કયારે ઘેર આવે કે તેને સઘળી હકીકતથી વિદીત કરે. સાંજના ગુલાબદાસ ઘેર આવ્યો એટલે સરસ્વતીએ અથથી ઇતિ સુધી વાત કહી સંભળાવી. હજી વાત અડધી ન થઇ એટલે લાલદાસ આવી પહોંચ્યો. તેના જેવા ટીખળી સ્વભાવના માણસને તો એટલુંજ જોઇએ. સરસ્વતી બધી વાત કરી રહી

એટલે લાલદાસથી રહેવાયું નહિ તેથી તે પહેલો બોલી ઉઠયો—"ના, ના, આજ લગણ હું એમ ધારતો હતો કે અજ્ઞાનતા અને વહેમનો શાક્ષાત અવતાર મારા ઘરમાંજ છે પણ તેમાં હું છેતરાયો. મારી બૈરીને પણ ભુલાવે તેવા સ્ત્રીઓ હજી આ પૃથ્વી ઉપર પડેલી છે. આ વાત સાંભળવા પછી મારે તો ઇશ્વરનો પાડ માનવો જોઇએ કે મને ઘણી સારી બૈરી મળી છે."

"જોયું મારી દેરાણીને બિચારીને વગોવતા હતા તે હવે કેવા ઠેકાણે આવ્યા ?" સરસ્વતી બોલી.

"હા, બાઇ હાર્યા."

"હાર્યા તેમાં શું વળ્યું ? બિચારાં મગનશેઠાણીનો કાંઈ તોડ કાઢવો જોઇએ."

"ગુલાબદાસ, સરસ્વતી બ્હેને જે તોડ કાઢયો છે તેજ ઉત્તમ છે." લાલદાસ બોલ્યો.

"પણ તેમ કરતાં કાંઈ મગનશેઠાણી ફસાઈ ન જાય તેની સંભાળ લેવી જોઇએ. તે કરતાં તો મગનશેઠાણી ત્યાં ન જાય તેજ સારૂં."

"ગુલાબદાસ, તમે બીકણ બહુ છો. મગનશેઠાણી નહિ જશે તો તે લુચ્ચાઓ આજે દિવાળી કરી રહ્યા છે તે નો કરતાજ રહેશે."

"પણ મગનશેઠાણીના રક્ષણ માટે મજબુત બંદોબસ્ત કરવો જોઇએ."

"તે સઘળું હું માથે લઉંછું. મહારાજ પાસે એક વખત હું ગયો હતો; તે કયાં રહે છે તે મને ખબર છે. તેની પાસેનો બંગલો ખાલી છે અને તે હું મેળવી શકીશ. એ બંગલામાં સંતાઈ રહેવાથી જરા બુમ પડતાં એકદમ સઘળા નીસરણી મુકી તે બંગલામાં ઉતરી પડશું, મહારાજને જરૂર પડતાં પૂરા પડે તેવા ત્રણ ચાર પઠાણ હું

લઈ આવીશ. બનાવટી દાગીના લઇ આવવાનું કામ મારે માથે છે. ગુલાબદાસ, આ બાબતમાં તમારે કાંઈ પણ ખટપટ કરવાની નથી. તમારે માથે તે દિવસે બિલાડીરક્ષક મંડળી સ્થાપવાની છે. શેઠને બિલાડીરક્ષક મંડળી સ્થાપવી છે પણ ઘરમાં મોટો બિલાડો ભક્ષ કરવા આવ્યો છે તેની સંભાળ મારે લેવાની છે. વાહવા ! મુંબઇના શેઠીયાના રંગ તો જુવો ! શેઠ બિલાડીનું રક્ષણ કરે છે ત્યારે શેઠાણી ઘરમાં મોટા બિલાડા પાસે ભક્ષ કરાવે છે. મુંબઈના શેઠીયાના ઘરમાં ચાલતી વિચીત્ર પોલો જો કોઈ ખુલ્લી પાડે તો ખરેખર મુંબઇ શહેરની બલીહારીનો ન્યારોજ રંગ બહાર પડે. ”

ગુલાબદાસ—“ લાલદાસ, પાછો તું વાને ઘેર ગયો. આ કામ ઘણું જોખમનું છે; જો તારાથી થઈ શકતું હોય તો હા કહે. મારે તો કાલે શેઠ સારાભાઈ સાથે બિલાડીરક્ષક મંડળીના પ્રમુખ ધર્મગોપાળ શેઠને ત્યાં જવાનું છે. મને બીજો વિચાર આવે છે કે શેઠ સારાભાઇને આ બાબત ચેતાવી મુકવા જોઇએ. જો કાંઇ અડચણ આવી તો આ બાબત આપણે જાણતા હતા તે છતાં તેમને આપણે ન ચેતાવ્યા તે માટે નાદાનમાં ખપી જઈશું. ”

“ શેઠ, બિચારા તદ્દન બીકણ બાયલા છે. તે કરશે નહિ કાંઇ અને પોલિસને ખબર આપશે. તમે મોટા સોલીસીટર થયા છો તો કહોને કે મહારાજે ગુન્હો શું કર્યો છે ? ધારો કે એક વખત એમ પણ કબુલ કરીએ કે સાચા દાગીના મગનશેઠાણી મહારાજને આપી આવી. શેઠથી છુપાવી દાગીના લઈ ગઇ એ પહેલી ચોરી મગનશેઠાણીએ કરી, એટલે ઉલટો ચોર કોટવાળને દંડશે. શેઠ આબરૂને ખાતર કોઠીમાં મોં ઘાલી રડશે અને હરામખોરો હાથમાંથી નાસી જશે. આ બાબતમાં એકલા હરામખોરોનો વિચાર કરવાનો નથી. મગનશેઠાણીને બદલે બીજું કોઇ હોત તો સાચા દાગીના લઇ જવાની સલાહ

આપતે પણ આ વરઘોડો પોલિસે ચઢાવાય તેમ નથી. તેમ હરામખોરો મુંબઈ છોડી જાય તો એક મોટી સેવા શહેરની બજાવેલી ગણાશે. બિલાડીરક્ષક મંડળીથી ભલે શેઠ સારાભાઈ મુંબઈ શહેરની સેવા બજાવે પણ આ મોટા બિલાડા નસાડી શહેરની મોટી સેવા મારે બજાવવાની છે. આવતી કાલે હું પોતે મહારાજના દર્શને જઇશ. આસપાસની જગ્યા બરાબર જોઈ આવીશ અને પઠાણોની ગોઠવણ કરીશ. કાલે રાત્રે લક્ષ્મીદાસ શેઠને ત્યાં પણ જઇશ અને પછી મોડેથી બધી ગોઠવણ કરી અહીં આવીશ."

"કાલે રાત્રે આપણે ફરીથી મળીએ નહિ ત્યાં લગણ મગનશેઠાણીને કાંઈ પણ ચોક્કસ જવાબ મોકલી શકાય નહિ અને મગનશેઠાણીએ કાલે તેને બોલાવી છે."

"ભલે, સરસ્વતી બહેન કાલે જઇને કહી આવે કે આ પ્રમાણે પાસેના મકાનમાં તમારી મદદ માટે ગોઠવણ રાખી છે. લક્ષ્મીદાસ શેઠનો ગાડી ઘોડો એક દિવસ માટે લાવીશ. હું જરૂર કાલે આ બાબત બધી તજવીજ સવારથી કરવા માંડીશ. વળી એક વાત કહેવાની રહી ગઈ. છોટાલાલ શેઠ આજે મને મળ્યા હતા. તે શેઠ કહેતા હતા કે તેની છોકરીના સંબંધમાં કાંઇ પણ હવે કરી આપો. શેઠને મેં ધીરજ આપી છે કે આ બાબતમાં ગભરાઓ નહિ. હું થોડા વખતમાં પંઢરપુર ખાતે એવા બાળકોને ઉછેરવાનું જે ખાતું હસ્તી ધરાવે છે તેની ખબર કાઢી લાવીશ અને તે પછી આગળ ગોઠવણ કરીશું. ખરેખર ! એ પણ એક પુન્યનું કામ છે. આપણા હિંદુ સંસારમાં આવા સડાઓ જ્યાં લગણ ચાલ્યા કરે છે ત્યાં લગણ કોમની ઉન્નતીને માટે આશા રાખવી એ ફોકટ છે. શેઠ બિચારા મીણ જેવા થઈ ગયા છે."

ગુલાબદાસ, આ બાબત આપણે પછી વિચાર કરીશું. હાલ તરત પરમ દિવસે જે લગન છે તેનાંજ ગીત ગાઇએ.

છેવટે શનીવારે રાત્રે પાછા મળવાનું નક્કી કરી છુટા પડ્યા. વાંચનાર સારી રીતે જાણે છે કે શનીવારે રાત્રે શ્યામળીને મળ્યા પછી લાલદાસ ગુલાબદાસને મળવા આવ્યો હતો. તે વખતે પોતે સઘળો બંદોબસ્ત કેવી રીતે કર્યો છે તે સઘળું કહ્યું હતું. જે તે વખતે વાંચનારને જણાવવામાં આવ્યું નહોતું. વાંચનાર, બિલાડીરક્ષક મંડળીની સ્થાપનામાં જેમ તમે આવ્યા હતા તેમ ખેતરપાળના લગ્નમાં આવજો. જો કે મગનશેઠાણી કે ખેતરપાળ તરફથી તમોને લગ્નમાં હાજર રહેવાની કંકોતરી મળશે નહિ પણ જો તમો આવશો તો મહારાજના રહેઠાણની પાસેના બંગલામાં લાલદાસની સાથે તમોને સંતાડી રાખવાની ગોઠવણ રાખીશું. બંગલો ઘણો નાનો છે તેથી બધા વાંચનાર તેમાં સમાશે નહિ માટે થોડાજ આવજો અને સંતા-ઇને આવજો. અખંડાનંદ મહારાજના જો તમે શિષ્ય હો તો આવતા નહિ અને મહારાજને ચેતાવવા જતા નહિ કેમકે જો ચેતાવશો તો લગ્નમાં વિઘ્ન આવી પડશે.

## પ્રકરણ ૨૦ મું.

### મહારાજ ઠગાયા.

શનીવારે બપોરે સરસ્વતી વાયદા મુજબ મગનશેઠાણીને મળી ગઈ અને શું ગોઠવણ કરી છે તે સઘળી સમજાવી ગઇ. મગનશેઠા-ણીને હજુ પણ મહારાજને માટે માન હતું અને ડરતી હતી કે રખેને મહારાજ શ્રાપ આપે. સરસ્વતીએ તેને દરેક રીતે સમજણ આપી કે આવા ઠગો તમારા જેવી ભોળી સ્ત્રીને ઠગી જાય છે માટે તેને ઠગવાની ખાસ જરૂર છે. આવા લુચ્ચા માણસો શ્રાપ શું આપે પણ તમારા ખોટા દાગીના મળતાંજ તેઓ આ મુંબઇ નગરી છોડી

જશે. રવિવારે સવારે અગીયાર કલાકે દાગીના લાવવાનું કહી ચાલી ગઇ. વચન મુજબ સરસ્વતી સઘળી તૈયારી કરી મગનશેઠાણી પાસે આવી પહોંચી. બન્ને જણુ એકડાં બેઠાં ત્યારે લાલદાસે લાવી આપેલા દાગીના સરસ્વતીએ બતાવ્યા. સરસ્વતીએ પહેલી મગનશેઠાણીના હાથમાં વીંટી આપી અને કહ્યું–" બોલો આ વીંટી તમારા કરતાં કિમ્મતમાં ભારી છે કે નહિ ? "

મગનશેઠાણી હસી પડી અને બોલી–" આવી બનાવટી વીંટી મળતી હશે એવું મારા સ્વપ્નામાં પણ નહોતું. "

તે પછી સઘળા દાગીના બારીકાઇથી તપાસ્યા અને આ ખોટા દાગીનાની કિમ્મત પૂછી. સરસ્વતીએ કહ્યું–" મહારાજનો ડોળો લાખેક રૂપીયાના દાગીના હોઇઆં કરી નાખી જવાનો છે પણ આ ખોટા દાગીના તો સો રૂપીયાની કિમ્મતના થવા જશે. લ્યો, આ મોતીની માળા અને હીરાની બંગડી નવી ફૅશનની આવી છે. તમારા જેવાં ખોટા દાગીના પહેરશે તો પણ તેની કિમ્મત લાખની અંકાશે; અને કોઇ ગરીબે સાચા દાગીના પહેર્યા હશે તો પણ તે ખોટા ઠરશે."

તે પછી સરસ્વતીએ કહ્યું તે પ્રમાણે મગનશેઠાણીએ લુગડાં વિગેરે પહેરી મહારાજ પાસે જવાની તૈયારી કરી. લાલદાસ ક્યાં બેઠેલો છે અને મદદ માટે જરૂર પડે તો કેવી રીતે બુમ મારવી તે પણ સમજાવ્યું અને છેલ્લે જણાવ્યું કે હું પણ જરૂર પડતાં ત્યાં નજદીકમાં એક વિકટોરીયામાં છું. તમારે કોઈ રીતે ગભરાવાની જરૂર નથી. ' લોભીયા હોય ત્યાં ધુતારા ભુખે મરે નહિ ' એ કહેવત આજે આપણે સિદ્ધ કરી આપવાની છે. મગનશેઠાણી આજ સુધીમાં કેટલીએ વખત મહારાજ પાસે ગઇ હતી પણ આજે તો મહારાજને ત્યાં જતાં તેની છાતી ધડકતી હતી. ગમે તેમ પણ મગનશેઠાણી એક અબળા હતી. મહારાજના બંગલામાં જઇ પહોંચતાં પ્રેમાનંદ મહા-

રાજે તેને આવકાર આપ્યો. મગનશેઠાણીનો અવાજ સાંભળી અખંડાનંદ મહારાજ પણ પોતાની ખોલીમાંથી બહાર નિકળ્યા. મહારાજની પાછળ એક બીજી જુવાન હિંદુ વિધવા નિકળી; જેને જોતાં મહારાજને માટે અત્યાર સુધી મગનશેઠાણીને જે માન હતું તે ઉડી ગયું. મહારાજે તે પછી પ્રેમાનંદને લગનની તૈયારી કરવા કહ્યું. મગનશેઠાણીએ કહ્યું–"મહારાજ, મારે આજે જલદી ઘેર જવું છે. જેમ બને તેમ જલદી પતાવશો તો ઠીક."

પ્રેમાનંદ–"મત ગભરાઓ, એક કલાકમાં તો સઘળું ખલાસ કરી નાંખીશું."

એમ કરી પાટલા વિગેરે મંડાવ્યા અને એક પત્થર જેને ખેતરપાળ તરીકે ગણવાનો હતો તેને કપડાં વિગેરે પહેરાવ્યાં. પછી પ્રેમાનંદ બોલ્યો–"ખેતરપાળકુ પહેરનેકે વાસ્તે દાગીના કહ્યા હતા તે લાવ્યાં કે?"

મગનશેઠાણી–"લાવી તો છું, પણ મને તે આજેજ પાછા મળવા જોઇએ. કાલે મારા વરને એક પારસીને ત્યાં લગનમાં જવું છે માટે આ લાખ રૂપીયાવાળી વીંટી તો તે જરૂર માંગશે."

"બાઇ, આજને આજ તો પાછી નહિ મળે. વરરાજાના અંગ ઉપરથી ગમે તેવા ભાડુતી દાગીના પણ તે દિવસે કોઈ ઉતારી લેતું નથી, તો પછી આ દાગીના આજને આજ કેમ મળે? અમને આજને આજ પાછા આપવાને કાંઇ હરકત નથી. અમારે કાંઇ તે ખાઈ જવા નથી, પણ ખેતરપાળ ઋષિ કોપાયમાન થાય અને તમને કાંઇ ઉંધુંચતું થાય તો મહારાજનો દોષ કાઢતાં નહિ."

"મહારાજ, હું ક્યાં કહું છું કે તમારે ખાઈ જવા છે. પણ તમે મારી સ્થિતી સારી રીતે જાણો છો. જો મારા ઘરમાં ખબર પડે તો મારી મારીને મારૂં ચામડું ઉતારી નાંખે, અને વળી તમે

પણ મુશ્કેલીમાં આવી પડો."

"તમારા ઘરમાં વીંટીઓનો કાંઈ તોટો નહિ હોય માટે ગમે તે એક વીંટી આપી તમારા પતિને સમજાવી લેજો. જો આવતી કાલે જરૂર છે તો કાલે બપોરે આવી લઇ જજો."

સરસ્વતીએ કહ્યા પ્રમાણે મગનશેઠાણીએ મહારાજને વહેમ ન જાય તે માટે નાટક ભજવી બતાવ્યું. મહારાજ પૂરેપૂરા ઠગારા છે એ વિષે તો હવે તેની ખાત્રી થઈ ગઈ. હવે તેણીએ સરસ્વતીએ જણાવ્યું હતું તેમ જવાબ આપ્યો—"જ્યારે તમે આગ્રહ કરોછો તો કાલે દાગીના લઇ જઈશ. કાલે બપોરે તો દાગીના મળવા જોઇએ."

અખંડાનંદઃ—"હા, કલ દુપેરકું તુમેરેકું જરૂર મળશે." એમ બોલી તેણે એક આંખ પ્રેમાનંદ તરફ મારી. મગનશેઠાણીની નજર તેની તરફ ગઈ અને તે પણ મહારાજનો ઇરાદો શું છે તે પામી ગઇ.

હવે લગ્નની ક્રિયા શરૂ થઇ. એક પાટલા ઉપર મગનશેઠાણી બેઠી અને એક પાટલા ઉપર અંતરપાળને દાગીના પહેરાવી બેસાડવામાં આવ્યા હતા. એક તરફ અખંડાનંદ અને સામી બાજુએ પ્રેમાનંદ મહારાજ બેઠા હતા. બન્નેના ચહેરા ઉપર ખુલ્લી ખુશાલી પ્રગટી રહી હતી.

વાંચનાર, તમને બધાને લગ્નનું આમંત્રણ કરવામાં આવ્યું હતું પણ કેમ કોઇ આવ્યું નહિ તે સમજ પડતી નથી. ફકત લાલદાસ બે ચાર પડાણોને લઈ પાસેના બંગલામાં ભરાયો છે. લગ્નની ક્રિયા લાલદાસ પૂરેપૂરી જોઈ શકે છે. થોડા વખતે તેને વિચાર આવ્યો તેથી તે રસ્તા ઉપર વિકટોરીયામાં બેઠેલી સરસ્વતીને પણ લઈ આવ્યો. મહારાજ તો એમજ ધારતા હતા કે આ લગ્નની ક્રિયા કોઈ જોતું નથી પણ સરસ્વતી અને લાલદાસ બન્ને બારીકીથી જોતાં હતાં. હિંદુ લગ્નની ક્રિયા ગમે તેટલી વર કન્યા સમજતાં હોય કે નહિ

પણ ક્રિયા કરાવનાર મોટેથી "સાવધાન, સાવધાન" બોલે છે એ શબ્દો ઘણા અર્થસુચક છે. પ્રેમાનંદ અને અખંડાનંદ મોટેથી 'સાવધાન' બોલતા હતા કે જેનો અર્થ તેનો દરવાજા ઉપર ઉભેલો શિષ્ય એમ સમજતો હતો કે હવે મારે સાવધાન થવું અને કોઇને અંદર નહિ જવા દેવો. મગનશેઠાણી મહારાજોની લુચ્ચાઈ જોઈ સાવધ થતી હતી, અને જોનારાઓમાં લાલદાસ અને સરસ્વતી પણ સાવધ થતાં હતાં. લગ્નની ક્રિયા તો એક કલાકમાં મહારાજે પૂરી કરી નાંખી અને મગનશેઠાણી બન્ને મહારાજને પગે લાગી. મહારાજને તે પોતે છેલ્લી વખત નમન કરે છે એમ મનમાં સારી રીતે પામી ગઈ હતી. મહારાજે તેને આશિર્વાદ આપ્યા. "પુત્રવાન્, લક્ષ્મીવાન્, આયુષ્યમાન્ ભવ."

મગનશેઠાણી તરતજ મહારાજની રજા લઈ ઘેર જવા નિકળી; જતાં જતાં વળી યાદ દેવડાવ્યું કે દાગીના લેવા કાલે જરૂર આવીશ. મહારાજે ઠંડે કલેજે જવાબ આપ્યો, "ખુશીથી લઇ જજો."

સાડાચાર કલાકે લગ્નની ક્રિયા પૂરી કરી મગનશેઠાણી ઘેર જવા નિકળી. બહાર નિકળી પોતાની ગાડીમાં બેસી ગાડીવાળાને ઘર તરફ હાંકવા કહ્યું. થોડેક દૂર ગાડી જતાં ગાડીવાળાને પુછ્યું, "અહિંયાં એક વિકટોરીયામાં સરસ્વતી બેઠી હતી તે ક્યાં ગઇ?"

"શેઠાણી, તેને પાસેના બંગલામાં કોઈ લઈ ગયું છે."

મગનશેઠાણીએ તરતજ ગાડી થોભાવી. એટલામાં તો એક ભાડુતી વિકટોરીયામાં સરસ્વતી અને લાલદાસ આવી પહોંચ્યાં. ત્રણે જણ તરતજ શેઠ સારાભાઇના બંગલામાં ગયાં. બંગલામાં પગ મૂકયો ન મૂકયો તેટલામાં મારતી વિકટોરીયાએ ગુલાબદાસ પણ ત્યાં આવી પહોંચ્યો. ગુલાબદાસ અત્યારે અહીંઆં ક્યાંથી આવી ચઢયો તે કદાચ અજાયબીભર્યું છે; પણ વાંચનાર જાણે છે કે બિલાડીરક્ષક મંડળી-

માંથી પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત વખતે તે ગુમ થયો હતો. મગનશેઠાણી માટે લાલદાસે શું શું ગોઠવણ કરી હતી તે તે જાણતો હતો તેથી સભામાં તેનો જીવ નહિ રહેવાથી તે અખંડાનંદ મહારાજના બંગલા તરફ આવ્યો. ત્યાં મગનશેઠાણીની ગાડી નહિ જોવાથી અને પાસેના બગલામાંના માળીને પુછ્યું તો ખબર મળી કે લાલદાસ હમણાંજ ગયો એટલે તેણે તરતજ સારાભાઇ શેઠના બંગલા તરફ વિકટોરીયા હંકરાવી. ચારે જણાં બંગલામાં સાથેજ દાખલ થયાં, અને મગનશેઠાણીને ખોટા દાગીના પહેરેલી જોઇ ગુલાબદાસ બોલ્યો, “ શેઠાણી, આવા ખોટા દાગીના તમે કયારથી પહેરતાં શિખ્યાં ? ”

“ લાલદાસને, પોતાની બ્હેન તરીકે મને ખોટા દાગીના આપવા મળ્યા તો પછી મારે પહેરવાજ જોઇએ. ” મગનશેઠાણી બોલી ઉઠયાં.

“ મારા જેવા ગરીબને ખોટા દાગીના પણ મળ્યા એટલે બસ. ”

મગનશેઠાણી—આજે જે હસ્તે ચ્હેરે બેઠાં છીએ તે માટે સરસ્વતી બ્હેનનો ઉપકાર માનવો જોઇએ.

સરસ્વતી—પણ લાલદાસે મદદ ન કરી હોત તો હું એકલી શું કરતે ?

મગનશેઠાણી—મને તો એવી ચીડ ચઢે છે કે એ મુવાઓને પોલિસને કહી પકડાવું.

ગુલાબદાસ—વાહવા શેઠાણી, એક તો ખોટા દાગીના આપી તે બિચારાઓને ઠગ્યા અને હવે પોલિસ પાસે પકડાવવા માંગો છો ? તમારા જેવાં પણ ગુણ ઉપર અવગુણ કરનારાં છે ખરાં ?

“ અરે, ધોળે દિવસે આ લુંટારાઓ મુંબઈ નગરીમાં લુંટ ચલાવે છે અને કોઇ તેને પકડતું નથી એ કેટલું અજાયબી ભરેલું છે. અરે હું ત્યાં ગઈ તે વખતે મેં એક બોડકીને ત્યાં હસતી હસતી નિકળતાં જોઈ. ખરેખર, આવી કેટલી સ્ત્રીઓ મહારાજને હાથે ઠગાતી હશે ! ”

સરસ્વતી–એમાં મહારાજનો દોષ શું છે? મહારાજ તમને ક્યાં કહેવા આવ્યા હતા કે છોકરાં લેવા અમારે ત્યાં આવજો. તમે સામાં લેવા ગયાં હતાં.

મગનશેઠાણી–સરસ્વતી, હવે તારે બોલવું હોય તેટલું બોલ. મને માઠું લાગવાનું નથી. તું મને આગળ મહારાજ માટે કંઈ કહેતી હતી ત્યારે હું ગુસ્સે થતી હતી પણ હવે તો મહારાજ ઉપર એવી ચીડ ચડે છે કે તે બંને જણાને કોણ જાણે શુંએ કરી નાંખું; પણ લાલદાસભાઇ, તમે ધારો છો તેમ એ મુવા મુંબઇ છોડી નાસી જાયજ નહિ.

"અમારી ધારણા પ્રમાણે આજે રાતની ગાડીમાં એ ઠગો મુંબઈ છોડી જવા જોઇએ. જો આજે રાતના નહિ જાય તો આવતી કાલે તો જરૂર જશે. આવતી કાલે તમે બગલામાં જાઓ ત્યારે મહારાજની તમને મુલાકાત થશે નહિ એ તો ખાત્રીથી માનજો. મહારાજને લાવ લઈ જવા માટે બે ત્રણ વિક્ટોરીયાવાલાને પણ હું ત્યાં ફરતા મૂકી આવ્યો છું કે જે આપણને તરતજ ખબર આપવા આવશે."

"વાહવા, લાલદાસભાઇ, તમે તો એ ઠગને બરોબર પૂરા પડયા છો. હવે શેઠ આવે ત્યારે મારે કેવી રીતે વાત કરવી તે હું જાણવા માગું છું."

સરસ્વતી–તે કામ મેં મારે માથે રાખ્યું છે.

તે પછી સઘળાંઓએ મગનશેઠાણી પાસેથી લગ્નને લગતી બધી હકીકત જાણી લીધી. મહારાજના દાગીના ઉપર કેવા ડોળો છે તે વાત ઉપરથી જણાઇ ગયું. થોડો વખત ન ગયો તેટલામાં શેઠ સારાભાઇ આવી પહોંચ્યા. બંગલામાં ગુલાબદાસ વિગેરેને જોતાં તેઓ અજાયબ થયા અને ગુલાબદાસને પુછયું, "કેમ ગુલાબદાસ, આજે

સભામાંથી ગુપચુપ ક્યારે ચાલ્યો ગયો ?"

ગુલાબદાસ—શેઠ, આપની રજા લીધા વગર હું જાત નહિ પણ એક બાબતમાં મનમાં વિચાર આવ્યાથી એકદમ નિકળી આવ્યો. આપને જ્યારે ખબર પડશે કે હું કેવા કામસર નિકળી આવ્યો ત્યારેજ આપની રજા લીધા વગર હું આવ્યો તે કાંઈ ખોટું કર્યું ન્હોતું એમ તમારી ખાત્રી થશે.

એટલામાં લાલદાસ, સરસ્વતી અને મગનશેઠાણી ત્રણે શેઠ ઉભા હતા ત્યાં આવી પહોંચ્યાં.

મગનશેઠાણી બોલી ઉઠયાં, "આજે મને ખરેખર આ બે જણીઓએ જીવતદાન આપ્યું છે. આજે કેવા રડતા ચ્હેરે હું તમારી પાસે આવી હોત તેનો મને ખ્યાલ આવે છે ત્યારે કંપારી છુટે છે."

સરસ્વતી—શેઠાણી, અમે જે કાંઈ કર્યું છે તે અમારી ફરજ બજાવી છે.

શેઠ—એ શું છે ?

સરસ્વતી—જો તમે ગુસ્સે ન થાઓ તો જે સઘળું બન્યું છે તે અમે અથથી ઇતિ સુધી તમોને કહી સંભળાવીએ.

શેઠ—એવું શું છે કે હું ગુસ્સે થાઉં ? તમારા સઘળાંના ચ્હેરા ઉપરથી જણાય છે કે તમે સઘળાં તેમાં સામેલ છો; તો જાઓ હું ગુસ્સે નહિજ થઇશ.

અત્રે શેઠને લાલદાસે તે સઘળી બીના કહી સંભળાવી અને મહારાજ હાલ તરત તો જે વખત જાય છે તેટલામાં ખોટા દાગીના લઈ મુંબઈ નગરીથી પલાયન કરી જશે, એમ જણાવ્યું.

શેઠ એક તરફથી સરસ્વતી તથા લાલદાસે જે ભાગ ભજવ્યો હતો તે માટે ખુશી થતા હતા અને બીજી તરફથી પોતાની સ્ત્રીની અજ્ઞાનતા જોઈ દુઃખી થતા હતા; તેમ છતાં પણ મહારાજ ખોટા

દાગીના લઈ નાસી જવા ધારે છે એ વિચાર આવતાં તેઓએ હસી દીધું. પોતાની સ્ત્રી ઉપર કબુલાત મુજબ ગુસ્સો તો ન કરાયો, પણ સરસ્વતીની તારીફ કરતાં બોલ્યો–" ગુલાબદાસ તું ઘણો નસિબદાર છે. તારા કાકાનો બાદશાહી મહેલ છોડી અંધારી કોટડીમાં રહેવા ગયો ત્યારથીજ સરસ્વતીની કિમ્મત પ્રજામાં અંકાઇ ગઈ છે. તારા કાકાની આંખ હજુ કેમ ઉઘડતી નથી તે સમજ પડતી નથી. તારા ઘરનું રત્ન અને મારા ઘરનો પત્થર આજે સરખાવ. આજે સરસ્વતી ન હોત તો લાખ રૂપીયાનું ચંદન ભામટાઓ ઘણી ખુશીથી કરી જતે. કોણ જાણે મારાંએ સારાં નસિબ કે સરસ્વતીને પુછવાની એને બુદ્ધિ સુઝી. લાલદાસ, તમે એક ખરેખર વખાણને પાત્ર કામ કર્યું છે."

હજુ તો આ વાકયો પૂરાં થયાં નહોતાં એટલામાં શેઠના નોકરે આવી ખબર આપી કે એક વિકટોરીયાવાળો લાલદાસને મળવા માગે છે. લાલદાસ તરતજ બહાર ગયો અને હસતાં હસતાં મોટેથી બોલ્યો–" મહારાજ અખંડાનંદની વિદાયગીરી બોરીબંદરના સ્ટેશન તરફ થઇ ચુકી છે માટે જેઓને તેઓની છેવટની મુલાકાત લેવી હોય તે ચાલો."

શેઠ સારાભાઈ–શું લુચ્ચાઓ મુંબઈ છોડી જાય છે !

લાલદાસ–હા, વિકટોરીયાઓ કરી બોરીબંદરના સ્ટેશન તરફ ઉપડી ગયા છે. હું તો મહારાજને વિદાય કરવા જાઉં છું.

શેઠ–ચાલોને હું પણ આવું.

સરસ્વતી–ચાલો ત્યારે બધાંએ જઇએ. આપણે ક્યાં મહારાજને પકડવા છે ?

તરતજ સઘળાંઓએ બોરીબંદરના સ્ટેશન ઉપર મહારાજને વિદાય કરવા જવા નક્કી કર્યું. મુંબઈમાં ઠગવા આવેલા મહારાજ

અખંડાનંદ હાલ તરત તો પોતે ઠગાઇને મુંબઈ નગરીને નમસ્કાર કરે છે. મુંબઈમાં આવેલા ઘણા મહાત્મા ઠગાઇને જવાથી હાલ મુંબઈ નગરી ઉપર મહાત્માઓની કૃપા થતી નથી. થોડાં વરસ ઉપર મુંબઇમાં એક મહાત્મા આવ્યા હતા તેઓ રૂપીયા ૫૦૦ લઇ ઇશ્વરનાં દર્શન કરાવતા હતા, પણ તેઓને પોતાને કોઇએ ઇશ્વરનું દર્શન કરાવ્યું કે શું કે કેટલાંએ વર્ષ થયાં મુંબઈ નગરીમાં તેઓ પાછા પધાર્યા નથી. મહારાજ અખંડાનંદ પણ નિઝામના રાજ્ય તરફ ઉપડી જાય છે. તેઓની સાથે એક વિધવા બેઠેલી છે. તે વળી કોણ છે અને કયાંથી મહારાજ સાથે ચાલતી થઈ?



# પ્રકરણ ૨૧ મું.



## મહારાજની બીજી જાળ.

આ સંસારમાં ભાત ભાતનાં લોક વસે છે, પણ કહેવત છે કે 'લોભીયા હોય ત્યાં ધુતારા ભૂખે મરે નહિ.' મહારાજ અખંડાનંદે મુંબઈ નગરીમાં જે જાળ પાથરી હતી તેમાં બે સરસ શિકાર પકડાયા હતા. એક તો મગનશેઠાણીનું લાખેકનું કરી નાંખવા ધાર્યું હતું અને બીજી એક કોટમાં રહેતી વિધવા મહારાજની જાળમાં ફસાઈ હતી. મગનશેઠાણીને ઠગવા જતાં પોતે ઠગાયા છે એમ મહારાજને હજી પણ સ્વપ્નું નહોતું. જે કિમતી હીરાની વીંટી ખેતરપાળને પહેરાવવા માટે આપવામાં આવી હતી તે અખંડાનંદ અને પ્રેમાનંદ બન્નેની આંખમાં ખુંચી રહી હતી. મહારાજ અખંડાનંદનો જો કે પ્રેમાનંદ ચેલો કહેવડાવતો હતો તો પણ તે એમજ સમજતો હતો કે આ બન્ને કામ પાર પાડવાની સઘળી ચાલાકી તેની પોતાની છે, અને મગનશેઠાણીના દાગીનાનો મોટો ભાગ તેને પોતાને મળવો

જોઇએ. જેમ વીંટી ઉપર બન્નેની નજર હતી તેમ જે વિધવા સ્ત્રીને તેઓ સાથે લઈ જતા હતા તેના સંબંધમાં પણ તેઓ બન્ને વચ્ચે સરખી પંચાતી જાગે તેમ હતું. હાલ તુરત તો બન્ને મુંબઈ સહિ-સલામત રીતે છોડી જવામાંજ પોતાની જીંદગીનું સાર્થક સમજતા હતા. મહારાજની સાથે બોરીબંદરના સ્ટેશન ઉપર જે વિધવા જોવામાં આવી તેનું નામ પ્રેમકોર હતું. વાંચનાર અત્યાર સુધીમાં તારો સન-મુખ બે વિધવાઓનાં ચિત્ર રજુ થયાં છે. શેઠ છોટાલાલની વિધવા પુત્રી, અને આપણા પુરાણા દોસ્ત કાલીદાસને કેદમાં નંખાવનાર શ્યામળી એ બે વિધવાઓની સ્થિતીઓ જોઈ છે. હિંદુઓમાં હાલમાં વિધવા પુનર્લગ્નનો સવાલ જોસથી ચર્ચાય છે, અને તે બાબતમાં હિંદુઓ બે ભાગમાં વહેંચાઈ ગયા છે. એક ભાગ વિધવાઓની દયા ખાય છે અને પુનર્લગ્ન કરવાની ના પાડે છે. આ વર્ગની દયા ફક્ત મોંઢાનીજ દયા છે. તે વર્ગ તરફથી અત્યાર સુધીમાં હિંદુ વિધવા સ્ત્રીઓની સ્થિતી સુધારવાને કાંઈ પણ પ્રયત્ન થયો નથી. આ વર્ગ જે પુનર્લગ્નની વિરૂદ્ધનો છે તે વર્ગ પુનર્લગ્નના હિમાયતી-ઓના દોષો કાઢી, કેટલીક કુલટાઓએ પતિઓને મારી નાંખ્યા હોય તેના દાખલાઓ રજુ કરી પુનર્લગ્નના સવાલને તોડી પાડવા સિવાય કાંઈ કર્યું નથી. બીજો વર્ગ જે સુધારક તરીકે પોતાને ઓળખાવે છે તે પણ વિધવાઓનાં પુનર્લગ્ન કરી તેને સુખી કરવાની બુમો મારે છે પણ જ્યારે કાંઇ જાતિભોગ આપવાનો સવાલ ઉભો થાય છે ત્યારે તે પક્ષ પાછો હટી જતો હોવાથી આજે વિધવા લગ્નનો સવાલ આમથી તેમ ધકકેલા ખાયા કરે છે. વાંચનાર પુનર્લગ્નના વિરોધી થવું કે હિમાયતી થવું એ દરેકની પોતાની મુનસફીની વાત છે. વિધવાઓએ પુનર્લગ્ન કરવાથીજ તેની સ્થિતી સુધરી જશે એમ માનનારાઓમાંનો હું નથી પણ એટલું તો ચોક્કસ છે, કે જ્યાં સુધી ભરતભૂમીના એક મોટો ભાગ—સ્ત્રીઓ—અને તેમાં ખાસ કરી વિધવા-

ઓની સ્થિતી સુધારવાને કાંઇ પણુ મોટા પાયા ઉપર પ્રયત્ન નહિ થાય ત્યાં સુધી દેશ કદી પણુ આગળ વધી શકશે નહિ. અત્યાર સુધી શેઠ છોટાલાલની વિધવા પુત્રી અને શ્યામળી તમારી સનમુખ પોતાના ભાગ ભજવી ગઈ છે, અને હવે પ્રેમકોર રજુ થાય છે. પ્રેમકોરનો જન્મ કાઠીયાવાડમાં થયો હતો. પંદર વરસ લગણુ તેનાં લગ્ન થયાં નહોતાં. પંદરમે વરસે તેના પિતાએ મુંબઇના એક શેઠીયા સાથે લગ્ન કર્યાં. આ વખતે શેઠની ઉમ્મર લગભગ પચાસની હતી. આ શેઠને એક ભત્રિજો હતો; તે સિવાય બીજું કોઇ પણ નહોતું. શેઠના લગ્નની વિરૂદ્ધ ભત્રિજો પહેલેથીજ હતો પણ કોઈનું નહિ માનનાં શેઠે આ ચોથી વખતનાં લગ્ન કર્યાં. શેઠને આગલી ત્રણ સ્ત્રીઓને પેટે કાંઇ પણ સંતાન નહિ હતું. પ્રેમકોરશેઠાણી ઘેર આવ્યા પછી થોડાજ વખતમાં શેઠે ઘરમાંથી ભત્રિજાને રજા આપી. પ્રેમકોર-શેઠાણી થોડા વખતમાં મુંબઈગરાં બની ગયાં. શેઠાણીમાં કાંઈ પણુ કેળવણીનો અંશ નહિ હોવાથી તેનો જીવનક્રમ જુના વિચારની સ્ત્રીઓ માફક થઈ ગયો. સારા સારા દાગીના પહેરવા કે જેની કાંઇ ખોટ નહોતી. એ વખત સવાર સાંજ મંદિરે જવું અને ભાગવત પુરાણ સાંભળવાં એજ આખા દિવસમાં તેનું કાર્યક્રમ હતું. બે ત્રણ વર્ષમાં તો એક ( મરજાદણ ) વૈષ્ણવ જેવી તે થઇ ગઈ શેઠ પોતે જુના વિચારના હોવાથી પોતાની નવી વહુના આચારવિચાર તેને બહુ પસંદ પડયા. પોતાની નવી સ્ત્રીની ધર્મ ઉપરની આસ્થા જોઇ તે ખુશી થવા લાગ્યા. શેઠાણી રોજ શેઠને જાત્રા જવા માટે ઉપદેશ કરવા લાગ્યાં, પણુ મુંબઈની ઉપાધીઓમાંથી મુકત થઇ શેઠ હજી સુધી જાત્રા જઇ શકયા નહિ. શેઠાણીની જીંદગીની મોટામાં મોટી ઇચ્છા ગોકુળ, મથુરાં, વિગેરે શ્રી કૃષ્ણુ પરમાત્માની લીલાનાં સ્થાનો જોવાની હતી. કમનસિબે શેઠાણીની આ ઇચ્છા પાર પડે તે પહેલાં શેઠ સ્વધામ પહોંચી ગયા. શેઠની સ્થાવર મીલકતનો કબજો ભત્રિ-

જાએ કરી લીધો. જે ઘરમાં શેઠ રહેતા હતા તેજ ઘર શેઠાણીના હાથમાં રહી ગયું અને આશરે વીસ પચીસ હજારનો દાગીનો પણ રહી ગયો. શેઠાણીએ એક વરસ લગણ ખૂણો પાળ્યો તે અરસામાં પોતાની ધાર્મિક વૃત્તિ મુજબ બ્રાહ્મણો જમાડવા પાછળ તથા બીજી રીતે હજારો રૂપીયા ખરચ્યા. શરૂઆતના ખર્ચમાં તો ભત્રિજો સામેલ હતો પણ પાછળથી શેઠાણીને એક પાઇ પણ આપી નહિ. એક વર્ષ રહી શેઠાણી બહાર જવા લાગ્યાં. સવારનો આખો વખત ઘરમાં ઠાકોરજીની સેવામાં અને બપોરનો આખો વખત મંદિરમાં ગાળવા માંડયો. બે ત્રણ વર્ષમાં શેઠાણીએ મર્જાદ લીધી અને હવે તેની મોટી ઇચ્છા ગોકુળ મથુરા જવાની હતી. થોડો વખત પસાર નહિ થયો એટલામાં અખંડાનંદ મુંબઈ આવ્યા. આ મહારાજની કિર્ત્તિ મંદિરોમાં ફેલાવા લાગી અને બીજાઓની સાથે પ્રેમકોર પણ મહારાજને દર્શને આવી ગઇ. એક વખત મહારાજને વિનતી કરી તેમને ત્યાં સાધુઓનો અખાડો જે જમાડવામાં આવતો હતો તે સઘળાનો એક દિવસનો ખર્ચ પ્રેમકોરે આપ્યો હતો. મહારાજને ત્યાં આવતાં જતાં એક વખત પ્રેમાનંદ પાસે વાત કરતાં પ્રેમકોરે પોતાની જાત્રા જવાની ઇચ્છા જાહેર કરી હતી. મહારાજે થોડા વખતમાં એવી વાત ફેલાવી કે મહારાજ પોતે મુંબઇથી નિકળી થોડા વખતમાં ચારે ધામની જાત્રાએ જનાર છે. પ્રેમાનંદે મીઠી મીઠી વાતો કરી કરીને ભોળી પ્રેમકોરને સીસામાં ઉતારી અને મહારાજ સાથે જાત્રા જવા તેને લલચાવી. પ્રેમકોર કબુલ થઇ. મહારાજે તેને પોતાનો દર દાગીનો સાથે લેવા જણાવ્યું. 'ગરથ ગાંઠે અને વિદ્યા પાઠે' એ કહેવત મહારાજે પ્રેમકોરના ગળામાં ઉતારી. જાત્રા જવાનું નક્કી થશે તે દિવસે તને આગળથી ચેતાવવામાં આવશે અને તું તારી તૈયારી કર. મહારાજની આજ્ઞા થતાં પ્રેમકોરે જાત્રા જવા માટે ગુપચુપ તૈયારી કરી. મગનશેઠાણીનાં ખેતરપાળ સાથે લગ્ન થયાં તેને આગલે દિવસે મહારાજે

પ્રેમકોરને કહેવડાવ્યું હતું અને તે આવી ગઈ હતી. તેમજ લગ્નને દિવસે પણ મગનશેઠાણી મહારાજ પાસે ગઇ તે વખતે હસતી હસતી જે વિધવા નિકળી હતી તે પ્રેમકોરજ હતી. તે દિવસે પ્રેમકોર નક્કી કરી ગઇ હતી કે આજે સાંજના હું બોરીબંદરના સ્ટેશન ઉપર બારોબાર આવીશ. મગનશેઠાણી ગયા પછી બન્ને મહારાજોએ જેટલો સામાન સાથે લેવાય તેટલો લીધો, અને મગનશેઠાણીના દાગીના સંભાળીને સાથે લીધા. બરાબર વખત થતાં સ્ટેશન ઉપર આવી પહોંચ્યા અને મહારાજ અખંડાનંદ, પ્રેમાનંદ અને એક બીજો ચેલો ત્રણ જણની અને પ્રેમકોરની ચાર ટીકીટ કઢાવી. ચારે જણાં સેકન્ડ કલાસના એક ડબ્બામાં ગોઠવાયાં. બોરીબંદરનું સ્ટેશન આખા હિંદુસ્તાનના સ્ટેશનોમાં સૌથી સુંદર સ્ટેશન ગણાય છે. આ સ્ટેશન ઉપર રાત્રિએ વિજળીની રોશની થાય છે તે વખતે થતી ઉતારૂઓની ધમાલનો દેખાવ ખરેખર જોવા લાયક હોય છે. ટ્રેન ઉપડવાને પાંચ મિનીટની ખોટી હતી એટલામાં શેઠ સારાભાઇ, મગનશેઠાણી, લાલદાસ ગુલાબદાસ અને સરસ્વતી સ્ટેશન ઉપર આવી પહોંચ્યાં. ભાટીયા વિધવાને સેકન્ડ કલાસના ડબ્બામાં ઉપરનો બર્થ હતો તેમાં ઉંચે સુવાડી દીધી હતી. ફક્ત પ્રેમાનંદ ડબ્બામાંથી બહાર ડોકું કાઢી જોયા કરતો હતો. ટ્રેન ઉપડવાની ફક્ત પાંચ મિનાટ હતી. એટલામાં મહારાજના ડબ્બા આગળ આવી મગનશેઠાણીએ કહ્યું:—" મહારાજ મારા દાગીના ક્યાં છે ? "

મહારાજ જે સંકટથી નાસવા માગતા હતા તેજ સંકટ તેમની સામે આવી ઉભું રહ્યું. મહારાજ શું જવાબ આપે ?

એટલે લાલદાસે આગળ આવી કહ્યું—" પેલો મોટો ઠગારો ક્યાં છે ? મગનશેઠાણીનાં તેં ખેતરપાળ સાથે લગ્ન કર્યા હતાં પણ હમણાંજ બેડીબાઈ સાથે તમારાં લગ્ન કરી આપીએ છીએ. "

સરસ્વતી—અરે ! કોઇ બિચારી વિધવા આ લુચ્ચાઓ સાથે ફસાય છે.

પ્રેમકોર જે ઉપલા બર્થ ઉપર સુતી હતી તે મહારાજશ્રીને વળાવવા કોણ કોણ આવ્યું છે, તે જોવા માટે બેઠી થઇ; પણ એટલામાં મગનશેઠાણી બોલી—" અજ્ઞાન સ્ત્રી વર્ગને ધુતનારાઓ તમારૂં કયે ભવ ભલું થશે ?"

લાલદાસ અને ગુલાબદાસ એક બાજુએ કંઈ ગુપચુપ વાત કરતા હતા. મહારાજના પેટમા ફીકર હતી કે આ લોકો જો પોલિસને બોલાવશે તો જરૂર પોલિસ નીચે ઉતારશે. ટ્રેન ઉપડવાનો વખત થવા આવ્યો હતો તેથી દાગીના પેટીમાંથી કાઢી મગનશેઠાણીને પાછા આપવા જેટલો પણ વખત નહોતો. લાલદાસ વિગેરે તો નક્કી કરી ગયા હતા કે પોલિસને કાંઇ પણ ખબર આપવી નહિ. મહારાજ પોતેજ ઠગવા જતાં ઠગાયા છે અને જો હવે વધુ ધાંધલ કરશું તો મગનશેઠાણીને જાહેરમાં હલકાં થવું પડશે. ટ્રેનના ડબ્બાઓને કુચીઓ લાગી તોપણ પોલિસને બોલાવવાની આ લોક હીલચાલ કરતા નથી એ જોઈ મહારાજ વિચારમાં પડયા હતા. મહારાજએ એમ ધાર્યું કે આ લોકોએ કોઇ માણસને પોલિસને બોલાવવા મોકલ્યો છે તેની આવવાની રાહ જુવે છે. એટલામાં ગાર્ડે સીગનલ કરી અને ઇનજીનની સીટી વાગી. ટ્રેન ચાલુ થાય એટલામાં લાલદાસ ટ્રેનના ફુટ બોર્ડ ઉપર ચઢયા અને પોતાના હાથમાં એક ઇનડીપેનડંટ પેન હતી તેમાંથી થોડી થોડી સાહી બન્નેનાં મોંઢાં ઉપર છાંટી અને બોલ્યો—" મુંબઈમાં ઠગાઇ કરવા આવેલા ઢોંગી ઠગો તમો કાળાં કૃત્યો કરી મુંબઈ નગરી છોડી જાઓ તે પહેલાં તમારાં મોંઢાં કાળાં કરવાની જરૂર છે."

બન્ને મહારાજના મોંઢા ઉપર થોડી થોડી સાહી પડી અને

મહારાજ તે સહી લુછવા જતાં તેમનું મોઢું વધારે કાળું થયું; જે જોઇ મગનશેઠાણી અને સરસ્વતી પેટ પકડીને હસવા લાગ્યાં. ટ્રેન ચાલવા માંડી અને પહેલો આંચકો એવો સખત આવ્યો કે ગભરાટ અકરાટમાં ઉભેલા અખંડાનંદ મહારાજે ટ્રેનના પાટીયાને નમસ્કાર કર્યા. આથી ઉલટી વધારે હસાહસ થઇ અને લાલદાસે છેલ્લે મહારાજનું મોઢું કાળું કરવા વાપરેલી યુક્તિનાં વખાણ કરતાં પાછાં ફર્યાં. શેઠ સારાભાઈ બિલાડીરક્ષક મંડળમાંથી પાછા ફર્યા, તે વખતથીજ તેમના મગજ ઉપર એક જાતના વિચારનો બોજો હતો; તેમાં તે પછી બનેલા બનાવે પુષ્કળ વધારો કર્યો અને બોરીબંદરથી પાછા ફરતાં રસ્તામાં એક પણ શબ્દ બોલ્યા નહિ.

રસ્તામાં ગુલાબદાસ અને સરસ્વતીએ પોતાને ઘેર જવા રજા માગી પણ મગનશેઠાણીએ આગ્રહ કર્યો કે આજે તો જવા નહિ દઇએ તેથી સઘળાં બંગલામાં સાથે પાછાં ફર્યાં. બંગલામાં દાખલ થયા પછી થોડી વખતે સરસ્વતીએ મગનશેઠાણીને પુછ્યું–"કેમ તમારા મનની હવે તો ખાત્રી થઇ કે એ સન્યાસીઓ જગતને ઠગનારા સત્યાનાશીઓ હતા અને તેવા ઠગો શ્રાપ તો શું પણ કોઇના વાંકો વાળ કરવાની શક્તિ ધરાવી શકતા નથી."

"હા, બહેન, તું નાની છતાં આજે તારી આગળ મારે કાન પકડવા પડે છે. હવેથી આખી જીંદગી સુધી એવાઓનું હું મોઢું પણ જોઇશ નહિ, તેમ તારી પાસે માગું છું કે તું મારી નાની બહેન હો તે પ્રમાણે મને સલાહ આપ્યા કરજે."

સારાભાઇ શેઠ—અત્યાર સુધી હું મુંગો હતો તે હવે બોલ્યા વગર રહેવાતું નથી. ગુલાબદાસ, આજે બિલાડીરક્ષક મંડળમાં પ્રમુખના બોલ્યા પછી એક જુવાન માણસે ઉભા થઇ ધર્મગોપાળ શેઠનાં છાલ છોડાં કાઢી નાંખ્યાં. મુંબઇની મરકી બિલાડીથી દૂર થવાની નથી

પણ મુંબઇનાં ઘરોમાં હવા અજવાળું દાખલ થશે અને ઘરવાળા ઓછો લોભ રાખી ઘરો સાફ તથા હવા અજવાળાવાળાં બનાવશે ત્યારેજ મરકી દૂર થશે. તેના આ બોલવા માટે લોકોએ જો કે તેને બેસાડી દીધો પણ મારા મગજ ઉપર તેની ઘણી સારી અસર થઇ છે. હું તે ઉપર વિચાર કરતો હતો તેમાં વળી ઘર આગળ આ નવું ફારસ ઉમેરાયું. મારા ઘરમાં અજ્ઞાનતા અને વહેમ જે વાસો કરી રહ્યાં છે તે માટે હું રોજ બળાપો કરતો હતો પણ આજે સરસ્વતીની મહેનતથી સારૂં ફળ આવ્યું છે. લાલદાસ, તમે જે મદદ અમને કરી છે તે અમારાથી જીંદગી સુધી ભુલાશે નહિ. મારૂં મગજ આજે ઠેકાણે નથી પણ આપણા દેશની હાલની સ્થિતી સંબંધી ગંભીરપણે વિચાર કરવાનો વખત આવી પહોંચ્યો છે. લાખો ભામટાઓ ભગવાં વસ્ત્ર ધારણ કરી દેશમાં ચારે તરફ લુંટ ચલાવે છે સ્ત્રીઓની અજ્ઞાનતાનો તેઓ લાભ લે છે. આ અટકાવવાનો અને સ્ત્રી વર્ગને સુધારવાનો પ્રયત્ન નહિ થાય ત્યાં લગણ આ આર્યભૂમીની ચડતી કદી થશે નહિ. લાલદાસ,કેળવાયલી અને વગર કેળવાયલી સ્ત્રીઓ વચ્ચેનો આ ફરક જુવો.

લાલદાસ—અરે શેઠ, વધારે બળાપો ન કરો. તમારા ઘરમાં જેમ અજ્ઞાનતા છે તેમ મારા ઘરમાં તો સાક્ષાત વહેમની મહામાયા છે. શેઠાણી તો એટલાં સારાં કે સરસ્વતીને વાત કરી પણ મારી સ્ત્રી તો દાગીના આપી આવે અને ઉલટી પાછી મનેજ ગળે પડે. શેઠ, ઘેર ઘેર માટીના ચુલા છે. ગુલાબદાસ જેવા નસિબદાર હોય તેનાજ ઘરમાં રત્ન હોય છે. સ્ત્રીઓની અજ્ઞાનતા દૂર કરવા શું કરવું જોઇએ તે માટે આપણે આગળ વિચાર કરશું. હાલ તો મને ઘેર જવા દો; નહિં તો વળી મારે ઘેર મહાભારત અને રામાયણ મંડાશે કે તે પૂરાં થતાં આખી રાત નિકળી જશે. સરસ્વતી બહેનને રોજ કહું છું કે મારૂં ઘર કાંઈ સુધારો; પણ હજુ તેમનુ કાંઇ ધ્યાન પહોંચતું નથી.

દરરોજ સાસુ વહુની જાદવાસ્થળી રચાય છે. તમારે સઘળાને મોજ જોવી હોય તો મારે ત્યાં આવો.

સરસ્વતી:—તમે મારી દેરાણીને ખોટી વગોવો છો.

લાલદાસ—બૈરાંઓને બૈરાં વકીલો વગર પૈસે મળે છે એ મને ક્યાં ખબર નથી.

લાલદાસ તરતજ સઘળાઓની રજા લઇ ગયો અને બીજે દિવસે આવવાનું કબુલ કરી ગયો. ગુલાબદાસ અને સરસ્વતી તો શેઠને ત્યાંજ રહ્યાં.

મહારાજ અખંડાનંદ મુંબઈ છોડી ઝપાટાબંધ આગળ વધે છે. મહારાજ મગનશેઠાણીની જાળમાં તો પોતે ફસાયા છે પણ પ્રમકોરની જે જાળ પાથરી છે તેનું શું થાય છે તે જોવાનું છે.

## પ્રકરણ ૨૨ મું.

### સાસુ વહુ.

ભુલેશ્વરના લતામાં એક ચાર મજલાના મકાનના ત્રીજે મજલે એક દિવાનખાનું અને બે ઓરડીઓ લાલદાસે ભાડે રાખેલાં હતાં. લાલદાસના પિતા વેપારમાં ઘણુંજ સારૂં દ્રવ્ય પેદા કરી ગયા હતા, પણ તેની એક વર્ષની ઉમ્મરે તે પિતા વગરનો થઇ જવાથી તેની માતા ધનલક્ષ્મીએ તેને ઉછેરી મોટો કર્યો હતો. લાલદાસને લીલાવતી નામની એક મોટી બહેન હતી જે ગરીબ ઘેર પરણાવેલી હતી લાલદાસનાં અઢાર વર્ષની ઉમ્મરે લગ્ન કરવામાં આવ્યાં હતાં. લાલદાસની પત્ની તારાગવરી ગુજરાતી લખતાં વાંચતાં શિખેલી હતી. તેનાં લગ્ન તેર વર્ષની ઉમ્મરે થયાં હતાં અને બે વર્ષ પછી જ્યારથી તે પતિને ત્યાં રહેવા લાગી ત્યારથી ડોસીને વહુનું મોઢું ગમતું નહોતું. ડોસી

ઘણા જુના વિચારનાં હતાં વહુને તે ઘરમાં રહેવા આવી ત્યારથી દાબમાં ને દાબમાં રાખતી હતી. શરૂઆતમાં તારાગવરી સાસુથી એટલી ધ્રુજતી હતી કે સાસુની સામે કાંઇ પણ સવાલ જવાબ કરી શકતી નહિ. તારાની માતાને સાસુના ત્રાસની ખબર પડી એટલે તે રોજ છોકરીના કાન ભંભેરતી હતી અને કહેતી, " એમ સાસુનાં દબાયલાં રહીએ તો ચાલશે કેમ ? જરા સાસુ બોલે તો સામું જવાબ દઇએ કેની ? તું થોડી કાંઈ સાસુની ઓશીયાળી છે ? તારા સસરા મૂકી ગયા છે તે ઉપર તારા વરનો હક પહોંચે છે. સાસુની પાસેથી લે ભાગ અને થા જુદી. "

દરરોજ માતાની આ પ્રમાણેની શિખવણીથી ધીમે ધીમે તારા સાસુની સામે બોલતી થઇ. ઘણાં હિંદુ કુટુંબો આ પ્રમાણે શરૂઆતમાં સાસુઓ પોતાની અસાધારણ સત્તા બતાવવા જતાં આજે પાયમાલ થઈ કંકાસનાં ધામ થઈ પડયાં છે. કેટલાક તેમાં સાસુઓનો દોષ કાઢે છે ત્યારે કેટલાક વહુઓ સાસુઓની સામે થાય છે તે માટે વહુઓ તથા તેને શિખવનારાં પિયેરીયાંઓને દોષ દે છે. લાલદાસ જેમ મોટો થયો તેમ તેના પીતાની લેનો, શેરો વિગેરેનું વ્યાજ ઉઘરાવતો હતો અને ઘરનો વહિવટ પોતેજ ચલાવતો હતો. તારાગવરી રોજ સાંજના લાલદાસ ઘેર આવે કે સાસુનું પુરાણ વાંચતી હતી; અને તેને જુદા રહેવા કહેતી હતી. લાલદાસ સારી રીતે સમજતો હતો કે બૈરી કહે છે તેમ જો જુદો રહ્યો તો દુનિયાનો ફીટકાર મળશે. ઘરડી માતાને મૂકી જુદા ઘર માંડવાનું તેને પાલવે તેમ નહોતું. તે દરરોજ બઈરીને ઉડાવતો કે દીવાળી પછી જુદા થઇશું. દીવાળી ગઇ અને બઇરી જુદા રહેવાનું કહે ત્યારે સમજાવે કે હમણા કમુર્તા છે, માટે આગળ જોઈ લઇશું. વળી જગ્યા જડતી નથી, એમ બહાનું કાઢે; એટલામાં તો સામી હોળી આવી ઉભી રહી. આ પ્રમાણે લાલ-

દાસ કેટલા વખતથી જુદું રહેવાના સંબંધમાં બઈરીને ઉડાવ્યા કરતો હતો. આ વખત દરમિયાન ઘરમાં એક દિવસ એવો નહોતો ગયો કે સાસુ વહુ લડયા વગર રહ્યાં હોય.

ડોસી સવારમાં વહેલી ઉઠતી અને ઘરમાં વાસીદું કાઢી, પાણીનો બંબ સળગાવી, નાહી ધોઈ ઠાકોરજીની સેવામાં દાખલ થતી. ડોસીની સેવા બહુ લાંબી હતી. નવ સાડા નવ ડોસીને તેમાં થઇ જતા. લાલદાસ સવારે સાત વાગે સુતો ઉઠતો હતો. તે પછી મોટે ભાગે તેની સ્ત્રી ઉઠતી હતી. મડમ સાહેબ ઉઠયા પછી પહેલાં ચહા મુકતાં. ધણી ધણીઆણીને ચહા પીતાં, અને પાન સોપારી ખાતાં તથા ગપ્પાં મારતાં સહેજમાં આઠ વાગી જતા હતા. લાલદાસ તે પછી શાકભાજી ખરીદવા જતો હતો અને તારાગવરી નાહી ચુલા આગળ બેસતી હતી. સાસુ જેટલું વહેલું તેનાથી ઉઠાતું નહિ હોવાથી સાસુની સેવા પૂજાની તૈયારી આગલી રાતના કરી મૂકતી. લાલદાસ બજાર જઇ આવતો તે વખતે ડેસીની સેવા પૂજા ખલાસ થઇ રહેતી હતી. ડોસીની લાગણી હંમેશાં પોતાની વહૂ કરતાં દીકરી તરફ વધારે હતી. જે રવિવારે લાલદાસ મગનશેઠાણીના દાગીના અને અખંડાનંદ મહારાજની સેવા કરવા રોકાયો હતો તે રવિવારની આ વાત છે. તારામતી બપોરના પિયેર ગઈ હતી. તેની નણંદ લીલાવતી માને મળવા આવી હતી. શરૂઆતમાં મા દીકરી તારામતી વિરૂદ્ધ કેટલુંક બબડયાં. છેલ્લે માએ કહ્યું—"બહેન, તારા ભાઈમાં પાણી નહિ ત્યારે હું શું કરૂં? બઈરીએ તેને ભુરકી નાંખી છે. જ્યારે બે વાત આપણે કરીએ છીએ ત્યારે આપણે મોંઢે સઘળી હાની હા ભણે છે પણ જેવું બઈરીનું મોંઢું દેખે છે કે તેની આગળ કાંઈપણ બોલી શકતો નથી."

લીલાવતી— બા, એમાં ભાઇ અને ભાભીનો દોષ કાઢે શું વળવાનું છે? વાંક બધો તારો છે. તેં તારે હાથે બધું સોંપ્યું ત્યારેજ

ભાભી થનથન કરી રહી છે કેની ? આ મારી સાસુ જો; તેને પણ ક્યાં સાત પાંચ છોકરા છે ? મારે તો વળી નણંદ પણ નથી તે છતાં મારાં સાસુ એક શેર કે લોન વ્યાજ માટે આપ્યો હોય તો તેને માટે જીવ ખાયા કરે છે અને જ્યારે પાછી આપીએ ત્યારે જંપીને બેસે. પેટીની કુંચી તો ગળામાંથી એક ઘડી પણ કાઢતી નથી. મારો વર સવારથી સાંજ સુધી નોકરી કરીને ત્રીસ પાંત્રીસ લાવે છે તેમાં અમે ભાડું ભરીએ છઇએ અને ઘરનું પુરૂં પણ કરીએ છઇએ. અમારાથી સાસુને પુછ્યા વગર કાંઇજ થાય નહિ. ડોસી કહે છે કે હું મરૂં પછી બધું તમારૂં છે; પણ હાલ તો કેટલીક વખત પૈ પૈના વખા પડે છે. હમણાં જરા ડોસીથી છોનાં પગનાં સાંકળાં કરાવ્યાં છે તે પણ મારાથી પહેરી શકાતાં નથી. ડોસી જો જાણે તો તરતજ કુવો પૂરે. તેં તારા હાથમાંથી ભાઈ-ભાભીને બધું આપી દીધું અને પસ્તાય છે તે શું કામનું ?"

છોકરીએ પોતાની વાત જે કહી તેથી માને ઘણું લાગી આવ્યું. પોતે ઘરમાં સત્તા વગરની થઇ પડી છે તે વિચાર આવતાં ડોસીની આંખમાં આંસુ પણ આવી ગયાં. મા દીકરીને ખબર નહોતી કે તેઓ જે સઘળી વાત કરે છે તે કોઇ ત્રીજું સાંભળે છે. લીલાવતી માને પીગળેલી જોઇ પોતાનો સ્વાર્થ સાધવાનો આ ઉત્તમ વખત છે એમ જાણી બોલી–"બા, તારે હવે કયાં કાઢ્યા એટલા કાઢવા છે ? પણ મારે તો તું બેઠી છે ત્યાં સુધીજ આ પિયેરનું મોઢું જોવાનું છે. તારા મરી ગયા પછી આ ભાભી મને ખારા પાણીનું એક ચાંગળું પણ પાય તેમ નથી."

ડોસી બોલી–તે તો હું સારી રીતે જાણું છું. હું હમણાં કેટલા દિવસ થયા એજ વિચાર કર્યા કરૂં છું. જોઉં છું છોકરો કેટલો વહુના હાથમાં રમે છે ? જો જુદો થયો તો હું મારે હાથે તને

જે આપવાનું છે તે આપીશ અને હું મારી મેળે ગોકુળવાસ કરવા ચાલી જઇશ. છોકરાને જો માની દરકાર નથી તો મને ક્યાં વહુ તથા છોકરાની દરકાર છે ?

લીલાવતીએ જોયું કે મા તો લાંબી આશા આપે છે પણ આજે કાંઇ શુકરવાર વળે તેમ નથી; તેથી બોલી—"પણ તું જવા નિકળી તો ભાઇ, ભાભી મને એક પૈસા ભાર પણ આપવા દે તેવાં નથી. આજે ભાભી સાહેબ ક્યાં સિધાવ્યાં છે ?"

ડોસી—આજે ક્યારની પિયર કઢાઇ છે. કહેતી હતી કે રાતના મોડી આવીશ. લીલી, તું રોજ મોતીની બંગડી માટે જીવ ખાયા કરે છે તો લે આજ કાઢી આપું.

લીલાવતીનું કામ થઇ ગયું. ડોસીએ પેટી ઉઘાડી અને મોતીની બંગડીની એક જોડ તેને કાઢી આપી. દીકરીએ બદનના ખીસ્સામાં તે મૂકી દીધી. તે પછી કેટલીક વાતચીત કરી તે ચાલતી થઈ. હજુ તો લીલાવતી દાદરે ઉતરી નહિ હતી તેટલામાં તો તારાગવરી સાસુ પાસે આવી ઉભી રહી. સાસુએ તેને જોઇ કે સાસુના પેટમાં ધ્રાસકો પડયો કે રખેને બંગડીની વાત તેને ખબર પડી જાય. વહુએ તરતજ સાસુને ઉધડાં લીધાં. "કેમ આજે લીલી બહેન ક્યારે આવ્યાં હતાં ? એમ વાળુ કર્યા વગર કેમ જવા દીધાં ?"

"એ તો હમણાંજ આવી હતી. વાળુ કરવા કહ્યું પણ રહી નહિ."

"શેની રહે ? વળી ભાભી બંગડી જોઈ જાય તો ?"

બંગડીની વાત ડોસી જે છાની રાખવા માગતી હતી તે તેને ક્યાંથી ખબર ? ડોસી બિચારી વહુનાં લક્ષણ ક્યાંથી જાણે ? તારામતી પિયેર જતી હતી તેટલામાં દૂરથી તેણે પોતાની નણંદને આવતી જોઇ. તરતજ તે સંતાઈ ગઇ અને નણંદ ઘરમાં દાખલ થઇ કે તરતજ

પોતે પણ ઉપર આવી પાડોશના દિવાનખાનામાં ભરાઇ અને ડોસીએ કરેલી સઘળી વાતચીત સાંભળી હતી અને બંગડી અપાઇ તે પણ નજરે નજર જોઈ હતી. તેના મનમાં તો એક વખત એવો વિચાર થઈ આવ્યો કે હમણાંજ જઇને બંગડી કઢાવું; પણ વળી વિચાર આવ્યો જે બંગડી જશે તો હરકત નહિ પણ ડોસીથી જુદા થવા માટે આના જેવું ઉત્તમ બહાનું એકે મળવાનું નથી. તેથીજ તે ખામોશ ખમી નણંદ ગઇ ત્યાં લગણ પાસેના દિવાનખાનામાં ભરાઇ રહી.

ડોસી બિચારી બંગડીનું નામ સાંભળતાંજ ચમકી ગઇ અને શું બોલવું તે સુજ્યું નહિ. જુના માણસો ભોળા હોય તેમ વહુએ સાસુને એક સવાલમાંજ મહાત કરી નાંખ્યાં. સાસુ કાંઈ બોલતી નથી એટલે વહુએ હવે પોતાનું પુરાણ શરૂ કર્યું. "વાહ વાહ, નણંદ પણ કેવી જબરી; માને સંભળાવે છે કે તારા મુવા પછી ભાભી તો ખારૂં પાણી પણ પાવાની નથી એટલે માએ ઉઠી પાંચસો રૂપીયાની મોતીની બંગડી કાઢી આપી."

આ વાકયોથી ડોસી પામી ગઇ કે જે કાંઇ બન્યું તે વહુએ સાંભળ્યું છે. હવે ડોસી હિમ્મત આણીને બોલી—"તારા, જે કંઈ આપ્યું છે તે મારી છોકરીને આપ્યું છે. તારા ધણીની કમાણીમાંથી કંઇ આપ્યું નથી. મારો ધણી જે કંઇ મૂકી ગયો છે તેમાંથી આપ્યું છે, તેમાં મારી પોતાની સત્તાની વાત છે. મારા જેવી ડોસીએ તારા જેવી આજકાલની લાવેલીને પુછવાની કાંઇ જરૂર નથી. તારા પિયેરની જણસમાંથી કંઇ નથી આપ્યું કેની? તારી ભીખારી માએ તને કાંઈ આપ્યું નથી તેથીજ મારી છોકરીને હું કંઈ આપું છું તેથી તું બળી જાય છે. હું અત્યાર સુધી કાંઇ બોલતી નથી તેથીજ માથે છાણાં થાપવા બેઠી છે. તારો વર હજુ કાંઈ કમાતો નથી. તારા વરનું રળ્યું હું કાંઈ ખાતી નથી. વધારે લાંબી ટુંકી કરી તો ચોરો નિકળો

મારા ઘરમાંથી." -

તારાગવરી પામી ગઈ કે આજે નણંદે ઉશ્કેરી છે તેથીજ ડોસી ગમે તેમ બોલે છે. તારાગવરી સારી રીતે સમજતી હતી કે ડોસી જો પોતાના શેર લોનો વિગેરે લઇ લે તો ડોસીથી જુદાં રહે ભુખે મરવું પડે. ડોસી આજે ખોંખારીને બોલી હતી તેથી વહુએ નવો રસ્તો શોધી કાઢયો. તેણે મોટેથી રડવા માંડયું અને બોલવા માંડયું.— "મારી મા ભીખારડી તેમાં તમારે શું? થોડું તમારે ત્યાં ખાવા આવે છે? મારી ગરીબ માને શું કરવા વગોવો છો. ગરીબ થઈ તમારે ત્યાં ચોરી કરવા તો નથી આવી? મને ચોર કહી તો બતાવો મેં તમારા ઘરમાંથી શું ચોર્યું?"

ચોર અને ભીખારી એ બે શબ્દો પકડી મોટા મોટા વાંટા પાડી રડવા માંડયું અને આખી ચાલીનાં બૈરાં ભેગાં કર્યાં. વહુની આ નવી યુક્તિ જોઇ ડોસી તો અજાયબ થઇ ગઇ. ડોસીએ જોયું કે હવે વધારે બોલવામાં માલ નથી તેથી લુગડું બદલી મંદિરે દર્શન કરવા ઉપડી ગઈ. ડોસી ગઇ એટલે વહુએ પોતાનું રૂપ બદલી નાંખ્યું; આંસું લોહી નાંખ્યાં અને રાતના લાલદાસ આવે ત્યારે કેવી રીતે ભાગ ભજવવો તે માટે વિચાર કરવા માંડયો. પહેલાં તો રાતના શાક બાક કરવું નહિ અને ડોસીને ભૂખી મારવી તે નક્કી કર્યું. એટલામાં ઘરમાં કામ કરનારો નોકર આવ્યો. તરતજ એક પાવલી આપી માવો અને શેવ મમરા મંગાવ્યા અને તે આવ્યા એટલે ચાંપી ગઇ. દુધવાળો દુધ લાવ્યો કે દુધની ચહા કરી ત્રણ જણાનું દુધ એકલીજ ચઢાવી ગઈ; અને મઝેથી અંધારૂં થયું કે પથારી કરી સુઈ ગઇ. આજ લાલદાસ કહી ગયો હતો કે મોડું થશે.

ડોસી પણ મંદિરમાં દર્શને ગઈ ત્યાં વિચાર કર્યો કે આજે એ વહુના હાથનું ખાવું નહિ. દર્શન પૂરાં થયા પછી હંમેશાં અંધારૂં

થતા પહેલાં ડોસી રોજ ઘેર આવતી હતી પણ આજે ડોસી અંધારૂં થયા પછી ઘેર આવી. વહુની કાંઇ પણ દરકાર નહિ કરતાં પોતાની ઓરડીમાં ભરાઇ. લુગડાં તળે સંતાડેલો મંદિર આગળથી વેચાતો લીધેલો પ્રસાદનો દડીઓ કાઢયો અને મઝેથી ઝાપટયો. રસોડાવાળી ઓરડીમાં જઈ આવી. વહુ સુતી સુતી સાસુ શું કરે છે તે જોયા કરતી હતી. તે રસોડાવાળી ઓરડીમાં ગઇ એટલે વહુ મલકાવા લાગી કે ખાવાનું શોધવા ગઈ છે તે શું મળવાનું છે? સાસુ ખાત્રી કરવા ગઇ હતી કે વહુએ કાંઈ બનાવી ખાઇ તો નથી લીધુ; પણ વાસણો વિગેરે એમનાં એમ જોઈ મનમાં ખુશી થઇ કે આજે વહુ ભલે ભુખે મરતી, હું મારે પ્રસાદ ચાંપીને સુઇ જાઉં. આ પ્રમાણે બન્ને જણાં પોતાના પેટનું તાઢું કરી એક બીજાને ભુખ્યાં ધારતાં પથારીમાં સુઈ ગયાં. બન્નેને ઉંઘ આવતી નહોતી. વહુ સુતી સુતી લાલદાસ ક્યારે આવે તેની રાહ જોતી હતી. અગીયારનો ટકોરો થયો અને લાલદાસ ન આવ્યો એટલે મનમાં તેને માટે બબડવા માંડયું. ડોસી પણ મનમાં લાલદાસની રાહ જોતી હતી કેમકે વહુ દીકરાને શું ભેરવે છે તે જાણવા માગતી હતી. બરાબર બારનો ટકોરો થયો અને લાલદાસે ઘરમાં પગ મૂકયો. આજે અખંડાનંદ મહારાજ ઉપર પોતે મેળવેલી ફતેહ માટે તે ખુશ થતો હતો અને તારાગવરીને પોતાની યુક્તિ કહેવાનો વિચાર કરતો હતો પણ ઘરમાં દાખલ થતાંજ મડમ સાહેબનુ મોઢું જોઇ તે પામી ગયો કે આજે ખરેખર કાંઇ મહાભારત મંડાણુ લાગે છે. વાંચનાર, રાતના બાર વાગી ગયા છે અને વધારે ઉજાગરો કરવાથી તબીયત બગડે માટે ચાલો આપણે ઘેર જઇએ અને લાલદાસના ઘરનું પુરાણુ થોડો વખત રહી આગળ ચલાવશું.

---

## પ્રકરણુ ૨૩ મું.



## ખાડો ખોદે તે પડે.

બોરીબંદરના સ્ટેશન ઉપરથી ટ્રેન ઉપડી કે મહારાજ અખંડાનંદના પેટમાં ધીરજ વળી. મોઢું જરા કાળું થયું પણ તરતજ લુછી નાંખ્યું. મહારાજને ધાસ્તી લાગી કે રખેને પ્રેમકોર ચેતી જશે તો હાથમાં આવેલો શીકાર છટકી જશે. ટ્રેન ઉપડી એટલે મહારાજે પ્રેમકોરને સુઈ જવા કહ્યું પણ તે એકલી નિરાધાર થયેલી વિધવા સ્રી મહારાજ તરફનો ગમે તેટલો પુજ્ય ભાવ છતાં પણ સ્ટેશન ઉપર બનેલા બનાવથી ચમકી ગઇ. તેના મગજમાં આ બે રાક્ષસો માટે તરેહવાર વિચાર શરૂ થયા. અખંડાનંદ અને પ્રેમાનંદ જો કે બોલતા નહોતા પણ તેઓની આંખ અરસપરસ વાત કરતી હતી. આ બન્ને જણ વાત કરતા નહિ હોવાથી પ્રેમકોરને વધારે ધાસ્તી પડી. તે સુતી પણ ઉંઘ આવી નહિ. આ બન્ને ઠગો શું વાત કરે છે તે જાણવાને ઘણી આતુર હતી. રાત્રીના બે વાગ્યા લગણ તો આ બેમાંથી એક પણ વાત કરતો જણાયો નહિ. પ્રેમકોરે હવે ધીમે ધીમે નાકનાં નશકોરાં ખેંચવા માંડયાં. બન્ને ઠગોએ ધાર્યું કે પ્રેમકોર ઉંઘી ગઇ. એટલે અખંડાનંદ બોલ્યો—" કેમ દોસ્ત હવે શું ધાર્યું ? "

પ્રેમાનંદ—એ લોકોએ જે વર્તણુંક ચલાવી છે તે ઉપરથી તો તેઓ પોલિસને ખબર આપે એમ લાગતું નથી.

અખંડાનંદ—મુંબઈની પોલિસ મારફત હૈદરાબાદ તાર બાર કરાવે તો પંચાતી ખરી.

પ્રેમાનંદ—અરે યાર, હૈદરાબાદમાં તો નવાબી છે. પોલિસના હાથ દાબ્યા તો બધું પસાર થશે.

અખંડાનંદ—પણ આ બલાનું શું કરવું ? મેં તેને સાથે લેવા

તને ના કહી હતી.

અખંડાનંદનો આ સવાલ પ્રેમકોરને ઉદ્દેશીને હતો. પ્રેમાનંદે જવાબ આપ્યો—" એનો માલ લઇ લેવો અને રાંડને રાખવી રખડતી."

બંને મહારાજો સારી રીતે જાણતા હતા કે પ્રેમકોર ઉંઘે છે પણ બંને વચ્ચે થયેલી વાતચીત પ્રેમકોરે પૂરેપૂરી સાંભળી. પ્રેમકોરનો જીવ આ સાંભળતાંજ ઉડી ગયો. જે મહારાજોની મહાન્ કિર્તી તેણે મુંબઇમાં સાંભળી હતી અને જે હજારો રૂપીયાને પગે ઠેસ મારતા હતા તે મહારાજ આ કે બીજા ? હવે આ યમદુતોના હાથમાંથી કેવી રીતે છુટવું એ આ અબળાને માટે મોટો સવાલ થઇ પડયો. સંકટ સમયે પુરૂષો કરતાં સ્ત્રીઓ ઘણી હીંમત રાખી શકે છે. પોતાનું પતીવ્રત જાળવવા મોટા મોટા રાજાઓને પણ સ્ત્રીઓ હાથ તાળી આપી ખસી ગયેલાના દાખલા ઇતીહાસમાં નોંધાયલા છે. યુવાન પ્રેમકોર વૈષ્ણવ મંદિરોમાં જવાથી જાત્રાની જે ઘેલછા મનમાં ઉત્પન્ન થઇ હતી તેને આધીન થઇ અજાણ્યા સાધુઓ જોડે નિકળી પડી હતી. તે વિધવા હતી પણ બીજા ખરાબ વિચાર હજુ પ્રગટ થયા નહોતા. ફક્ત શ્રીકૃષ્ણ પરમાત્માની લીલાનાં સ્થળો કે જે વિષે મંદિરોમાં ચાલતી વાર્તાઓમાં અને બીજી વિધવા સ્ત્રીઓને મોઢે ઘણું સાંભળ્યું હતું તે જોવાની ઇચ્છા થઇ આવી હતી. આ વિધવા આ પુરૂષોને હાથ પડી હતી. આજે સેંકડો હિંદુ વિધવાઓ ધર્મને બહાને ઘર તજી આ સ્થળોમાં જઇ રહે છે કે જયાં ભક્તિ તો બાજુએ રહી પણ અનેક પ્રકારે અનીતિમાં ઉતરે છે. હિંદુ ધર્મનાં યાત્રાનાં સ્થળો આજે ભક્તિ ઉત્પન્ન કરતાં નથી પણ ઉલટાં યાત્રાળુઓને લુંટવાનાં, સ્ત્રીઓને અનીતિને રસ્તે ઉતારનારાં અને ધર્મને નામે પેટ ભરનારાં સ્થળો થઇ પડયાં છે. મહારાજ અખંડાનંદ નિઝામ હૈદ્રાબાદમાં જઇ પુગ્યા. દક્ષિણમાં આ મોટું મુસલમાન રાજ્ય છે. આગલી મોગલાઇ

કેવી હશે તેનો ખ્યાલ આજે હજુ પણ મળી શકે છે. મહારાજે એક ધર્મશાળામાં ઉતારો લીધો અને તરતજ પ્રેમકોરને કહ્યું કે અમે બજારમાં જઇ આવીએ છીએ. પ્રેમકોરના મનમાં તો થઇ આવ્યું હતું કે ક્યારે આ લુચ્ચાઓ આઘા જાય કે હું સ્ટેશન ઉપર જઇ મુંબઇનો રસ્તો પકડું. મહારાજના મનમાં એમ હતું કે હીરાની વીંટી વિગેરે દાગીના વેચી નાંખ્યા પછી રાતોરાત તેને રખડતી મૂકી નાસી જવું. મહારાજ હીરો વેચવા ગયા અને પ્રેમકોરે તરતજ સ્ટેશન તરફનો રસ્તો લીધો. હૈદ્રાબાદના નામદાર નિઝામ સાહેબ હજુ પણ ઝવેરાત દર વર્ષે સારૂં વસાવતા હોવાથી હજુ પણ ત્યાં મોટા મોટા ઝવેરીઓ પડેલા છે. અખંડાનંદ તથા પ્રેમાનંદે એક ઝવેરીની દુકાને જઈ દાગીના બતાવ્યા. સવારના દશ સાડાદશનો સમય હતો. ઝવેરી તરતજ દુકાન ઉપર આવ્યો હતો. ઝવેરાતના ધંધામાંજ કાળાનાં સફેદ થયાં હતાં. હાથમાં દાગીના લીધા અને ચશ્મા ચઢાવી તપાસ્યા. ઘડીકમાં વીંટી તપાસે તો ઘડીકમાં મોતીનો હાર તપાસે. દશેક મિનીટ સુધી બારીકીથી તપાસતો જાય અને વાંકી આંખે આ બન્ને સામે જોતો જાય. અખંડાનંદ અને પ્રેમાનંદ બન્નેને એક ગાદી ઉપર બેસાડયા હતા. પેલો ઝવેરી વાંકી આંખે જોતો હતો તેનો અર્થ તેઓ બન્ને એમ સમજ્યા કે આવી મોંઘી કિમ્મતનાં ઝવેરાતો ગમાર જેવા સાધુ પાસે ક્યાંથી ? એમ ઝવેરી વિચારમાં પડ્યો છે. ઝવેરી તો દાગીના હાથમાં લેતાંજ તેની ખરી કિમ્મત પામી ગયો હતો, છતાં પણ આ ઠગો કેટલા પાણીમાં રમે છે તે તે જોવા માગતો હતો. તેણે પુછ્યું–"મહારાજ, આપકુ રહેના કીદર ?"

"શેઠ હમ હરદુવારકે રહેનેવાલે." પ્રેમાનંદે જવાબ આપ્યો.

"આપકી પાસ એ દાગીના કીદરસે આયા ?"

"હમેરેકુ કાસ્મીરના રાજાએ ભેટ દીયા થા. અબ હમ રામે-

શ્વરકુ જાતે હે. રૂપીયેકી જરાસી ભીડ પડી ઇસલીએ આપકે જૈસે ઝવેરી પાસ દાગીના હમ લાયા હે."

મહારાજને પુરી હિંદી ભાષા પણ બોલતાં આવડતી નહોતી મહારાજને વધારે કસવાને દાગીનાના કેટલા રૂપીયા લેવા છે તે પુછ્યું. તેથી મહારાજને વધારે હિમ્મત આવી અને ઠોકયું–" વીંટીકા એક લક્ષ રૂપીયા ચઇએ."

આ જવાબથી ઝવેરીએ દાંત કરડયા. ઝવેરી વિચારમાં પડયો કે આ લુચ્ચાને હું તો કાઢી મૂકીશ પણ દાગીના એવા સરસ બનાવટી લાવ્યા છે કે જરૂર કોઇ નવા ઝવેરીને ફસાવી જશે. તરતજ તેણે આ ઠગારાઓને પોલિસને સ્વાધીન કરવાનું નક્કી કર્યું. ઝવેરીએ આ ઠગોને કહ્યું–" આપકા દાગીના બોત કિમતી હે, ઇતના રૂપીયા હમેરી તીજોરીમાં નહિ હે, સો રૂપીયાકી તેવડ કરકે અબી આતા હું."

મહારાજોએ સાચું માન્યું કે, રૂપીયાની ગોઠવણ કરવા ઝવેરી જાય છે. બન્ને જણા ઝવેરી દુકાનમાંથી ગયો એટલે વિચાર કરવા બેઠા કે રૂપીયા મળે કે તરતજ અહિંયાંથી ચાલ્યા જવું. મહારાજને ક્યાં ખબર છે કે તેઓનો પોતાનો ગ્રહ આજે વાંકો થઇ બેઠો છે. થોડી વારમાં ઝવેરી એક મુસલમાનને લઈ આવી પહોંચ્યો. તેના દેખતાં ઝવેરીએ પાછી કિમ્મત વિગેરે કરી. હા ના કરતાં વીંટી લાખ ઉપરથી ઉતરી પચાસ હજારમાં આપવા ઠગો તૈયાર થયા; ક્યાં તેઓને બિચારાને પાણીનો ઉતારવો પડયો હતો. તરતજ પેલો મુસલમાન જે એક પોલિસ અમલદાર હતો તેણે સીટી વગાડી અને ત્રણ ચાર પોલિસના માણસોએ આવી બન્નેના હાથમાં હાથકડી નાંખી દીધી.

મહારાજોએ ધાર્યું કે જરૂર મગનશેઠાણીના ધણીએ તાર કરેલો હોવો જોઇએ; તેથી તેઓ પોતાના પાપને લીધે ગભરાઇ ગયા. એક

એક શબ્દ પણ તેઓ બોલ્યા નહિ. તરતજ પેલો બુઢ્ઢો ઝવેરી જે અત્યાર સુધી ચુપ ઉભો હતો તેણે બન્નેને એક એક થપડાક ખેંચી કાઢી કે જેથી મહારાજોના ગાલ ચમચમી રહ્યા; અને મહારાજોની પણ ખાત્રી થઇ કે આ બુઢ્ઢા ઝવેરીએ દશશેરનાં ઘી ખાધેલાં હોવાં જોઇએ. ઝવેરીએ મોટો ઘાંટો પાડી કહ્યું–" અરે જોગટાઓ તમે કોને ઠગવા આવ્યા હતા. તમારા જેવા સેંકડોને ખિસ્સામાં રાખું એવો હું બુઢ્ઢો વાણીયો છું. આ બનાવટી હીરા લાવી પચ્ચાસ હજાર રૂપીયા જોઇએ છે ? કોઇ નવો સવો હોત તો જરૂર ફસાઇ જાત. હરામખોરો તમને કાશ્મીરના મહારાજાએ દાગીના ભેટ આપ્યા છે ખરા કેની ? ખરેખર તમારા જેવા ઠગોને આવા દાગીના ન આપે તો કેવા દાગીના આપે ? "

મહારાજોએ આ પહેલી વારજ સાંભળ્યું કે આ દાગીના બનાવટી છે. મહારાજોના મનમાં આ દાગીના બનાવટી છે એ વાત કેમે કરી ઉતરે નહિ. તેઓએ ધાર્યું કે આ ઝવેરી અને પોલિસ અમલદાર સાચા દાગીના હોઇયાં કરી જવા માંગે છે અને જરૂર ખોટા દાગીના તેની જગ્યાએ ઠસાવી ફસાવવા માગે છે. ખરેખર નવાબી તે નવાબી ! પ્રેમાનંદે હીમ્મત રાખી જવાબ આપ્યો–" કોણ કહે છે કે દાગીના ખોટા છે ? અમને સાધુઓને ઠગશો તો તમારૂં સત્યાનાશ જશે. "

હજુ તો પ્રેમાનંદના મોંઢામાંથી આ વાકયો પૂરાં બહાર ન પડયાં એટલામાં તો તેના મોંઢા ઉપર પેલા અમલદારે એવી થપડાક મારી કે પ્રેમાનંદ જમીન ઉપર પડી ગયો અને તેની આંખે અંધારાં આવી ગયાં. તરતજ પેલા અમલદારે તેઓને ચોકીમાં લઇ જવા હુકમ કર્યો. દાગીના પોલિસ અમલદારે કબજામાં લીધા. પંચ બોલાવી દાગીનાને સીલ કરી. પોલિસ ચોકીમાં બંને જણાઓ

વિચાર કરવા બેઠા કે હવે આમાંથી કેવી રીતે નિકળવું. કાંઈ પણ અક્કલ તેઓની કામ કરે નહિ. હજુ તો અંધારૂં ન થયું એટલે પોલિસ ચોકીમાં લાંબી ચાબુકો લઇ પેલો પોલિસ અમલદાર અને તેનો સાથી આવી પહોંચ્યા. મહારાજીએ જોયું કે ખરેખર આ યમદુતો આવ્યા છે. બંને સાધુઓને નગ્ન કરી એક પછી એક ચાબુક ફટકાવવા માંડી. મહારાજો મોટેથી ચીસ પાડતા જાય. પોલિસ અમલદાર એ ખોટા દાગીના કયાંથી લાવ્યા તે પુછે ? મહારાજો શું બોલે ? એક તો સાચા દાગીના જાય છે અને ખોટા કરી ગળે પડે છે. પુષ્કળ માર પડયો પણ બેમાંથી એક પણ શ્રી કે કૃષ્ણ બોલ્યો નહિ. દાગીના ઠગીને લાવ્યા છીએ એમ જો કબુલ કરે તો તો પછી મોસાળ ગયા વગર છુટકોજ નહોતો. માર મારતા પોલિસ અમલદારો કંટાળ્યા. છેવટે તેઓ બોલ્યા—"બડે બદમાશ હે. એસા કબુલ નહિ કરેગા. ઇસકુ થોડે દિન ભુખે રખેગા તો સબ કબુલ કર દેગા."

એમ કહી બન્નેને કોટડીમાં પૂરી તે બંને જણા ચાલતા થયા. બન્ને મહારાજ એટલા લોથ પોથ થઈ ગયા હતા જે માંહોમાંહે એક શબ્દ પણ બોલ્યા નહિ. તેઓને ધારતી હતી કે જરૂર પોલિસ પ્રેમકોરને મળશે અને તે જો બોરીબંદરના સ્ટેશન ઉપર બનેલી હકીકત કહી દેશે તો જરૂર પોલિસ મુંબઇથી મગનશેઠાણીનો પત્તો મેળવશે, પણ તેઓની તે ધારણા ખોટી પડી. પોલિસે મહારાજ જે ધર્મશાળામાં ઉતર્યા હતા ત્યાં ખબર કાઢી તો મહારાજની પેટી વિગેરે સામાન મળ્યો પણ તેમાંથી મહારાજનો કાંઇ પણ પત્તો મળી શકયો નહિ. ધર્મશાળાના રખેવાળ પાસેથી એટલોજ જવાબ મળ્યો કે તેમની સાથે એક સ્ત્રી હતી પણ તેતો થોડાજ વખતમાં પાછી ચાલી ગઇ. વાંચનાર વિચાર કરતો હશે કે મહારાજની સાથે પેલો જાડો શિષ્ય હતો તેનું શું થયું ? તે તો બોરીબંદરના સ્ટેશન ઉપર મહારાજનું શ્યામ મોંઢું થયું તે જોઇ એટલો ચમકી ગયો કે કલ્યાણીના સ્ટેશન

ઉપરજ પીશાબ કરવાનું નામ દઇ ઉતરી ચાલતો થયો. તે નસિબ-દાર કે આજે મહારાજ સાથે હાડકાં શેકાવવામાં તે નથી. પોલિસ અમલદારોએ કાંઈ પત્તો નહિ મળવાથી મહારાજોને મેજીસ્ટ્રેટ આગળ ત્રણ દિવસે ઉભા કર્યા.

બુઢ્ઢા ઝવેરીએ મહારાજ કેવી રીતે ઠગવા આવ્યા હતા અને પોતે પોલિસને ખબર આપી તે સઘળું કહી સંભળાવ્યું.

એક બીજા ઝવેરીએ જુબાની આપી કે દાગીના તદ્દન બનાવટી છે પણ એવા સરસ છે કે કોઇ પણ નવો સવો ઝવેરી ઠગાઈ ગયા વગર રહે નહિ.

મેજીસ્ટ્રેટ ઇંગ્રેજી કાયદાથી વાકેફગાર હતો તેથી પોલિસ અમલદારને ઇંગ્રેજીમાં જણાવ્યું કે કાયદા મુજબ ઠગાઈ પૂરી થવી જોઇએ. તમે ઉતાવળ કરી ઠગાઈ પૂર્ણ થતા પહેલાં આરોપીને પકડયા તેથી આરોપી કાયદાની બારીકીથી છુટી જશે.

પોલિસ અમલદારે પોતાની ભૂલ જોઇ પણ તરતજ ચાલાકીથી જવાબ આપ્યો—" આપ નામદાર આરોપીને ઠગાઇ કરવાના વાંકમાંથી છોડી દેશો તો મારી પાસે તેના ઉપરનો બીજો આરોપ પણ તૈયાર છે. આરોપી જ્યાં ઉતર્યા હતા ત્યાં જડતી લેતાં બે પેટી મળી છે તથા બૈરાંના દાગીના અને કપડાં મળી આવ્યાં છે; જેને માટે આરોપીઓ કાંઈ પણ ખુલાસો આપી શકતા નથી, અને તે માલ ચોરીનો લાગે છે."

મેજીસ્ટ્રેટના ધ્યાનમાં આ વાત કાંઇક ઉતરી અને તેને લગતી જુબાની રજુ થઈ. ધર્મશાળાના રખેવાળે જણાવ્યું કે-" આરોપીઓ પોતાની સાથે આવ્યા ત્યારે કોર્ટમાં રજુ થયેલી પેટી લાવ્યા હતા."

ફક્ત પોલિસ અમલદારે અને રખેવાળે આરોપી સાથે એક સ્ત્રી હતી તે વાત છુપાવી.

મેજીસ્ટ્રેટે હવે આરોપીનો ખુલાસો માગ્યો. અખંડાનંદ કાંઈ બોલ્યોજ નહિ. તે તો સમજી ગયો કે હવે દહાડા ભરાઈ ગયા છે. પ્રેમાનંદ બોલી ઉઠયો—"કોર્ટ ઈનસાફ કરવા બેઠી છે તો અમે જે જોયું છે તે કહીએ છીએ. તમારો પોલિસ અમલદાર અને ઝવેરી મળી ગયા છે અને અમારા સાચા દાગીના બદલી નાંખી આ ખોટા કોરટમાં રજુ કર્યા છે. અમારા દાગીના પચાવી પાડી આ ઝવેરી અમોને પાયમાલ કરવા માગે છે."

મેજીસ્ટ્રેટ—તમારા એ દાગીના સાચા હતા એવા પુરાવો તમે કાંઈ રજુ કરી શકશો?

પ્રેમાનંદ—આટલા દૂર મુલકમાં અમારો પુરાવો કયાંથી લાવીએ.

મેજીસ્ટ્રેટે પોલિસ અમલદારને પુછયું—"આ દાગીના તમે કબજે લીધા તે વખતે પંચનામું કર્યું હતું?

પોલિસ અમલદારે હા પાડી અને પંચને સાક્ષી તરીકે બોલાવ્યા. પંચોએ દાગીના એજ છે એમ ઓળખ્યા.

મેજીસ્ટ્રેટે હવે મહારાજોને પેલા બીજા સાચા દાગીના તથા સ્ત્રીનાં કપડાં માટે પુછયું. મહારાજ શું જવાબ આપે? મહારાજોના પટમાં ધાસ્તી હતી કે જો તે દાગીના માટે કાંઇ કહે છે તો પોલિસ પ્રેમકોરને રજુ કરશે અને પ્રેમકોર તે માલ પોતાનો છે એમ જણાવશે તો ઉલટા ફસાઈ જઇશું. બન્ને જણાએ જણાવ્યું કે આ માલ વિષે અમે કાંઈ જાણતા નથી. મેજીસ્ટ્રેટની પૂરેપૂરી ખાત્રી થઈ કે જરૂર આ ઠગારાઓ છે.

મેજીસ્ટ્રેટે તરતજ ચુકાદો લખવા માંડયો. પા કલાક રહી ચુકાદો આપ્યો તેમાં જણાવ્યું કે—" આરોપી હીરાની વીંટી વિગેરે માલ સાચો છે એમ જણાવે છે પણ પોલિસે તે બદલી નાખ્યાની ફરીયાદ કરે છે. સારે નસિબે પોલિસ અમલદારે આ દાગીના પોતાના કબ-

જામાં લીધા તે પહેલાં પંચનામું કર્યું હતું તેથી આરોપીઓ તદ્દન જુઠું બોલે છે એમ પૂરવાર થાય છે. આરોપી પાસે બીજા દાગીના મળી આવ્યા છે તે માટે પણ તેઓ ઇનકાર જાય છે. પણ ધર્મશાળાના રખેવાળની જુબાની ઉપરથી જે પેટીઓ કોરટમાં રજુ થઇ છે તે આરોપી લઇ આવ્યા હતા; એમ પુરવાર થાય છે. આરોપી જબરા ઉઠાવગીર લાગે છે, અને તેમને છુટા રાખવા સલાહ ભરેલું નથી. આરોપીને છ માસના સખત કેદખાનાની સજા કરવામાં આવે છે, અને તે પછી તેઓએ આ રાજ્યની હદ છોડી જવી એવો હુકમ કરવામાં આવે છે. દાગીના જે સાચા છે તે છ મહિના સુધી કોરટમાં રાખવા અને તે પછી સરકારી ત્રીજોરીમાં મોકલી આપવા. છ મહિનામાં કોઇ તેની માલેકી પુરવાર કરે તો પાછા આપવા. ”

તરતજ બન્ને મહારાજોને પોલિસ ગાડીમાં બેસાડી નામદાર નિઝામે બંધાવેલા ખાસ મહેલમાં લઈ ગઇ. વાંચનાર હાલ તરત આ બન્ને મહારાજોને હૈદ્રાબાદના હવા ખાવા દો. પ્રેમકોર તો મહારાજ બજારમાં દાગીના વટાવવા ગયા કે દર દાગીનો મૂકી જીવ લઈ નાઠી. સ્ટેશન ઉપર આવી ત્યાં પ્લેટફોર્મ ઉપર મુંબઈ જવા ટ્રેન તૈયાર હતી તેમાં બેઠી અને વચ્ચે નાસિક જઈ એક અઠવાડીએ મુંબઈ આવી. તે બિચારીની ગોકુળ મથુરાની જાત્રા મનમાં રહી ગઈ અને દાગીના અને કપડાં ગુમાવી બેઠી. નિઝામનાં નસિબ મોટાં કે આ લુચ્ચાઓની મહેનતથી પાંચ સાત હજારનો માલ ત્રીજોરીમાં આવી પડયો. હવે ફરીથી પ્રેમકોર ગોકુળ મથુરાં ગઈ નથી; તે બિચારીને હજુ ઘણી હોંશ છે કે ગોકુળ મથુરાં જવું છે પણ મહારાજના જેવો કોઈ સંગાથ મળતો નથી !!



## પ્રકરણ ૨૪ મું.

## બિલાડીરક્ષક મંડળીનું શું થયું ?

સવારના આઠ વાગ્યા છે. શેઠ સારાભાઈ પોતાના બંગલામાં બેઠા બેઠા સવારનાં આવેલાં વર્ત્તમાનપત્રો વાંચતા બેઠેલા છે. મુંબઈના શેઠીયાઓનો એક નિયમ હોય છે કે સવારના પહોરમાં ચહા દુધ પીધા પછી સવારનાં વર્ત્તમાનપત્રો ઉઘાડી વાંચવાં. મેસીડોનીયાની લડાઈ અને તરકી સામે યુરોપી રાજ્યનો ધુજારો અને ચીનના ભાગલા એ સવાલો મુંબઈના શેઠીયાઓ સમજે શું કે વાંચે ? ફકત બે ચાર સ્થાનિક બનાવો અને પોલિસ કોરટના કેસો વાંચ્યા એટલે વર્ત્તમાનપત્રો વાંચવાનું કામ પુરૂં થાય છે. શેઠ સારાભાઇ કેટલાક દિવસ થયાં બિલાડીરક્ષક મંડળી સંબંધી જાહેર પત્રોમાં શું ટીકા આવે છે એ જોવા માટે ખાસ બારીકીથી સઘળાં પત્રો તપાસતા હતા. અત્યાર સુધીમાં એક બે પત્રોએ શેઠ સારાભાઈનાં વખાણ કર્યાં હતાં, એક બે પત્રોએ શેઠ સારાભાઇની યોજનાને હસી પણ કાઢી હતી. આજે શેઠે વર્ત્તમાનપત્ર અરધો કલાક વાંચ્યાં પણ બિલાડીરક્ષક મંડળના સંબંધમાં કાંઇ પણ તેમાં મળી આવ્યું નહિ. શેઠે છાપાંઓ બાજુએ મૂક્યાં અને પોતાની વહાલી મંડળી વિષે વિચાર કરવા બેઠા. પોતે બિલાડીરક્ષક મંડળી સ્થાપવા ગયા, અને ઘરમાં જે બનાવ બન્યો તે તરફ ધ્યાન ન ખેંચાયું. શેઠનો વિચાર હિંદુઓનું ભલું કેવી રીતે થાય તે બાબત ઉપર ગયું. તેઓ વિચાર કરવા લાગ્યા “ શું હિંદુઓ, પારસીઓ જેટલા સખાવતી નથી ? આજે સેંકડો પાંજરાપોળો અને હજારો મંદિરો અને લાખો સાધુઓ હિંદુ સખાવત ઉપર જીવે છે.

પ્રેમકોરબાઇએ એક હજારના દાગીના ઠાકોરજીને ભેટ આપ્યા અને માણેકબાઇએ બસો સાધુઓ જમાડયા, તેઓ બિચારીઓનાં નામ પેપરોમાં આવતાં નથી પણ શીરીનબાઇએ પાંચસો રૂપીયાની લોન પારસી હોસ્પીટલમાં આપી કે કુંવરબાઇએ ચારસો રૂપીયા પારસી ગર્લ–સ્કુલમાં આપ્યા તે જાહેર છાપામાં આપવા સાથે તેનાં ઢોલ વગાડવામાં આવે છે અને વરસની આખરે પારસી કોમના સખાવતના આંકડામાં તે આંકડો આવે છે. પારસી અને અન્ય કોમની સખાવતમાં ફરક છે. વોરો વેપારી દશ હજાર ખરચી જમાતને ખાણું આપશે તો તે ફક્ત પોતાની ફરજ સમજશે, પણ તે પોતાના મનથી સખાવત કરી એમ માનશે નહિ. પારસી અને અન્ય કોમની સખાવત વચ્ચે આ મોટો ફરક છે. આપણી કોમની સખાવતો આડે માર્ગે જાય છે તે અટકાવવાને પહેલું પગલું શું ભરવું જોઇએ ? બિલાડી-રક્ષક મંડળીના મારા અનુભવ ઉપરથી હું એટલું તો નક્કી કરી ચુકયો છું કે કોઇપણ સખાવતી કામ અન્ય કોમોની માફક હિંદુઓમાં સાથે મળી કરવાનો ગુણ નથી. સ્વર્ગવાસી સખાવતી શેઠ ગોકળદાસ તેજપાળ લાખો રૂપીયા ખર્ચી બોર્ડીંગ સ્કુલ સ્થાપી ગયા તો તે બોર્ડીંગને વધારવા કેટલા હિંદુ શેઠીયા મદદ કરે છે ? ઉલટી નાની નાની હિંદુ ન્યાતોમાં બોર્ડીંગ સ્કુલો ઉભી થાય છે. મુંબઈમાં હિંદુ ઓર્ફનેજ છે તે છતાં લુવાણા, કપોળ વિગેરે જુદી જુદી ઓર્ફનેજો ઉભી કરી તે નાની નાની ઓર્ફનેજો પાછળ ઉત્સાહ અને દ્રવ્યનો ભોગ આપવો અને મોટી ઓર્ફનેજને નાણાની તંગીએ રીબાવવી એ હિંદુ કોમનાં કમનસિબ નહિ તો બીજું શું ? જ્યાં સુધી સખાવત તેમજ બીજી દરેક બાબતમાં હિંદુ કોમમાં સામાન્ય કોમના અભિમાન કરતાં નાનાં નાનાં તડાંમાં વધારે અભિમાન જોવામાં આવે છે ત્યાં સુધી હિંદુ કોમનું ભલું કેમ થાય ? તમે કોણ હિંદુ કે ? તેના જવાબમાં હા પાડવાને બદલે, ના, અમે તો લુવાણા

એવો જવાબ મળશે. ખરેખર હિંદુ કોમને સુધારવી એ મહા મુશ્કેલ કામ છે. એક પ્રકારની બદી હોય તો તે દૂર કરી શકાય પણ જ્યાં સેંકડો પ્રકારની બદી હયાતી ધરાવતી હોય ત્યાં કોમનું ભલું શું થાય? શેઠ ધર્મગોપાળનો ઉપકાર માનતી વખતે તેનો એક આગલો ભાડુત જે બોલી ગયો તે કાંઇ અર્થ વગરનું નહોતું. હિંદુ શેઠીયાઓ સ્વાર્થ વગર કશે પણ ખેંચાતા નથી. કોઇ ગોરા અમલદારનું બાવલું કરવું હોય કે કોઇ ઓળખીતા શેઠીયાને પાર્ટી આપવાની હોય અને જાહેર છાપામાં નામ આપવાનાં હોય તોજ આજનો મુંબઇનો હિંદુ શેઠીયો ધબોધબ રૂપીયા કાઢી આપશે; એવી સ્થિતી શેઠીયાઓની છે. અજ્ઞાન વર્ગ બ્રાહ્મણો જમાડવા અને મંદિરોમાં હજારો રૂપીયા આપવા જાય છે અને શેઠીયા વર્ગ બડેખાંમાં ખપવાનું હોય તોજ રૂપીયા કાઢી આપે છે તેથીજ આજે હિંદુ સખાવતનાં ખરાં કામો લટકી રહ્યાં છે. હિંદુ કોમને સુધારવા માટે બે સુધારા અવશ્યના મારી નજરે જણાય છે. સ્ત્રીઓની અજ્ઞાનતા ટાળવાની પહેલી જરૂર છે. આજે સરસ્વતી ન હોત તો લાખ રૂપીયાના દાગીના હું ગુમાવી બેસતે. શું લાખ રૂપીયાને માટે બૈરીને કાઢી મુકાતે? સ્ત્રીઓને સુધારવા માટે એક મહાન્ યોજના તૈયાર કરવી જોઇએ. સ્ત્રીઓને કેળવણી આપી ગ્રેજ્યુએટ બનાવવાની જરૂર નથી. સ્ત્રીઓને ગ્રેજ્યુએટ બનાવી ભલે પારસી કોમ સુખી થાય. મારા વિચાર પ્રમાણે તો પારસી કેળવાયલાઓ આજે મડમો પરણે છે ત્યારે પારસી કોમ આટલી ખળભળી ઉઠી છે પણ તેજ પારસી કોમમાંથી ગ્રેજ્યુએટ બનેલી બાનુ ટપોટપ જુદ્દીનોને પરણી બેસસે ત્યારે પારસી કોમમાં કેવો ખળભળાટ ફેલાશે તેનો વિચાર મને આવી શકતો નથી. હાલ તો જુદ્દીન માના પેટનાં બચ્ચાં પારસી કોમમાં રહી શકશે પણ જુદ્દીન બાપનાં બચ્ચાંઓને તેનો બાપ પોતાના ધર્મમાં લઇ જશે ત્યારે પારસી કોમની કેવી સ્થિતી થશે. પારસીઓને હિંદુઓ તરફથી આ સવાલમાં કાંઇ પણ

બ્હીવાનું નથી. હિંદુઓ અન્ય ધર્મીઓને પોતાના ધર્મમાં લેવાની એટલા સખ્ત વિરૂદ્ધ છે કે તેઓમાં હજારો વર્ષ થયાં જુદ્દીન સવાલ ઉભો થવા પામ્યો નથી. પારસી ગૃહસ્થો વખતો વખત હિંદુઓની મશ્કરી કરે છે કે જરા ભાઈ, ચહા તો પીઓ, તે તો પાણી છે તેમાં શું વટલી જવાના ? ભાઇઓ, હિંદુઓના વડવાઓએ જે બંધનો નાંખ્યાં હતાં તે વટલવા માટે નહોતાં પણ તે બંધનોની કૃપાથી હજારો વર્ષ થયાં જુદ્દીન સવાલ ઉભો થયો નથી. માટે હિંદુ સ્ત્રીઓને કેવા પ્રકારની કેળવણી આપવી તે ગંભીર સવાલ છે. આ બાબતમાં વિચાર ચલાવવાને એક વખત સરસ્વતીને બોલાવવી જોઇએ. બીજો સવાલ જે સખાવતનો છે તે પણ ગંભીર છે. કોઈ આડે માર્ગે સખાવત કરતો હોય તેને કહેવા જઇએ કે, ભાઇ, આ રસ્તે સખાવત ન કર, પણ આ જરૂરીઆતના ખાતામાં રૂપીયા આપ તો તે હસી કાઢશે, અને સામે જવાબ આપશે કે તમને શું પંચાત છે ? તમારા રૂપીયા થોડા વપરાય છે ? માટે આ બાબતમાં આપણા પગમાં કુહાડો મારવાની જરૂર છે. ઉંદર મરકીને ફેલાવે છે તે માટે બિલાડી-રક્ષક મંડળી સ્થાપવી કે ગમે તે બીજા ઉપાય લેવા તે મુંબઇ મ્યુનિસીપાલીટી અને સરકારની ફરજ છે. એ મંડળ ઉભું કરવાથી કાંઇ ફાયદો નથી. કાંઈ પણ બીજું કલ્યાણનું કામ માથે ઉઠાવવું જોઇએ. બૈરી એક લાખ ગુમાવી આવી હોત તો કોઠીમાં મોં ઘાલી રડતે, તો કોઇ પણ સારા કામમાં આ લાખ રૂપીયા ખરચવા."

આ પ્રમાણે શેઠ સારાભાઇ પોતાના મનમાં વિચાર કરે છે તેટલામાં ગુલાબદાસ આવી પહોંચ્યો. શેઠ સારાભાઇ અને ગુલાબદાસ બન્ને જણાએ કેટલાક વખત સુધી આ બાબત મસલત ચલાવી. છેવટે હિંદુ કોમમાં પરમાર્થનાં ખાતાં મુંબઇ શહેરમાં જરૂરનાં છે તે ઉપર વિચાર ચલાવવા સઘળાઓએ બીજે રવિવારે એકઠા થવાનું નક્કી કર્યું. એકઠાં થનારાંઓમાં બૈરાં ફકત બે અને ચાર મરદ હતા.

દરેકે પોતાના વિચાર મુજબ ક્યાં ખાતાં હિંદુ કોમના ભલા માટે સ્થાપવાં તથા ખીલવવાની જરૂર છે તે ઉપર ટીપ કરી લાવવાનું ઠર્યું.

બિલાડીરક્ષક મંડળીને તો સુવાડી દેવાનું નક્કી થયું. કમનસિબ મુંબઇ નગરીનાં કે આવી સરસ યોજના કાંઇ પણ આગળ વધવા વગર ભાંગી પડી; અને આજે મુંબઇ નગરી હજુ પણ મરકીથી પીડાય છે !

રવિવારને દિવસે બપોરના સઘળાંઓ શેઠ સારાભાઇને બંગલે એકઠાં થયાં. શરૂઆતમાં લક્ષ્મીદાસ શેઠે આજે ફરીથી ગુલાબદાસ અને સરસ્વતીને પાછાં બંગલે આવી રહેવા કહ્યું.

લાલદાસે જવાબ આપ્યો—એ મુવો કાળીદાસ હાલ તો જેલમાં ખીચડો ખાય છે; પણ જો છુટો રહ્યો હોત તો આજે હજુ તમારા મનમાં તેને માટે ખરાબ વિચાર આવતે નહિ.

લક્ષ્મીદાસ—હવે તો મારી પૂરેપૂરી ખાત્રી થઈ ગઈ છે કે એ દુષ્ટ મારી મિલકત હોઇયાં કરી જવા માગતો હતો, પણ એ બાબત હવે જેમ જેમ વિચાર કરૂંછું તેમ તેમ મારા મનમાં વધારે વેદના થાય છે; માટે હવે ગઈ ગુજરી ભુલી જઈ ગુલાબ અને સરસ્વતીએ મારી સાથે રહેવા આવવું જોઇએ.

ગુલાબદાસ બોલી ઉઠયો—કાકા, તમારી આજ્ઞા મારે માથે ચડાવું છું. એ કાળીદાસ ખુલ્લો પડયો એટલે હવે તમારી સાથે આવી રહેવાને અમોને કાંઇએ અડચણ નથી; પણ અમારી એક શરત છે તે તમારે કબુલ રાખવી જોઇએ.

લક્ષ્મીદાસ—તે વળી શું ? તમો ધણી ધણીયાણી કહો તે પ્રમાણે કરવા હું તૈયાર છું. જોઇએ તો લ્યો આ ત્રીજોરીની ચાવી.

ગુલાબદાસ—કાકા, મને નથી જોઇતી તમારી ત્રીજોરીની ચાવી કે નથી જોઇતો તમારો પૈસો. મેં તો તમારી મિલકત શિવનિર્માલ્ય

કરી છે. મને તેમાંથી એક પઇએ જોઈતી નથી. અમે તમારી સાથે રહેવા આવીએ પણ તમે તમારી હયાતીમાં એક ટ્રસ્ટ બનાવી તમારી પાછળ તમારી સઘળી દોલત કોઈ સખાવતના કામમાં આપી જાઓ તો.

લક્ષ્મીદાસઃ—હેં ! હેં ! એ તું શું બોલે છે? મારી આવડી મોટી દોલત સદાવ્રત અને પાંજરાપોળમાં આપી દઉં અને મારો ભત્રિજો ભુખે મરે !

ગુલાબદાસ—કાકા, ભુખે શા માટે મરે ? મારા નસિબમાં હશે તો તમારા કરતાં વધુ મિલકત હું મેળવીશ, અને જો નસિબમાં નહિ હોય તો તમે પંદર લાખ મુકી જશો તો પણ તેનો રસ્તો થઇ જતાં વાર નહિ લાગે. હું કાંઈ તમારી દોલત સદાવ્રતમાં અને પાંજરાપોળમાં આપવા કહેતો નથી. કોઈ પણ સારૂં સખાવતી ખાતું જેમાં નાણાની જરૂર હોય તેમાં તમો તમારી મિલકત આપી જશો તો તમારૂં નામ કાયમનું રહેશે. મને પૈસાની દરકાર નથી. સોલીસીટર થઇને પણ મેં નિશ્ચય કર્યો છે કે મારી આવકનો અરધો ભાગ સખાવતમાં કાઢવો.

લક્ષ્મીદાસ—ભાઈ હાલ જુવાનીમાં તમોને પૈસાની દરકાર લાગતી નથી, પણ એક વખત એવો આવશે કે પૈસા વહાલા હીમ જેવા લાગશે. પૈસાથીજ આજે દુનિયાનો સઘળો વહેવાર ચાલે છે.

લાલદાસ અત્યાર સુધી જે ચુપ હતો તે બોલી ઉઠયોઃ—પૈસાથી દુનિયાનો વહેવાર ચાલે છે અને પૈસાથીજ સુખ મળે છે; એ તમારૂં માનવું આ જમાનામાં નહિ ચાલે. કરોડો રૂપીયા મેળવ્યા પછી દુનિયાનો મોટો શ્રીમંત મી૦ કારનેગી બુમ મારે છે કે મારા પૈસાનું શું કરવું ? પોતાના પૈસા સારી રીતે વપરાવાથીજ માણસને સુખ મળે છે.

શેઠ સારાભાઈ—આજના જુવાનિયાના વિચાર આપણા વિચારથી જુદા હોય છે. મારા ઘરનો દાખલો લ્યો. મારી જાણમાં આ બાબત આવી હોત તો દાગીના જરૂર હું ગુમાવી બેસતે. આ જુવાનિયાઓ દુનિયાની બાબત સારી રીતે સમજે છે. આજે આપણે સઘળા ભેગા થયા છીએ તે બાબત હાથમાં લેવાની જરૂર છે. ગુલાબદાસ, હાલ તરત તો કાકાને ત્યાં રહો અને કાકાને ખાત્રી કરી આપજો કે અમુક સખાવતી કામ કરવાની જરૂર છે તો લક્ષ્મીદાસ શેઠ જરૂર નાણું કાઢી આપશે. હવે આપણે દરેકે જે ટીપ તૈયાર કરી હોય તે કાઢો કે હિંદુ કોમમાં ક્યાં નવાં સખાવતી ખાતાંની જરૂર છે ?

લક્ષ્મીદાસ—જુનાં ખાતાં તો પૂરાં ચાલતાં નથી અને નવાં ખાતાં વળી ક્યાં ઉભાં કરવાં ? મારૂં મગજ કાંઈ તમારા જેવું નથી કે બિલાડીરક્ષક મંડળી જેવું મંડળ ઉભું કરૂં ! જો તમારી બિલાડીરક્ષક મંડળ થઈ હોત તો મારો વિચાર ઉંદરરક્ષક મંડળી કાઢવાનો હતો. સરકાર ઉંદરને મારે છે તે ઘણું ખોટું કરે છે. ઉંદર એ ગણપતિનું વાહન છે અને સઘળા ઉંદર મારી નાંખવામાં આવે તો ગણપતિને વાહન વગર કેટલી અડચણ પડશે ? વળી ઉંદરને આપણે મામા કહીએ છીએ શું આપણે ભાણેજોએ મામાનોજ ઘાણ કાઢવો ? લક્ષ્મીદાસ શેઠના આ બોલવાથી સઘળા હસી પડયા.

સારાભાઈ—બિલાડીરક્ષક મંડળીની યોજનાને તમે હસો છો પણ આજે વિલાયતમાં તેવું મંડળ હયાતી ધરાવે છે. બિલાડી વાઘની માસી ગણાય છે. બિલાડીની બરાબર રક્ષા નહિ કરો તો બિલાડીના ભાણેજો વાઘો પોતાની માસીની મદદે દોડી આવશે તો પછી તમારા જેવા શેઠીયાઓના શું હાલ થશે, તે હું કહી શકતો નથી. મારી બિલાડીરક્ષક મંડળીની યોજનાની સામે જે જે શેઠીયાઓ છે તે શેઠીયાઓને ઘેર વિકટોરીયા ગાર્ડનમાંથી છાનામાના બે ચાર વાઘ જાય

અને જરા ખબર પુછે તો શેઠીયાઓ કયે બારણે નાસે છે તે જોવાની મોજ પડે ! મુંબઈના હિમ્મત બહાદુર શેઠીયાઓની કાછડી અને પાટલી કેમ નિકળે તે ફોટા પાડી લેવા જોગ થાય. મેં મારી બિલાડી-રક્ષક મંડળીની યોજના સુવાડી દીધી છે કેમ જે વાઘો તરફથી મને ખાત્રી આપવામાં આવી છે કે અમારી માસીઓનું રક્ષણ કરવાને અમો પુરતું સામર્થ્ય ધરાવીએ છીએ.

લક્ષ્મીદાસ શેઠને સારાભાઇએ આ પ્રમાણે જવાબ આપવાથી ઉલટી વધારે હસાહસ થઇ રહી.

પછી લાલદાસને તેની ટીપ રજુ કરવા કહેવામાં આવતાં તેણે પોતાની ટીપ નીચે પ્રમાણે રજુ કરી.

(૧) મુંબઇમાં આવતા ધુર્ત્ત પાખંડી સાધુઓને ખુલ્લા પાડવા એક મંડળી સ્થાપવી જોઇએ.

(૨) મુંબઈના દરેક શેઠીયાની પાછળ જુ માફક વળગેલા ઝેરી સર્પોને દૂર કરવા અને તેઓને ખરા આકારમાં ખુલ્લા પાડવા એક ગુપ્ત મંડળી ઉભી થવી જોઇએ.

(૩) મુંબઇના શરતના મેદાનમાં ખુવાર થતા શેઠીયાઓના જુવાન છોકરાઓને અટકાવવાને કાંઈ પગલાં ભરવાં જોઇએ.

(૪) ઉંચ કોમની હિંદુ વિધવાઓ આડે મારગે જાય અને તેઓનાં બચ્ચાંઓનું રક્ષણ કરવા માટે પંઢરપુરની જેમ એક ખાતું સ્થાપવું જોઇએ.

(૫) મુંબઇના હિંદુ જુવાનિયાઓ છાનામાના છાંટા પાણી લેતાં અને ઇરાનીની દુકાનમાં ભરાઇને ખાતાં શિખ્યા છે તેના અટકાવ કરવા પગલાં ભરવાં જોઇએ.

મી૦ લાલદાસે પોતાના વિચાર પ્રમાણે આ પાંચ નવાં ખાતાં સ્થાપવાની યોજના રજુ કરી અને જણાવ્યું કે આ પાંચે ખાતાં

એવાં છે કે તે માટે મોટાં મોટાં ફંડોની જરૂર નથી પણ કામ કરનારાં માણસોની જરૂર છે. મેં જે કેટલીક બદી જણાવી છે તે જો દૂર કરવાને પગલાં ભરવામાં નહિ આવે તો આમાંની કેટલીક બદીઓ એવી વધી જશે કે હિંદુ કોમની પાયમાલીનું મૂળ થઈ પડશે.

મગનશેઠાણી—હા, લુચ્ચા સાધુઓને ખુલ્લા પાડવા જરૂર પગલાં ભરવાં જોઈએ, હું તમને એ કામમાં મદદ કરીશ.

શેઠ સારાભાઈ—તું શું મદદ કરવાની છે ? તનેજ લાલદાસે મદદ ન કરી હોત તો તું શું કરતે ?

સરસ્વતી—પણ હવે જે અનુભવ મળ્યો છે તે બીજાને બચાવવા કામ લાગશે.

શેઠ સારાભાઈ—લાલદાસે પોતાના વિચાર પ્રમાણે જે ટીપ રજુ કરી છે તે ઠીક છે. હવે સરસ્વતી બહેન તમે શું ટીપ કરી લાવ્યાં છો ?

અત્રે સરસ્વતીએ પોતાની ટીપ રજુ કરી. જે હવે પછીના પ્રકરણમા વાંચીશું.

## પ્રકરણ ૨૫ મું.

### ખરૂં નામ કેમ જળવાય ?

લાલદાસે પોતાની ટીપ રજુ કર્યા પછી સરસ્વતી અને ગુલાબદાસે પોતાની ટીપ મુંબાઈમાં હિંદુ કોમ માટે કયાં સખાવતી ખાતાંની જરૂર છે તે રજુ કરી.

" સરસ્વતીએ જણાવ્યું કે મુંબઇમાં ઢોરોની પાંજરાપોળ છે તેમ કેટલાંક મકાનોને મનુષ્યો વસવા છતાં પાંજરાપોળના નામથી બોલાવવામાં આવે છે. શું તે મકાનના માલેકોની પોતાના મકાનનું આવું

ઉપનામ પડવા છતાં તેમાં વસ્તાં ભાડુતો માટે કાંઈ દયાની લાગણી નહિ થતી હોય ? મુંબઈમાં શ્રીમંતો કરતાં મધ્યમ વર્ગના અને તેના કરતાં ગરીબો, હિંદુઓમાં વધારે છે. ભુલેશ્વરમાં હું જ્યારથી રહેવા ગઇ છું ત્યારથી મારી ખાત્રી છે કે સૌથી મરો મધ્યમ વર્ગનો છે. ગરીબો મુંબઇમાં સ્ત્રી છોકરાંને લાવતા નથી તેથી વીશીઓમાં જમીને કોઈ વેપારીની દુકાન ઉપર યા બીજી જગ્યાએ છુટથી જગ્યા મળે ત્યાં સુઇ રહે છે. ફકત મધ્યમ વર્ગના લોકોને પોતાનાં બચ્ચાં છોકરાં સાથે ખોલીઓમાં રહેવું પડે છે. મુંબઈના ઘરધણીઓને ભાડુતોની કાંઇ દરકારજ નથી. જેમ એક કસાઈ એક બકરાને કાપવા જેટલો ઉત્સુક હોય છે તેમ મુંબઇના ઘરવાળો ભાડુતો પાસેથી જેમ ભાડું નિચોવાય તેમ નિચોવવાને તત્પર રહે છે, અને તેનાં આ કૃત્યો માટે ઇશ્વરને ત્યાં તેને જવાબ આપ્યા વગર ચાલતું નથી. તમે ઘણા ઘરવાળા અરે ચાલીના માલેકો જોશો તો તેની પાછળ કાંઇ પણ વંશ વૃદ્ધિ હોતી નથી. શું ગરીબ ભાડુતોની હાય ઘરવાળાઓને લાગ્યા વગર રહેતી હશે કે ?"

સારાભાઈ—સરસ્વતી, મુંબઈના ઘરવાળાઓ ઉપર તમને જબરો ગુસ્સો ઉપજેલો લાગે છે. મારી ખાત્રી છે કે જો બિલાડીરક્ષક મંડળીમાં તમે હાજર હોત તો ધર્મગોપાળ શેઠનાં છાલ છોડાં કાઢવામાં તેના પેલા ભાડુત સાથે જરૂર મળી જતે. પણ ભાડુતોનું દુઃખ કેવી રીતે ટાળવું તેનો કાંઈ રસ્તો બતાવશો કે ? મુંબઈના ઘરવાળાઓને પગે લાગીએ તો પણ તેઓ કાંઇ ભાડું ઘટાડવાના નથી.

ગુલાબદાસ—રસ્તા ઘણા છે. મુંબઈના ઘરવાળાઓનો બરો તોડવા માટે સસ્તા ભાડાનાં મકાનો બાંધવાનું શરૂ કરો. પારસીઓએ કેટલાંએ મકાનો બાંધેલાં છે; પણ તે સઘળાં સખાવતમાંથી બંધાયલાં છે. હિંદુઓમાં તેવી સખાવત કરનારા મળી આવશે નહિ. પારસીઓએ

ઓરાશ્રીયન બિલ્ડીંગ એસોસીએશન કાઢી છે તો પણ તેના શેરો ભરાતા નથી; જે બતાવી આપે છે કે આવાં સાહસ માથે ઉઠાવવા પારસીઓ તૈયાર નથી તો હિંદુઓ ક્યાંથી તૈયાર થાય? આ બાબતમાં મને એક અમેરીકન યુક્તિ ઘણી પસંદ આવી છે. તમારા જેવા શ્રીમંત શેઠ લાખ દોઢ લાખ રૂપીયો સખાવતમાં ઘણો સહેલાઇથી કાઢી શકે. હજુ મુંબઈના નજદીકમાં રૂપીયે વાર જગ્યા મળી શકે તેમ છે તો પચાસ હજાર વાર જમીન ખરીદી લેવી જોઇએ. આ જગ્યાના પ્લોટો પાડી નાનાં નાના બંગલા બાંધવા જોઇએ. જમીનની કિંમત સાથે ત્રણ ત્રણ હજારમાં નાના બંગલા બાંધી શકાશે. હવે તમારા જેવા શ્રીમંતો, લોકોમાં સાડા ત્રણ ટકામાં નાણું રોકે છે, તો તે પ્રમાણે ૧૦૫ રૂપીયા દર વરસે વ્યાજ થયું, અને બીજા પાંચ ટકા લેખે ૧૫૦ રૂપીયા મળી દર વરસે રૂ. ૨૫૫ દર ભાડુત પાસેથી લેવા. ૧૦૫ રૂપીયા તમારી સખાવતના ટ્રસ્ટમાં વ્યાજ તરીકે જમે કરવા અને ત્રણ હજારની બંગલાની કિંમત છે તેમાં ૧૫૦ રૂપીયા જમે કર્યા જવા અને એ પ્રમાણે જમે કરવાથી દર વરસે પાંચ ટકા લેખે તેને આપવાની રકમ ઓછી થતી જશે, અને જ્યારે તે ભાડુત તમારી ત્રણ હજાર રૂપીયાની રકમ પૂરી ભરી રહે ત્યારે તમારી સખાવતના ટ્રસ્ટીઓએ તે બંગલો પેલા ભાડુતને એક પૈ પણ લીધા વગર નામે ચઢાવી આપવો. હાલના દાખલામાં તો ભાડુતો ભાડું ભરી મરી જાય છે છતાં વર્ષો પછી પણ તેઓની સ્થિતીમાં કાંઈ પણ સુધારો થઈ શકતો નથી. જેમ જેમ સખાવતના મુદ્દલ રૂપીયા પાછા આવતા જાય તેમ તેમ નવા બંગલાઓ બંધાવવા જોઇએ. વાજબી રીતે જુવો તો સાડાત્રણ ટકા જે વ્યાજ લીધું તેજ બંગલાનું ભાડુ લીધું; બાકી જે પાંચ ટકા બીજા તેણે ભર્યા તેનો જેવી રીતે નોકરો પ્રોવીડંટ ફંડમાં પાંચ ટકા પોતાના ભવિષ્યના બચાવ માટે ભરે છે તેમ પોતાને બંગલો મળે તેના ફાળા પેટેજ પેલો ભાડુત

પાંચ ટકા ભરે. મારી ખાત્રી છે કે જો આવી યોજના કોઈ હિંદુ શેઠીયા તરફથી ઉભી કરવામાં આવે તો ઘણા મધ્યમ વર્ગના હિંદુઓ પોતાનું ભવિષ્યનું સુખ જોવા માટે થોડી વધારે રકમ આપવા પાછી પાની કરશે નહિ. હિંદુ કોમમાં સીવીલ એન્જીનીયરોનો ક્યાં ટોટો છે, પણ આવા ઉદાર હેતુથી કામ કરનારાઓનો ટોટો છે.

સારાભાઇઃ—ગુલાબદાસ, શાબાશ છે! તમે યોજના ઘણી સરસ રજુ કરી છે. જો તમે આગળ પડતો ભાગ લ્યો તો લાખ બે લાખ રૂપીયા હું કાઢી આપવા તૈયાર છું. હવે સરસ્વતી બહેન, બીજું કેવું ખાતું ઉભું કરવા માંગો છો?

સરસ્વતી—શેઠ અમારી ટીપ કાંઈ મોટી નથી. ત્રણ ખાતાંની જરૂરીયાત ઘણી છે. લાલદાસભાઇએ પણ જે ટીપ રજુ કરી છે તે કાંઇ ખોટી નથી. લાંબી લાંબી ટીપો તો એવાં સેંકડો ખાતાં માટે રજુ કરાય પણ તે પાર પાડવા માટે ઉત્સાહી માણસો અને સાધનોની જે જરૂર છે તે ક્યાં છે? બીજું ખાતું અમારી બૈરાંઓની એક મંડળી સ્થાપવાને લગતું છે. આ બાબતમાં મારે મગનશેઠાણી સાથે વાત થયેલી છે. શેઠાણીએ મને મદદ આપવા કબુલ કર્યું છે અને તમારા ભુલેશ્વરના માળાનું દિવાનખાનું અમે મફત મેળવશું અને ત્યાં બપોરના ભેગાં થઇ શીવવા ભરવા વિગેરે કાંઇ કામ કરશું, તેમજ અરસપરસ એક બીજાના સુખ દુઃખમાં મદદ કરશું.

શેઠ સારાભાઇઃ—પણ આપણામાં કહેવત છે કે ચાર મળે ચોટલા ત્યાં ભાંગે ઓટલા.

સરસ્વતીઃ—એ કહેવત અનુભવીઓએ કાઢેલી છે તેથી ખોટી છે એમ હું કહી શકતી નથી, પણ અમે તો આ કહેવત ખોટી પાડવા માટેજ એકઠાં થવા માંગીએ છીએ; અને થોડા વખતમાં તમારી ખાત્રી કરી આપશું કે મગનશેઠાણીના પ્રમુખપણા નીચે અમારૂં બૈરાં

મંડળ તમારા બિલાડીરક્ષક મંડળ કરતાં કેટલું ઉપયોગી કામ બજાવે છે.

સરસ્વતીની આ ટીકાથી સઘળાઓ હસી પડયા.

સરસ્વતીએ આગળ બોલતાં જણાવ્યું કે ત્રીજું ખાતું જે જરૂરનું છે તે હિંદુઓ માટે હોસ્પીટલની જરૂર છે. કેટલાંક સખાવતી ખાતાંમાંથી નાનાં નાનાં દવાખાનાં હિંદુઓ માટે ઉભાં થયાં છે, પણ એક હિંદુ કોમ માટેની સામાન્ય હોસ્પીટલની ખાસ જરૂર છે.

લાલદાસઃ—બહેન, તે તમારૂં કહેવું ખરૂં છે, પણ હિંદુ કોમમાં મી૦ જહાંગીર પીટીટ જેવો ઉમંગી સેક્રેટરી મળી આવતો નથી. આપણા હિંદુ શેઠીયાઓના છોકરા લાડી, ગાડી અને વાડીમાંથી પરવારતા નથી તો આવું ખાતું ઉભું કરવામાં કયાંથી માથું મારે ?

લક્ષ્મીદાસ શેઠ—ખરેખર હિંદુઓમાં એક હિંદુ જનરલ હોસ્પીટલની જરૂર છે.

ગુલાબદાસ—તમારી મિલકત એવાજ કોઇ સખાવતી ખાતામાં આપી જવા કહું છું.

લક્ષ્મીદાસ—મારા કરતાં એવા ઘણા શેઠીયા હિંદુ કોમમાં પડયા છે કે જેની પાછળ કોઇ ખાનાર નથી અને લાખો રૂપીયા તેઓ સખાવતમાં આપી જઈ શકે તેમ છે.

લાલદાસ—શેઠ, તેઓ સાથે બાંધી જવાના હશે.

લક્ષ્મીદાસ—મારી પાછળ મારો ભત્રિજો છે તો પછી હું શું કરવા મારી મિલકત સખાવતમાં કાઢું ?

ગુલાબદાસ—કાકા, હું તમોને કહી ગયો છું કે તમારી મિલકતમાંથી મને એક પાઈ પણ જોઇતી નથી. તમે મને આપી જશો તેના કરતાં તમારી મિલકત આવી સખાવતમાં આપી જશો તો જરૂર તમારી નામના જળવાઈ રહેશે.

ગુલાબદાસના આ બોલવાની અસર લક્ષ્મીદાસ શેઠ ઉપર કાંઇક અંશે થઈ. જેનો લાભ સમાયલો છે તેજ જ્યારે સ્વાર્થ છોડી પરમાર્થ કરવા ભલામણુ કરે છે ત્યારે એક પત્થર જેવા અંતઃકરણના માણસનું મન પીંગળે તો લક્ષ્મીદાસ શેઠના મનની શું સ્થિતી ? શેઠની આંખમાં આસું ભરાઈ આવ્યાં અને બોલ્યા—"તમો ધણી-ધણીયાણી મારી હવે પછીની જીંદગીમાં મારી સાથે આવી રહો તો મારી મિલકત મારી હયાતી પછી કયા ખાતામાં વાપરવી તે તમે જેમ કહેશો તેમ કરશું; પણ આજથી તમો બન્ને જણાંએ બંગલામાં રહેવા પાછું આવવું.

સરસ્વતી—અમે ઘણી ખુશી સાથે આવીશું.

આથી લક્ષ્મીદાસ શેઠની ખુશાલીનો પાર રહ્યો નહિ. હિંદુ કોમ માટે બે સખાવતનાં અગત્યનાં ખાતાંઓ બે હિંદુ શેઠીયાઓએ માથે લીધાં તેથી ગુલાબદાસની પણ ખુશાલીનો પાર રહ્યો નહિ. પોતે કાકાની મિલકત માટેજ કાકાને વળગી રહ્યો છે એવા વહેમથી કાળીદાસે જે કાન ફુંકયા હતા તે વહેમ સદંતર દૂર થયો. તે દિવસે રાતના સારાભાઇ શેઠના આગ્રહથી સઘળા જમ્યા. રાત્રે જમ્યા પછી વળી લાલદાસે સરસ્વતી આગળ ફરીયાદ કરી. "બહેન, હવે ભુલેશ્વર છોડી કાકાના મહાલક્ષ્મીના બંગલામાં આજથી જશો, પણ મારી રોજની ફરીયાદ હજી સુધી પૂરી થઈ નથી. ગયા રવિવારે અખંડાનંદ મહારાજ જેવાને હું પૂરો પડયો, પણ મારા ઘરની લડાઇ હું પતાવી શકતો નથી. તે દિવસ મારી માતુશ્રીએ એક મોતીની બંગડીની જોડ લીલીને આપી હશે તે ઉપરથી સાસુ વહુ બંને મરડાયાં છે. એકબીજાં બોલતાં નથી અને બોલે છે ત્યારે આખો માળો ગજવે છે. ડોસી કહે છે કે હું ગોકુલવાસ કરૂં. બૈરી કહે છે કે ડોસીથી જુદા રહો. મારા ઘરની તકરાર પતાવી આપો તોજ હું સુખી થઇશ."

સરસ્વતીઃ—હમેશાં સાસુ વહુ વચ્ચે જે તકરાર થાય છે તેમાં બન્ને પક્ષનો થોડો ઘણો વાંક હોવો જોઇએ. તમારી તકરાર હું પતાવી આપીશ. ધનલક્ષ્મી માસીને થોડા દિવસ હું મારી સાથે બંગલે રાખીશ. સાસુની વહુ સામે શું ફરીયાદ છે તે પહેલાં જાણવી જોઇએ અને પછી વહુને મળી તેની સાસુ સામેની ફરીયાદ જાણીશ અને તેઓ વચ્ચે જે વાંધો હશે તે પતાવી આપીશ.

લાલદાસ—તો તમારો ઉપકાર હું જન્મોજન્મ ભૂલીશ નહિં. મારી બહેન અને તેની ભાભીને સાથે ઉભાં રહેવું પાલવતું નથી, પણ તમારા જેવી બહેન હોય તો હિંદુ કુટુંબમાં ઘણા ઝઘડા ઓછા થાય.

સારાભાઇ—અરે લાલદાસ, તમારી બુદ્ધિ ઘણી તિક્ષણ છે. તમે મહેનતુ અને પ્રમાણિક છો. તો કોઈ વેપારમાં પડશો તો જરૂર સારી નામના મેળવશો.

લાલદાસ—હું લાંબા વખતથી કોઈ વેપારમાં પડવા ઈચ્છા રાખું છું પણ મારી પાસે સાધન નથી. એક તો વેપારમાં મુંડી જોઇએ અને બીજું વેપારનો અનુભવ જોઇયે, તે મળે નહિ. બાકી વેપારમાં પડી લાખના બાર હજાર કરવા મને પરવડે તેમ નથી.

સારાભાઇ—ના, ના, તેમ કરવા તમને કોઈ સલાહ પણ આપતું નથી. તમે આવતી કાલથી મારી ઑફીસમાં આવી મારૂં બીઝનેસ સંભાળો. હું આજથી તમોને મારી પેઢીમાં ભાગીયા બનાવું છું. હાલ તરતજ ચાર આના ભાગ આપીશ અને આગળ જતાં વધારવાનો વિચાર કરીશ.

લાલદાસ—શેઠ તમારા ઉપકારનો બદલો કેવી રીતે વાળી શકીશ? શેઠ ચાર આના ભાગ તો બાજુએ રહ્યો પણ તમારા જેવાની ઑફીસમાં બેસવાની જગ્યા પણ કોણ આપે છે?

સારાભાઈ—પણ અખંડાનંદ મહારાજ જેવા ઠગોને પૂરા પડવાની હિમ્મત પણ બીજામાં ક્યાં છે? આજકાલ મુંબઇમાં સોનેરી ટોળીઓ વધી પડી છે. તેવા વખતમાં તમારા જેવો ભાગીયો જરૂર ઘણો મદદગાર થઇ પડશે. તમોએ નિઃસ્વાર્થ બુદ્ધિએ મદદ કરી છે તેનો બદલો જો હું ન વાળું તો મારા જેવો નગુણી કોઈ નહિ.

લાલદાસને આ પ્રમાણે સુખી કરવાની યોજના જોઇ મગનશેઠાણી તથા સરસ્વતી બંને ખુશી થયાં.

સરસ્વતીએ ટકોર કરી. લાલદાસ ભાઈ તમે ઑફીસમાં જશો તો મુંબઇમાં અખંડાનંદ મહારાજ જેવાને કોણ પુરૂં પડશે?

છેવટે તે રાત્રીના સઘળાં ખુશી થતાં વીખરાયાં. મી૦ લાલદાસને પોતાની મહેનતનો અસાધારણ બદલો મળ્યો તે માટે ખુશાલી ઉત્પન્ન થઈ. ગુલાબદાસ તથા સરસ્વતી પાછાં પોતાના જુના મકાનમાં કાકા સાથે તેજ રાતથી જઇને રહ્યાં.

## પ્રકરણ ૨૬ મું.

### મરણ વખતનો એકરાર.

મુંબઈની સર જમશેદજી હોસ્પીટલમાં એક કાઠીયાવાડી મરણની પથારીએ પડેલો છે. જે વખત જાય છે તે સારો જાય છે. તે થોડાજ વખતમાં આ દુનિયા છોડી જનાર છે. હોસ્પીટલમાં આવ્યાને તેને લગભગ ચાર દિવસ થયા છે તોપણ તેનો કોઇ સગો વ્હાલો તેની ખબર લેવા આવેલો નથી. આજે સવારના નર્સે હાઉસ સરજ્યનને ખબર આપી કે અમુક નંબરનો દરદી હવે લાંબો વખત કાઢે તેમ નથી તેથી તે તમને મળવા માગે છે. તરતજ હાઉસ સરજ્યન તેની પાસે ગયો. દરદીએ મહા મુશ્કેલીએ શ્વાસ ખેંચતાં કહ્યું—" હું એક

મહા અપરાધી છું. મહેરબાની કરીને પોલિસને બોલાવો. મરતા પહેલાં મારે કેટલોક ખુલાસો કરવાનો છે."

હાઉસ સરજ્યને તરતજ પોલિસ સુપ્રીન્ટેન્ડંટને બોલાવી મંગાવ્યો. પોલિસ અમલદાર આવી પહોંચ્યો તે વખતે તે દરદી તદ્દન બેભાન અવસ્થામાં હતો. દાકતરે કેટલાક ઉપચારો કરી તેને શુદ્ધિમાં આણ્યો. તેણે પોલિસ અમલદારને જોયો અને આંખ મીંચી દીધી અને કેટલાક વખત સુધી વિચાર ચલાવ્યો. છેવટે આંખ ઉઘાડી પોલિસ અમલદાર પાસે ઉભેલા દાકતરને તેણે પુછયું:-"દાકતર સાહેબ આ રોગમાંથી હું બચું એમ તમને લાગે છે કે ?"

દાકતર—હવે તમે બચો તેમ લાગતું નથી.

પાછો તે દરદી આંખ મીંચી ગયો. તે મનમાં ને મનમાં કાંઇક વિચાર ચલાવતો હતો એમ લાગ્યું. તે અરસામાં પોલિસ અમલદારે દાકતરને પુછયું—"આ દરદી કયાંથી આવ્યો છે ?"

"એ સંબંધી અમને કાંઈ ખબર નથી. ચારેક દીવસ ઉપર પાયધોની આગળ ફુટપાથ ઉપરથી બેભાન અવસ્થામાં પોલિસને મળી આવ્યો હતો અને પોલિસ સીપાઇજ તેને હોસ્પીટલમાં લઈ આવ્યો હતો. તમને જો પોલિસ સીપાઇનો નંબર જોઇતો હોય તો ડાયરી જોઈ તે જણાવાશ."

"ચાર દીવસમાં દરદીની કોઇ ખબર લેવા આવ્યું નથી ?"

"ના, કોઇ દરદીનું સગું વહાલું જણાતું નથી. તેમજ દરદી પણ કોઇને મળવાને આતુર હોય એમ જણાતું નથી. ફકત આજે પોલિસને મળવા ઇચ્છા જણાવવાથી તમને બોલાવી મંગાવ્યા. દરદીની સ્થિતી એટલી ભયભરેલી છે કે તે ભાગ્યેજ આજની રાત્રી કાઢશે."

આ પ્રમાણે બંને ઈંગ્રેજીમાં વાતચીત ચલાવે છે એટલામાં દરદીએ આંખ ઉઘાડી અને બોલ્યો—"સરકાર માબાપ છે. હું મહા

અપરાધી છું. આ રોગમાંથી હું બચ્યું તેમ લાગતું નથી. તેમ છતાં જો બચ્યું તો મારા અપરાધોની માફી આપશો. મારૂં નામ અમથાલાલ છે. હું કાઠીયાવાડમાં આવેલા ગોંડલનો રહીશ છું. મારા બીજા ત્રણ સાથી હતા. અમે કાઠીયાવાડમાં કેટલીક ચોરીઓ કરી અને છેવટે એક ખૂન પણ કર્યું. અમો ચારેને રાજકોટની પોલિસે પકડયા હતા પણ રાતો રાત જેલ ફાડી અમે ચારે નાઠા. ચારે જણા મુંબઈ આવ્યા. અમારામાંના બે માણુકો અને હીરીઓ મોટા સાધુ થઇને મહાલક્ષ્મીમાં બેઠા. હું અને છગન વેશ બદલીને ગુલાલવાડીમાં રહેવા લાગ્યા. સાધુ તરીકે તેઓની નામના વધવા લાગી અને કોઇ મોટા શિકારની રાહ જોતા તે બન્ને બેઠા. તે સાધુઓએજ અમો બેને નવો રસ્તો બતાવ્યો હતો. તેઓની પાસે આવતા કાળીદાસ નામના વાણીયા મારફતે તેઓને ખબર મળી કે લક્ષ્મીદાસ નામના એક શેઠ મોટી ઉમ્મરે લગ્ન કરવા ધારે છે. અમને બેને તેઓએ કહ્યું કે એક બનાવટી કન્યા ઉભી કરી આ શેઠને પરણાવી દો અને બે પાંચ હજાર ખાઇ જાઓ. અમે તે પ્રમાણે ગીરગામમાંથી એક ગોવાગરણીની છોકરી એક દિવસ માટે ભાડુતી રાખી શેઠને બતાવી. કન્યા જોઇ શેઠ લગ્ન કરવા ખુશી ખુશી થઈ ગયા. શેઠ તો મોટા મારવાડી નિકળ્યા. શેઠે તો બે હજારથી એક પૈ પણ વધારે આપવા ના પાડી. હવે શું કરવું તે સમજ પડે નહિ. બે હજારમાંથી ત્રણસો રૂપીયા કાળીદાસ લઇ જવાનો હતો. પેલી ગોવાગરણીએ લગ્નને માટે છોકરી આપવા ના કહી. આથી અમારી મુશ્કેલી વધી. અમે અમારા સાથીઓની સલાહ લીધી. તેઓએ એક છોકરો શોધી આપ્યો કે જેણે અરધો ભાગ લેવાની શરતે કન્યાનો પોશાક પહેરી માહેરામાં પરણવા કબુલ કર્યું. તે છોકરાએ પોતાનો ભાગ ઘણી સરસ રીતે ભજવ્યો. અમે કાઠીયાવાડી હોવાથી અમારી કન્યા પરણતી વખતે મોંઢું બતાવશે નહિ એમ અમે શેઠને કહ્યું હતું. શેઠે પોતે કન્યા જોયલી હોવાથી તે માટે વાંધો

ઉઠાવ્યો નહિ. રાતના પેલો છોકરો આશરે ત્રીસથી ચાળીસ હજારના શેઠના દાગીના ચોરી તથા કાળીદાસનાં કપડાં ઉઠાવી અમારી પાસે આવ્યો અને અમે તેજ વખતે ચાલવા માંડયું."

આટલું બોલતાં પેલો દરદી હાંરી ગયો. થોડો વખત બેશુદ્ધ થઇ ગયો. પાછી આંખ ઉઘાડી કહ્યું–"હું અને છગન મરાયા છીએ. પેલા છોકરાને અમે રોવડાવ્યો છે. મારા ભાગના દાગીના લઈ હું મુંબઇ વેચવા આવ્યો. પેલા સાધુ બનેલા સોબતીઓની શોધ કરી પણ પત્તો મળ્યો નહિં. હું દાગીના વેચવાની તૈયારીમાં હતો. આ માંદો પડવાથી કાંઇ કરી શકયો નથી. દાગીના કુંભારવાડીમાં–ઘરમાં ભોંયતળીએ દાટેલા છે. હવે મારાથી બોલી શકાતું નથી. એ છગન–"

આગળ તેનાથી બોલી શકાયું નહિં. તે તદ્દન બેશુદ્ધ થઇને પડયો અને પોલિસ અમલદારની નજર સમક્ષજ તેણે પોતાનો પ્રાણ છોડી દીધો. પોલિસ સુપ્રીન્ટેન્ડંટ તુરતજ ત્યાંથી ચાલતો થયો. પોલિસ અમલદારે અમથો જેમ બોલતો ગયો તેમ તેણે જે કહ્યું તે લખી લીધું હતું. તેણે પોતાની સહી કરી, અને દાક્તરની સહી લીધી. પોતાની સાથે જમાદારને લઇ લાગલોજ તે કુંભારવાડીમાં ગયો. રસ્તા ઉપરથી પંચ બોલાવી લીધી. અમથાએ જે મકાન કહ્યું હતું તેની ઓરડી ઉઘાડી. જે જગ્યો કહી હતી તે જગ્યોએથી દાગીના કાઢયા. દાગીના લઈ તે એકદમ પોલિસ ચોકી ઉપર આવ્યો. લાગલોજ તેણે એક પોલિસ ઇનસ્પેકટરને લક્ષ્મીદાસ શેઠને બોલાવા મોકલ્યો. ગુલાબદાસને સાથે લઇ લક્ષ્મીદાસ શેઠ પોલિસ ચોકી ઉપર આવી પહોંચ્યા. પોલિસ અમલદારે કેટલાક સવાલો પુછ્યા બાદ દાગીના શેઠને બતાવ્યા. શેઠે તુરતજ તે દાગીના પોતાના તરીકે ઓળખ્યા. પછી સુપ્રીન્ટેન્ડંટ લક્ષ્મીદાસને લઇ હોસ્પીટલમાં પાછો આવ્યો. અહિંયાં અમથાની લાશ બતાવવામાં આવતાં પોતાના લગ્ન વખતે કન્યાના કાકા તરીકે જે માણસ પોતાને ઓળખાવતો હતો તેની આ લાશ છે એમ જણાવ્યું. સુપ્રી-

ન્ટેન્ડટે તે પછી અમથાએ મરતી વખતે કરેલું એકરારનામું શેઠને વંચાવ્યું. શેઠની આંખ ઉઘડી ગઈ. અગર જો કે શેઠને લુંટવામાં અને હેરાન કરવામાં અમથાએ કાંઈ પણ બાકી રાખ્યું નહોતું તે છતાં તેની લાશ જોઇ શેઠને દયા આવી. સરકાર મારફતે તે લાશ બાળવામાં આવે તે કરતાં તે લાશ બાળવાનો ખરચ શેઠે ગાંઠથી આપ્યો. તુરતજ સઘળાઓ પોલિસ કમિશ્નર પાસે ગયા અને સુપ્રીન્ટેન્ડંટે બધી હકીકત કમિશ્નરને જણાવી. પોલિસકમીશ્નર સાહેબે છગનને પકડવા માટે અને પેલા બે સાધુઓ નાસી ગયા તે સંબંધી વધારે ખબર મેળવવા સુપ્રીન્ટેન્ડંટને હુકમ કર્યો. દાગીના શેઠને મેજીસ્ટ્રેટ રૂબરૂ બીજે દિવસે સોંપવા ફરમાવ્યું. બીજે દિવસે મળેલા સઘળા દાગીના શેઠને સોંપાયા. દાગીના અડધી ઉપરાંત કિમ્મતના પાછા આવ્યા એથી શેઠને ખુશાલી ઉપજી. લગ્ન માટે અત્યાર સુધી શેઠને એક ચિંતા રહ્યા કરતી હતી કે રખેને જે છોકરી સાથે શેઠે લગ્ન કર્યાં હતાં તે છોકરી પાછી આવી શેઠને સતાવે યાતો શેઠના મર્ણ બાદ સ્થાવર મિલકત ઉપર હક ધરાવવા બહાર આવે. આજે શેઠના મગજ ઉપરથી તે ચિંતા દૂર થઈ. એક તરફથી પોતે ચિંતાથી મુક્ત થયા તેમ બીજા હાથ ઉપર એક છોકરીને બદલે છોકરા સાથે પોતે લગ્ન કર્યાં એ વિચારથી હસવું આવી જતું હતું. લગ્નમાં કાળીદાસનો કેટલો હાથ હતો તે પણ આજે ખુલ્લું જણાઈ આવ્યું. અખંડાનંદ મહારાજ સંબંધી પણ નવું અજવાળું બહાર આવ્યું. ગુલાબદાસે તેજ રાતના સારાભાઇ શેઠ તથા મગનશેઠાણીને બધી હકીકત જણાવી. મગનશેઠાણી મહારાજની પૂર્વ હકીકત જાણી ચમકી ગઈ. ખરેખર પોતે કેવા ઠગારાના હાથમાં સપડાઇ હતી તેનું તેને હવે ભાન થયું. અખંડાનંદ મહારાજ સંબંધી સઘળી હકીકત પોલિસ સુપ્રીન્ટેન્ડંટને આપવામાં આવી ત્યારે તે પણ મુંબઇમાં મહારાજ કેવા ઠગાયા તે જોઈ અજાયબ થયો.

અમથાના મરણ પછી થોડે દિવસે થાણાની જેલમાં કાળીદાસ પણ મરણ પામ્યાની ખબર મળી.

કાળીદાસ કેદમાં પડયા પછી થોડા વખતમાં તેની નાદુરસ્ત તબીયતને લીધે તેની પાસે હલકું કામ કરાવવામાં આવતું હતું. કાળીદાસે મરતા પહેલાં કેદખાનામાંથી એક પત્ર લક્ષ્મીદાસ શેઠ ઉપર લખ્યો હતો, જેમાં તેણે પોતાની સઘળી વિગતો જણાવી હતી. તે નીચે મુજબ હતોઃ—

**" મુરબ્બી શેઠ લક્ષ્મીદાસ !**

મનુષ્ય માત્રને પોતાના કર્મનો બદલો આ દુનિયામાંજ મળે છે. કેટલાક મનુષ્યો ધારે છે કે મનુષ્યને પોતાના મરણ પછી સ્વર્ગ અને મૃત્યુ લોકમાં જવું પડે છે, પણ શેઠ, મારા દાખલામાં તો મારા કર્મના બદલામાં મને જીવતાંજ નર્ક મળ્યું છે. મને બ્રિટીશ ન્યાયની અદાલતમાં બિન ગુન્હે સજા થઇ છે એમ જો જણાવું તો મારૂં કોઇ માને તેમ નથી; પણ એટલું તો મારે કબુલ કરવું જોઇએ કે મારા કર્મના બદલામાં મને જે શિક્ષા પરમ કૃપાળુ પરમાત્મા તરફથી થઈ છે તે ઘણી થોડી છે. શેઠ, મારી જીંદગીમાં મારા ઉપર તમે અનેક ઉપકાર કર્યા છે પણ તેનો બદલો ભલામાં વાળવાને બદલે મેં મૂર્ખે આપને ખોટે રસ્તે દોરવી દુઃખી કર્યા છે. શેઠ, આપે ભોળપણમાં મારા ઉપર જે અંધશ્રદ્ધા રાખી તેવી હવેથી કોઇ ઉપર રાખતા નહિ. મુંબઈમાં ડગલે અને પગલે મારા જેવા કાળા સર્પો રખડતા ફરે છે. મારે જણાવવું જોઇએ કે આપના ભત્રિજા ગુલાબદાસ અને તેની પવિત્ર પત્ની સરસ્વતીને હેરાન કરી તમારાથી વિખુટાં કરાવવામાં મેં જે ભાગ ભજવ્યો હતો તેનો મને પૂર્ણ પશ્ચાતાપ થાય છે. આપ તેમને આપના બંગલામાં પાછાં લાવી સુખી થાઓ એવું પરમાત્મા પાસે મારૂં માગવું છે. શેઠ, આ કેદખાનામાંથી હું બચું તેમ લાગતું નથી. મરતા પહેલાં મારા પાપના પશ્ચાતાપ કરવા માટે

મારૂં આખું જીવન આપને લખી જણાવું છું. હું વડોદરાનો રહેનારો છું. મારો બાપ મને નાનો મૂકી મર્ણ પામ્યો હતો. નાનપણથી મારી માતાને મેં દુઃખ દેવું શરૂ કર્યું. દરરોજ ઘરમાંથી કાંઇને કાંઈ ચોરી કરી ઉઠાવી જાઉં. વૃદ્ધ માતા દાગીના સંતાડે છે તેવો વહેમ જવાથી મેં દુષ્ટે એક રાતના તેને પૂરી કરી નાંખી. અરેરે ! માતૃહત્યા કરનાર કદી પણ સુખી થાય છે કે ? દાગીના તો કાંઇ નિકળ્યા નહિ અને મારા દુઃખની શરૂઆત તે દિવસથી થઈ. દરરોજ મને ઉંઘ આવતી નથી. રાતના ઝબકી ઉઠું છું અને મારી માતાને દાંત કચકચાવતી મારી સામે ઉભેલી જોઉં છું. આ અરસામાંજ શ્યામળી જેણે મને કેદમાં નંખાવ્યો છે તેની દોસ્તી પડી. મારી માતાને મેં મારી નાંખી છે તે બિના એ રાંડ જાણતી હતી. તે રાંડને ઉંધું ચતું સમજાવી તેની માતાના દાગીના ચોરાવી મુંબઇ લગ્ન કરવાને બ્હાને લઈ આવ્યો. મુંબઈમાં પુનર્વિવાહના આગેવાનો ગમે તેનાં પુનર્લગ્ન કરી આપે છે એમ મારો ખ્યાલ હતો પણ તેમાં હું ઠગાયો. મારી ઓળખાણ માગી. કોઈ પણ આબરૂદાર ગૃહસ્થની ઓળખાણ મારાથી આપી નહિ શકાયાથી મારાં શ્યામળી સાથે લગ્ન કરી આપવાને ના પાડી. આ વખતે મુંબઈમાં જો કે હું શેર બજારમાં જતો આવતો હતો તો પણ શ્યામળીનેજ ફોલી ખાતો હતો. તે અરસામાં તમારી ઓળખાણ પડી. મેં તમારી સાથે કેવી વર્તણુંક ચલાવી તે વિષે લખી આપને હું દુઃખી કરવા માગતો નથી. રાંડ શ્યામળીને મેં ઠગી અને તેણે મને ઠગ્યો. હું શ્યામળીનો વાંક તેમાં કાઢતો નથી પણ મારા કર્મનો બદલો હું ભોગવું છું. તમારો જે વિશ્વાસઘાત કર્યો છે તે માટે હું ક્ષમા ચાહું છું. મારા જીવનની યાત્રા હવે પૂરી થવા આવી છે. મારાં સઘળાં પાપોનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે મને પરમાત્મા હજુ કેમ જીવવા દે છે એજ અજાયબી છે. મારી કલમે હવે વધુ ચાલી શકતી નથી પણ એટલુંજ જણાવું છું કે જે મનુષ્યો

મદમાં છકી અનેક પ્રકારનાં પાપો કરવા ડરતા નથી તેવા મનુષ્યો-માંનો હું એક હતો. પણ આજે હવે મારી ખાત્રી થઇ ચુકી છે કે પરમાત્મા ગુપ્તમાં ગુપ્ત કરેલાં પાપની પણ શિક્ષા આપે છે અને તે શિક્ષા મનુષ્યને આ દુનિયામાંજ ભોગવવી પડે છે.”

શેઠને આ કાગળ ટપાલમાં મળ્યો. શેઠે વાંચી તે ગુલાબદાસને આપ્યો. કાળીદાસ આટલો પાપી હશે એમ શેઠના સ્વપ્નામાં પણ નહોતું. જે માણસ માતૃહત્યા કરવાને પણ ડરેલો નહિ તે ગમે તેવાં પાપ કરે તેમાં નવાઇ નહોતી. આ પત્ર મળવા પછી બે ત્રણ દિવસે શેઠને જેલના સત્તાવાળા તરફથી પત્ર મળ્યો. તેમાં કાળીદાસ મર્ણ પામ્યો હતો એવી ખબર હતી. આ પ્રમાણે શ્યામળી ઉપર લાભ લેતાં પોતાના કર્મનો પશ્ચાતાપ કરતો આ દુનિયા છોડી ગયો. કાળી-દાસના મર્ણની ખબર કેટલેક દિવસે શ્યામળીને મળી. મુંબઈમાં થોડા દિવસ રખડી તે વડોદરે પાછી ગઇ. ગમે તેટલી છોકરી ખરાબ નિકળી તો પણ વૃદ્ધ માતાએ તેને ઘરમાં પાછી દાખલ કરી. કાળી-દાસથી પૂરી ઠગાયલી હોવાથી ફરી આડે રસ્તે જવાનો વિચાર તેણે કદી કર્યો નહિ. થોડા વખતમાં તેની માતા મરણ પામી અને તે વડોદરા છોડી કાશી તરફ નાસી ગઈ, જ્યાં આજે તે ભીખ માગી પેટનું પુરૂં કરે છે.

વાંચનાર, હવે આપણે આપણી વાર્તાના છેડા તરફ આવતા જઇએ છીએ. શેઠના લગ્નનો પડદો ઉંચકાઈ ગયો છે. કાળીદાસ કાળાં કૃત્યો કરી કિરતારની હજુરમાં પહોંચી ગયો છે, અખંડાનંદ મહારાજની હવે એક વખત મુલાકાત લેવાની બાકી છે. નાસીકના પવિત્ર સ્થળમાં આવતી વખતે એમને મળશું, કે જ્યાં શેઠ છોટા-લાલની વિધવા પુત્રી માટે આપણે જવાનું છે. ત્યાં લાલદાસ પણ આવવાનો છે.



# પ્રકરણ ૨૭ મું.

## વહુને વશ કરવાની યુક્તિ.

ઘણા હિંદુ સંસારો આજે પાયમાલ થાય છે તેનું કારણ ફક્ત એટલુંજ છે કે કુટુંબોમાં કુસંપનો કીડો પેઠેલો હોય છે. આ કુસંપના કીડાની શરૂઆત સાસુ વહુથી થાય છે. સાસુ, વહુ પ્રત્યેની પોતાની ફરજ અને વહુ, સાસુ પ્રત્યેની પોતાની ફરજ બરાબર ન સમજવાથી જે કલહનો અગ્નિ પેદા થાય છે તેમાં કુટુંબોનાં કુટુંબો નાશ થાય છે. સરસ્વતીએ જો કે સાસુ વેઠેલી નહિ હોવા છતાં સાસુ પ્રત્યેની વહુની શું ફરજ છે તે તે બરાબર સમજતી હતી. લાલદાસની માતુશ્રી ધનલક્ષ્મી સરસ્વતીની સાથે થોડા દિવસ રહેવા આવી હતી. પોતાની વહુ તારાગવરીથી તે તદ્દન કંટાળી ગઇ હતી. મોતીની બંગડીવાળા છેલ્લા બનાવ પછી સાસુ વહુ ફરીથી બોલતાં થયાં નહોતાં. હાલ તરત તો ત્રણ જણાં ત્રણ ઘેર વહેંચાઇ ગયાં હતાં. લાલદાસ સારાભાઇ શેઠને બંગલે રહેવા ગયો હતો. તારાગવરી પોતાને પિયેર ગઇ હતી; અને ડોસી સરસ્વતી સાથે થોડા દિવસ રહેવા આવી હતી. એક દિવસ બપોરના સરસ્વતી કાંઇ શિવતી બેઠી હતી અને ડોસી પાસે બેઠી હતી. સરસ્વતીએ લાગ જોઇ સવાલ કર્યો " કાકીજી, તમે આ થોડા દિવસ થયાં આવ્યાં છો તો અમોને કેટલું ગમે છે. કહેવત છે કે ઘરડા વગરનું ઘર નહિ તે શું ખોટું છે? તમોને પૂછવાથી કેટલી ખબર મળે છે? મારે માથે સાસુ નહિ હોવાથી મને ઘણી વખત મુઝાવું પડે છે. "

ધનલક્ષ્મી આકરા સ્વભાવની હતી. સરસ્વતી આ પ્રમાણે બોલી

એટલે તેને પોતાની વહુ યાદ આવી અને બોલી—" બહેન, તને તારી સાસુ યાદ આવે છે પણ જેને સાસુ હોય છે તેને તો એમ થાય છે કે ક્યારે સાસુ મરે કે સ્વતંત્ર થાઉં ?"

" કાકીજી, દરેક વહુને સાસુના હાથ નીચે નવું નવું રહેતાં એમજ લાગે છે. પણ સાસુ મરી ગયા પછીજ સાસુની ખરી કિંમત માલમ પડે છે. નવી નવી વહુ પારકા ઘરમાં આવી હોય એટલે પ્રથમ તો તેનો સાસરીઆં સાથે જીવ મળેલો હોતો નથી. તેમાં વળી કેટલીક સાસુઓ સાસુપણું ચલાવવા જાય છે એટલે વહુઓને એમજ લાગે છે કે ક્યારે સાસુ મરે અને હું સ્વતંત્ર થાઉં."

" બહેન, તું તો નવી નવી વહુઓની વાત કરે છે પણ મ્હારા ઘરમાં આજ દશ દશ વરસ થયાં આવેલી છે પણ તેને મારૂં મોઢું બિલકુલ ગમતું નથી. જેમ આજે આપણે બે જણ હસી ખુશીથી બેઠાં છીએ તેમ હું મારા જનમારામાં પણ બેઠી નથી."

સરસ્વતીએ જોઇ લીધું કે સાસુ વહુને બનતું નથી તેથી સાસુને ઘણું લાગે છે; તેથી તે ઠાવકું મોઢું કરી બોલી—" તમારો સ્વભાવ મને તો ઘણો ગમે છે. કોણ જાણે તમારી વહુને કેમ ગમતો નહિ હોય ? પણ કાકીજી, બીજે ઠેકાણે જે સાસુ વહુની મારામારી થાય છે તેમાં તો મને સાસુનો વાંક ઘણો જણાય છે. સાસુઓ એમજ સમજે છે કે સાસુ ભાગે તે ઠીકરાં અને વહુ ભાગે તે કલેડાં. વહુ બિચારીથી જરા નુકસાન થયું કે એકદમ તેના ઉપર ઉતરી પડે છે, અને તેનાં પિયેરીયાંને એવાં તો ભાંડી નાંખે છે કે તે બિચારાંએ છોકરી આપી તેનો બદલો મળે છે. સાસુઓ એમજ સમજે કે જેમ વહુને દબાવીશું તેમ વહુ તાબામાં રહેશે પણ વહુ તો ધીમે ધીમે નફ્ફટ થઇ જાય છે, અને પછી સાસુને માથે છાણાં થાપે છે."

સરસ્વતી જો કે બીજી સાસુને ઉદ્દેશી બોલી હતી પણ ખરેખર

ઉપલાં વાક્યો અક્ષરે અક્ષર ધનલક્ષ્મીને લાગુ પડતાં હતાં. ડોસી જેમ આકરા સ્વભાવની હતી તેમ ભોળી હતી. ઉપલાં વાક્યો પોતા માટે છે તેમ તે સમજી શકી નહિ પણ બીજી સાસુઓ આવી હોય છે એ બરાબર છે એમ માની તે બોલી—"સરસ્વતી, સાસુઓ ખરાબ હોતી નથી એની હું કાંઈ ના કહેતી નથી. વહુઓ સાસુઓના વાંક કાઢે છે પણ ઈશ્વર કરેને તું સાસુ થાય તોજ માલમ પડશે કે વહુઓ પણ કેવી મળે છે. તું વહુઓનું ઉપરાણું તાણે છે પણ સઘળી વહુઓ તારા જેવી હોતી નથી. આ લક્ષ્મીદાસ શેઠે તમોને દુઃખ દીધું તોએ તમે એક શબ્દ બોલ્યાં નહિ અને છેવટે શેઠનેજ પસ્તાવો થયો, અને તમોને બોલાવી સઘળું સોંપ્યું; પણ બીજી વહુઓ તો સાસુના દહાડા ઉપરજ ટાંપી રહે છે. દહાડો હાથમાં આવ્યો તો સાસુને ખારૂં પાણી પણ છાંટે નહિ. મેં મુઈએ મારી માયા પુંજી છોકરાને સ્વાધિન કરી ત્યારેજ આજે મારે પસ્તાવું પડે છે; અને વહુ રાણી થનથન કરે છે. મારી લીલીની સાસુ કેવી જબરી છે કે બધું પગ તળે દાબી બેઠી છે અને વહુને અડધી અડધી માટે બુમ મરાવે છે."

"કાકીજી, તમારે મોઢેજ તમારો ઈનસાફ થયો. લીલીની સાસુ દબાવી બેઠી છે અને પાઈ પણ નથી આપતી તે તમે પોતેજ વખોડો છો, જ્યારે તમે આપી બેઠાં છો તેને માટે તમે પસ્તાઓ છો. મારા વિચાર પ્રમાણે સાસુઓએ મિલકત આપવી ન જોઇએ તેમ વહુને પઈ પઈની બુમ મરાવવી પણ ન જોઇએ. વહુની પરીક્ષા કર્યા વગર તમે પુંજી આપી દીધી તે તમારી ભૂલ અને ગરીબ ગાય જેવી લીલીને તેની સાસુ સંતાપે છે તે તેની પણ ભૂલ છે. સાસુએ વહુની ચોરી રાખવી નહિ જોઇએ અને વહુએ સાસુને પોતાની માતા માફક ગણવી જોઇએ. વહુએ સાસરેથી લઈ જઇ પિયર ભરવું ન જોઇએ તેમ સાસુઓએ વહુને રડાવી દીકરીનાં ઘર ભરવાં ન જોઇએ."

"સરસ્વતી, તું કહે છે તે અક્ષરે અક્ષર ખરૂં છે; પણ જ્યારે વહુઓ બહુ સંતાપે ત્યારે તો એ વહુ ઉપર એવો ગુસ્સો થાય છે કે દીકરીને તો શું પણ દીકરી ન હોય તો સઘળી પુંજી મંદિરમાં આપી જવી પણ વહુને તો નજ આપવી."

"જ્યારે સાસુ એમ કહે ત્યારે એ સાસુ મરે એમ ઇચ્છવામાં વહુ ખોટી છે?"

"વહુ સાસુને મરવાનું ઇચ્છે તે પહેલાંજ મારા જેવી સાસુને એમ થાય છે કે ક્યારે મોત આવે અને આ સંતાપમાંથી છુટું; પણ સુતરનો તાંતણો નથી કે તોડી નાંખું. જે ઘરમાં આપની સત્તા નહિ તે ઘરમાં રહેવું શું કામનું? પુંજી માયા જે કાંઈ હતી તે તો આપી બેઠી છું અને થોડું ઘણું છે તે છોકરીને આપી હું તો ગોકુળવાસ કરવાનો વિચાર કરૂં છું."

"કાકીજી, તમે જ્યારે બોલો છો ત્યારે મને એક તરફથી તમારી દયા આવે છે અને બીજી તરફથી હસવું આવે છે. આ તો બુઢ્ઢે ડોસો અને ચાર છોકરા જેવી વાત થઇ. તમે કહો છો તે પ્રમાણે તારાગવરી તમારા પૈસાની સગી છે તો તો તારાગવરીને ઠેકાણે લાવી નાંખવી કાંઈ અઘરી નથી. તમોને ખબર નહિ હોય કે એક બુઢ્ઢો હતો તેને ચાર છોકરા હતા. ડોસા ઉપર ચારે છોકરા અને વહુઓ સારૂં હેત બતાવતાં હતાં તેથી ડોસાએ પોતાનો બુઢાપો થવાથી પોતાની પાસેની સઘળી પુંજી છોકરાઓને વહેંચી આપી; પણ જે દિવસથી પુંજી વહેંચાઇ તે દિવસથી ઘરમાં રંગ બદલાયો. જે ચાર વહુઓ ડોસા ઉપર મરી ફીટતી હતી તેજ વહુઓ ડોસા સામુ ફરકીને પણ જોવા લાગી નહિ. ડોસાને તમે કહો છો તેમ વહુઓ ખારૂં પાણી પણ છાંટવા લાગી નહિ. ડોસો ગભરાયો અને શું કરવું તે સુજે નહિ. એક દિવસે તેણે પોતાના એક સોની મિત્રની

સલાહ લીધી. સોનીએ કહ્યું કે જે થયું તે થયું પણ હવે તેનો ઉપાય હું બતાવું તેમ કરો. આજે થોડા પથરા, લોઢાથી ભરેલી એક પેટી મજુરને માથે ઉંચકાવી ઘેર લઇ જાઓ. તેની કુંચી તમારી પાસેથી દૂર રાખતા નહિ. જુઓ તેની શું અસર થાય છે તે મને બે ત્રણ દિવસમાં કહેજો. ડોસો તે પ્રમાણે તે દિવસે એક પેટી ઉંચકાવી ઘેર લઈ ગયો; પણ તે દિવસથી ઘરમાં રંગ બદલાયો. વહુઓએ ડોસો બીજે દિવસે બહાર ગયો એટલે ડોસાની પેટી ઉંચકી જોઈ તો ઘણી ભારે જણાઇ. વહુઓની ખાત્રી થઈ કે ડોસાએ બધી પુંજી કાંઈ વહેંચી દીધી નથી અને જે ડોસાની સારી નોકરી કરશે તેને ડોસો આ બાકીની પુંજી આપી જશે, માટે બીજે દિવસથી સસરાની સેવા કરવામાં એક બીજાની હરીફાઇ કરવા લાગી. ડોસો સુખી થઇ ગયો. બે ચાર દિવસ રહી સોની પાસે જઈ બધી હકીકત કહી. સોનીએ કહ્યું એક ચીઠ્ઠી લખ. તેમાં લખી મૂક કે મેં મારી ખરી પુંજી આપી દીધી તેથી મને વહુઓએ જે દુઃખ આપ્યું તેના બદલામાં આ ચાર પથરા પેટીમાં છે તે ચાર વહુઓએ વહેંચી લેવા. થોડો વખત રહી ડોસો મરી ગયો તો વહુઓએ ઉમંગમાં અને ઉમંગમાં પેટી ઉઘાડી તો ચાર પથરા અને ચીઠ્ઠી મળી. વાંચીને ડોસાની આ યુક્તિ જોઈ આ ચારે જણીઓ પસ્તાઇ. જો તારાગવરી તમે કહો છો તેમ તમારા પૈસાની સગી છે તો તારાગવરીને છેતરવાને ઘણાએ રસ્તા છે."

ડોસી સરસ્વતીએ કહેલી વાતથી હસી પડી અને બોલીઃ— "સરસ્વતી, ખરેખર તારા જેવી શાણી વહુ મળી હોય તો મને શું જોઇએ. તેં જેમ ડોસાની હકીકત કહી તેવી મારી સ્થિતી થઈ છે, પણ ડોસાને જેમ સોની મળ્યો તેમ મને કોઈ સોની મળતો નથી."

"કાકીજી ગભરાઓ નહિ, તારાગવરીને ઠેકાણે લાવવી એ કાંઈ મુશ્કેલ વાત નથી. મારી દેરાણીને હું બરાબર ઓળખતી નથી, તોપણ

તમારી વાત ઉપરથી જણાય છે કે તમે પુંજી આપી દીધી તેથી તે તમારી ઓશીઆળી મટી ગઈ છે; પણ લાલદાસભાઈની મતિ જ્યાં લગણુ ફરી નથી ત્યાં લગણુ તો વહુને એક ચપટીમાં ઠેકાણે લાવી નાંખીશ. લાલદાસ પણુ વહુથી કંટાળી ગયા છે."

વળી લાલદાસનું નામ આવતાં ડોસીનો ગુસ્સો તપી ગયો અને બોલીઃ-" અરે ! લાલદાસ જો બરાબર હોય તો પછી પૂછવું શું ? એને તો બૈરીએ ભુરકી નાંખી છે. બૈરી જેટલું પાણી પાય તેટલું પીએ છે. આજકાલના છોકરા એવા બાયલા થઇ ગયા છે કે શેઠાણી બોલ્યાં તે સવાવીસ અને મા બિચારી કયા ખૂણામાં સડે છે તેની દરકાર પણ નહિ !"

સરસ્વતી બોલી-કાકીજી, વળી પાછો તમારી સાથે મને વાંધો પડયો. સાસુની વિરૂદ્ધ મેં વહુનું ઉપરાણું તાણ્યું એમ તમે બોલ્યાં હતાં; તેમ વળી મા વિરૂદ્ધ દીકરાનું મારે ઉપરાણું તાણવું પડશે. છોકરાઓ બાયલા થઇ ગયા છે એમ તમે જે કહો છો તે તમારી નજરે કદાચ વ્યાજબી હશે પણ માવડીમુખા છોકરા તમોને શું પસંદ છે ? મા અને બહેનોની શિખવણીથી વહુઓને જે ટીપે છે તે છોકરાઓ તમોને પસંદ છે ? જે નબળા પોચા છોકરાઓનો લાભ લઇ સાસુઓ છોકરાની મારફત વહુને ટીપાવે છે તે શું તમોને ખબર નથી ?"

"સરસ્વતી, તારાથી હારી. તારે માથે સાસુ નહિ હતી તે છતાં દુનિયાનો જે અનુભવ તેં મેળવ્યો છે તે ખરેખર મારા જેવી બુઢ્ઢીને પણ દિંગ કરે છે. તારા અનુભવથી મારી વહુને સુધાર તો આ દુનિયામાં મારે બીજું કાંઇ જોઇતું નથી."

"કાકીજી, માઠું લગાડતાં નહિ. હંમેશાં બે હાથ વગર કદી તાળી પડતી નથી. તમારા ઘરમાં જે ટંટા થતા હશે તેમાં તારા-

ગવરીનો વધુ વાંક હશે તો થોડો ઘણો તમારો પણ હશે. દરેક માણસ પોતાનો વાંક જાણતો નથી. તમારા જેવા વૃદ્ધને હું શિખામણ આપવાને લાયક નથી તોપણ કાંઇક તમારો, કાંઇક લાલદાસનો અને મોટે ભાગે વહુનો વાંક હશે, તેથીજ લડાઇ થતી હશે. જ્યારે તમારી ઇચ્છા છે કે મારે આગળ પડી સુલેહ કરાવવી તો તે કામ હું માથે ઉઠાવું છું. તમોને ખબર છે કે લોભીયા હોય ત્યાં ધુતારા ભુખે મરે નહિ. થોડા દિવસ ઉપર મગનશેઠાણીને ઠગવા આવેલા અખંડાનંદ સ્વામીને ખોટા દાગીનાથી અમે કેવા ઠગ્યા તે તમોને ખબર છે. તે દિવસે ખોટા દાગીના લાલદાસભાઈ લઈ આવ્યા હતા તેમ હું મારા ઘરમાં કહીશ અને હાલ મોતીના ભાવ ઘટી ગયા છે એમ કહી તમે એની મારફત થોડી મોતીની કંઠીઓ ખરીદજો. રૂપીયા અમે તમોને આપશું તેજ તમે અમોને પાછા આપજો. થોડાક નોટોના ચોડા રાખી મુકજો. આ બધું વહુની રૂબરૂ કરજો કે વહુ સમજશે કે હજુ ડોસી પાસે તો ઘણું છે. એક મોતીની બંગડી ગઇ તેમાં શું થયું પણ મોતીની કંઠીઓ છે, અને છોકરીને આપી દેશે તો હું રખડી જઇશ એટલે જોજો વહુ કેવી વળગતી આવે છે. ફક્ત તમારે ઠાવકાપણું ધારણ કરી વહુને એક કડવો સખુન આજ પછી કહેવો નહિ. જુવો તમારો સંસાર કેવો સુધરી જાય છે."

"સરસ્વતી, તેં યુક્તિ તો સારી કાઢી છે પણ મારી પાસે રૂપીયા છે એમ લાલદાસને તે વહુ કહેશે તો તે મારી પુંઠે લાગશે. મોતીના ભાવ બેસી ગયા છે તેથી ઉલટાં મોતી ખરીદવાં એ ખોટું કર્યું એમ કહેશે."

"કાકીજી, એ ફીકર ન કરો. લાલદાસને હવે પૈસાની ભુખ રહેશે નહિ. અત્યાર સુધી તેઓ ઉદ્યોગ વગરના હતા તેથી આવી બાબતમાં માથું મારતા હતા પણ હવે શેઠ સારાભાઇ સાથે તેઓ

ભાગીદાર થયેલા છે એટલે તેને પૈસાની દરકાર રહેશે નહિ અને બીજા હાથ ઉપર તેમની સલાહથી કામ કરે છે એમ લાલદાસ જાણશે એટલે તે કાંઇ બોલશે નહિ."

"સરસ્વતી, તારામાં આટલું પાણી હશે એમ હું ધારતી નહોતી. તારા જેવી ભણેલીઓ માટે અત્યાર સુધી મને ઘણો ખરાબ વિચાર હતો, પણ ઘર ભાંગવાને બદલે આજે મારૂં ઘર તું સાંધવા બેઠી છે તે જોઈ હું વિચારમાં પડી ગઇ છું."

"કાકીજી, કોઈના ઘરમાં કલહ કરાવવો તે કાંઇ સારૂં છે? શું ભણેલાં એટલાં ખરાબ છે? કેળવણી લીધાથી તો કેટલો ફાયદો છે. ઉલટાં અજ્ઞાન બૈરાં એકઠાં થાય ત્યાં તેઓ પેલી કહેવત 'ચાર મળે ચોટલા ત્યાં વાળે ઓટલા' તે પ્રમાણે લોકોનાં ઘર ભાંગી ઉઠે છે. તમે તમારે જોયા કરો. તમારી વહુ તમારી પાસે પગે લાગતી આવે અને તમોને ઘેર લઇ જાય પછી તમોને શું જોઇએ?"

"બહેન એ દિવસ ક્યાં કે મીયાંકે પાંઉમેં જુતી. મારી વહુ મને પગે લાગે અને મને ઘેર લઇ જાય તો પછી તારા પગ ધોઇને હું પુજીશ અને બલદેવજીને સવા મણનો હાંડો કરીશ."

"કાકીજી, તમે મારા કહ્યા પ્રમાણે ચાલ્યા કરશો તો કેવી ગમ્મત આવે છે તે જુવો. મારા પગ ધોવાની વાત તો દૂર રહી પણ તમે સાસુ વહુ એક થશો ત્યારે મને ભૂલી નહિ જતાં એટલુંજ હું કહું છું."

એટલામાં બહારથી લક્ષ્મીદાસ શેઠ આવ્યા એટલે વાત ત્યાં મૂકી બપોરની ચહા માટે બંદોબસ્ત કરવા સરસ્વતી ઉઠી. બિચારી ડોસી તો આજની વાતથી દીંગજ થઇ ગઇ. તારાગવરી જેવી વહુ તાબે થાય એ હજુ પણ સ્વપ્નું લાગતું હતું. હવે આપણે જોવાનું છે કે તારાગવરી તાબે થાય છે કે નહિ?



# પ્રકરણ ૨૮ મું.

## સાસુને વશ કરવાનો મંત્ર.

જગતનો નિયમ છે કે બે હાથ વગર તાળી પડતી નથી. દરેક ટંટા યા મારામારીમાં બેમાંથી એક પક્ષ નરમ ગરમ થાય તોજ ટંટો પતી જાય છે, પણ આજે દુનિયામાં હું પણું વધી ગયું છે. દરેક માણસ પોતાને મનમાં મોટો સમજે છે, એટલુંજ નહિ પણ દરેકને પોતાથી હલકા પાડવાને પ્રયત્ન કરે છે અને તેથીજ આજે દુનિયામાં નાના પ્રકારના ટંટાઓ ચાલ્યા કરે છે. ઘર કુટુંબમાં પહેલો ટંટો તપાસીએ. સાસુ અને વહુ વચ્ચે જ્યારે ટંટો શરૂ થાય છે ત્યારે સાસુ જાણે છે કે ઘરમાં સર્વોપરી હું છું, આ વહુ મારી લાવેલી છે અને શું તે મારે માથે ચઢી જાય? વહુ જાણે છે કે ડોસી ઘરડી થઇ અને હવે શું સમજે? ઘર તો મારૂં છે. ડોસીએ હવે શા માટે વચ્ચે ટકટક કરવી જોઇએ. સાસુ એક શબ્દ બોલે તો વહુ સામી દશ શબ્દ બોલે અને તકરાર દરરોજ વધતી જાય. તમારે જોઇએ તો દરેક કુટુંબમાં તપાસી આવો, પછી ચાહે તો તે શ્રીમંત હોય કે ગરીબ હોય પણ જ્યાં સાસુ વહુ વચ્ચે આવા વિચાર ચાલતા હશે ત્યાં મારામારી થયા વગર રહેતી નહિ હોય. બન્નેમાંથી એક પક્ષ પણ ગરમ નરમ થયા કરે તો તકરાર કદી પણ આગળ ચાલે નહિ. લાલદાસની માતા અને તેની સ્ત્રી વચ્ચે જે મારામારી થતી હતી તેનું કારણ પણ આજ હતું. ડોસી પોતાની સત્તા છોડવા માગતી નહોતી તેમ વહુ પોતાની સત્તા સ્થાપવા માગતી હતી. ગયા પ્રકરણમાં આપણે ડોસીને કેટલેક અંશે વાળી ગયા છીએ પણ વહુને

વાળવાનું કામ ઘણું કઠણુ હતું. તેનાં અનેક કારણોમાં એક તો તે બ્રહ્મઅક્ષર લખી કે વાંચી જાણુતી નહોતી, તેમ જબરી હઠીલી અને જુવાનીના તોરમાં આવેલી વહેમી સ્ત્રી હતી. એક બે વખત મગનશેઠાણીએ તેને બોલાવી કસી જોઈ હતી. સરસ્વતીએ ડોસીને નરમ પાડયા પછી બપોરના મગનશેઠાણીએ સરસ્વતીને ટેલીફોન કર્યો કે તારાગવરી આવી છે. સરસ્વતી તરતજ મગનશેઠાણીને ત્યાં ગઇ. કેટલીક વાતચીત થયા પછી હળવે રહીને મગનશેઠાણીએ આજકાલની સાસુઓ સંબંધી વાત છેડી.

તારાગવરીને એક તો પોતાની સાસુ ઉપર ગુસ્સો હતો અને તે ધારતી હતી કે મારી સાસુએ મારી વિરૂદ્ધ સરસ્વતીના કાન ભંભેર્યા હશે તેથી સાસુ કેવાં છે. તે કહી સંભળાવવાની આ તક ઉત્તમ છે એમ ધારી તે બોલી—" અરે તોબા, મારા જેવી સાસુ મળી હોય તોજ આજ કાલની સાસુનો પૂરો અનુભવ મળે. મારી સાસુની આંખમાં એવો તો શનિશ્ચર છે જે મને દેખે કે તેમને ટાઢીયો તાવ આવે છે. જ્યારે વહુને દુઃખ દેવું હતું તો મોટા ઉપાડે સાસુઓ પરણાવવા શું કરવા નિકળતી હશે? મારા લગ્નને દશ વરસ થયાં તેમાં એક દિવસ મેં એવો નથી જોયો કે જે દિવસે બે કપડાં સાસુએ મને અપાવ્યાં હોય. ધણી અપાવે તોએ એવો બડબડાટ શરૂ થાય કે બે દિવસ ઘરમાં અન્ન પણુ ન ભાવે. સરસ્વતી બ્હેન, તમેજ કહોની કે મારી ગરીબ માતા ક્યાં સુધી કપડાં કર્યા કરે ? "

સરસ્વતી મહા ચકોર હતી. તારાગવરીના આટલા ભાષણુ ઉપરથીજ તારાગવરી કેવા સ્વભાવની સ્ત્રી છે તે તે પામી ગઇ. તારાગવરીનો જરા પક્ષ તાણુવાથી તે જરૂર ફુલી જશે એમ ધારી તે બોલી—" હા, ગરીબ માબાપ તો બાજુએ રહ્યાં પણુ શ્રીમંત માબાપો બારીને ક્યાં સુધી પુરૂં કર્યા કરે? વહુ સાસરે રહેતી થાય કે કપડાં-

હતાં કરાવવાની ફરજ સાસરીયાંની છે. "

" બહેન સાચું કહ્યું. આ તો જેમ એની દીકરીને ચોરી ચોરીને પોતે આપે છે તેમ મારી મા નથી આપતી તેથીજ પેટમાં દુઃખે છે. મારો ભાઇ ટુંક પગાર લાવે તેમાં ઘર ખર્ચ માંડમાંડ ચાલે તો પછી બહેનોને ક્યાંથી આપે ? મારી માને રોજ ભિખારડી કરીને ગાળો દીધા કરે છે. "

" હા, એ પણ તારી ફરીયાદ ખરી છે. આપણા હિંદુ લોકોમાં વહેવાઇ કર્યા એટલે એક દુશ્મન ઉભા કર્યા બરોબર છે. બૈરીનાં પિયેરીઆંને સાસુ અને પતિ બન્ને ગાળો ભાંડયા કરે છે. છોકરી આપી તેથી કાંઇ તે બિચારાઓએ ગુન્હેગારી નથી કરી. "

તારાગવરીએ અત્યાર સુધી પોતાના પતિને મોંઢે સરસ્વતીનાં વખાણ સાંભળ્યાં હતાં પણ જ્યારથી સરસ્વતી પાસે તેનાં સાસુ રહેવા ગયાં ત્યારથી તે સરસ્વતી ઉપર ગુસ્સે હતી; પણ આજે સરસ્વતીએ સાસુને બદલે પોતાની પક્ષ લીધી તે જોઇ તે તેના ઉપર ખુશી ખુશી થઇ ગઈ અને બોલી–" બહેન, મારી સાસુ પણ હમેશાં પિયેરીઆં-ઓને ગાળો દેતાં હોવાથીજ મારે તકરાર થાય છે. મારી સાસુ મને ચાર શબ્દો કહે તો તે હું સાંભળી રહું પણ મારાં પિયેરીઆંને કહે તે તો એક શબ્દ ન સાંભળું. મને શું મારાં પિયેરીઆં વહાલાં નહિ હોય ? "

સરસ્વતીને લાગ્યું કે તારાગવરી ઠેકાણે આવી શકે તેમ છે; તેથી જરા બાજુ મરડી બોલી–" ઘણી સાસુઓ વહુને દુઃખ દે છે તે વાત ખરી છે, પણ વહુઓ પણ સાસુને દુઃખ દેવામાં બાકી રાખતી નથી. તારાગવરી હું તારે માટે કહેતી નથી પણ ઘણી વહુઓ આજે સાસુઓ ક્યારે મરે તેની બાધાઓ માને છે. જે સાસુએ નવ માસ સુધી કષ્ટ વેઠી બાળકનો જન્મ આપ્યો,

અનેક સંકટો ખમી તે બાળકને મોટા કર્યો, પોતાના દાગીના વેચી તેને પરણાવી વહુ લાવી આપી, અને તે છોકરો માતાને તજી વહુના હાથમાં નાચે અને વહુ સાસુને માંથે છાણાં થાપે ત્યારે સાસુને લાગી આવે એમાં નવાઇ નથી. સાસુએ વહુની તાબેદારી કરવા માટે છોકરાને ઉછેરી મોટો કર્યો નહોતો. સાસુઓ બિચારી પોતાના પેટના છોકરાને શું કહી શકે ? વહુને ગાળો ભંડાય નહિ ત્યારે ઘણી સાસુઓ શ્રાપ દે છે કે—"ઠાર્યા તેવાં ઠરજો." એટલે જેવાં અમને દુઃખ દો છો તેવાં દુઃખ તમારી વહુ તમોને આપો. સાસુઓનો પણ વાંક છે એ હું પહેલેથીજ જણાવી ગઇ છું. જમાનો બદલાયો છે. કેળવણીના પ્રતાપે હવે સ્વતંત્રતા દરેકને જોઇએ છીએ. મરદો રાજદ્વારી બાબતમાં સરકાર પાસે સ્વતંત્રતા માગે છે તેમ ગૃહરાજ્યમાં સ્ત્રીઓ સાસુ પાસે સ્વતંત્રતા માગે છે. નામદાર બ્રિટીશ સરકાર જેવી ન્યાયી, ઉદાર અને સુધરેલી સરકાર, કેળવાયલા હિંદીવાનોને સ્વતંત્રતા આપતાં અચકાય છે અને સરકાર અને પ્રજા વચ્ચે વાક્‌યુદ્ધ શરૂ થાય છે તો આ દેશની અજ્ઞાન સાસુઓ પોતાની વહુઓને સ્વતંત્રતા આપતાં અચકાય અને સાસુ વહુ વચ્ચે વાક્‌યુદ્ધ શરૂ થાય તેમાં નવાઇ શી ? તારાગવરી તારો વાંક નથી. સત્તાનું ઝનુન એવુંજ છે. સત્તા અને સ્વતંત્રતા વચ્ચે જગતમાં સદાની મારામારી ચાલતી આવી છે. તારી સાસુને પોતાની સત્તા મૂકવી નથી અને બીજાનું જોઇ તારે સ્વતંત્રતા જોઇએ છીએ એટલે તકરાર થાય એમાં નવાઈ નહિ. પણ એમાં આપણા ઘરની શોભા નહિ. ધણીને દુઃખ થાય. સાસુ કાંઇ લાંબી જીંદગી બેસી રહેવાની નથી."

સરસ્વતીનું આ ભાષણ સાંભળી તારાગવરી ચૂપજ થઇ ગઇ. બુઢ્ઢી સાસુને એક સવાલના સો જવાબ આપનારી વહુ સરસ્વતી સામે એક શબ્દ બોલી શકી નહિ. ઉલટી કહેવા લાગી—"તમારૂં બોલવું બરાબર બધું હું સમજી શકી નહિ પણ તમારૂં કહેવું સાચું

છે એ કજીઆ વગર તો ચાલતું નથી. કુટુંબની આબરૂ જાય છે અને આડોશી પાડોશીને ફારસ જેવાનો મળે છે. તે હું બધું સમજુ છું પણ મારી સાસુ ન સમજે ત્યાં હું શું કરૂં ? ઘરડે ઘડપણ એમણે કાંઈ સમજવું જોઇએ કે નહિ ? ”

મગનશેઠાણી અત્યારસુધી ગુપચુપ સાંભળ્યા કરતી હતી. સરસ્વતી તારાને કેવી રીતે વાળે છે તે જોઇ દીગ થઈ ગયાં હતાં તે બોલ્યાં–“ બહેન ઘરડા માણસને ટકટક કરવાની ટેવજ હોય છે. આપણે બોલવાથી હલકાં પડીએ છીએ. લોકો સાસુને બદલે વહુનોજ વાંક કાઢે છે. સાસુને કાંઈ ઝાઝાં વરસ કાઢવાં નથી પણ આ ટેવ ભવિષ્યમાં આપણનેજ ભારે પડે. ”

સરસ્વતી–તારા, એમ ન ધારતી કે હું તારોજ વાંક કાઢું છું. તારી સાસુને પણ અવારનવાર હું કજીઆ કરૂં છું.

તારાગવરી–મારાં સાસુ કાંઈ સમજે એવાં નથી. તમારા જેવાંના બે બોલ હું સાંભળીશ પણ મારાં સાસુ કદિ પણ સમજે તેવાં નથી. મારી સાસુ મારાં પિયેરીઆંને ગાળો ન ભાંડે અને રોજ એમના કાન ભંભેરે નહિ અને દીકરીને બધી દોલત આપી દે નહિ તો તમે કહો તે પ્રમાણે કરવા હું તૈયાર છું.

મગનશેઠાણી બોલ્યાં–ડોસીની દોલતની તારે શું કરવા દરકાર રાખવી જોઇએ. તારા ધણીમાં કયાં કમાવાની શકતી નથી. હવે તો અમારી ઑફીસમાં તે ભાગીયા થયા છે તેથી સારી રકમ પેદા કરશે. જોઇએ તો ભલે ડોસી દીકરીને આપે કે ભલે સઘળી મિલકત ધર્માદા કરે. વળી ડોસી પાસે એટલું હશે પણ શું ? પોતાની મિલકતનો મોટો ભાગ તો તમને આપી બેઠી છે.

સરસ્વતી જાણતી હતી કે ડોસી પાસે ઝાઝો જીવ નથી પણ જે છે તે છોકરીને આપે છે તેથી વહુ બળે છે; પણ જો ડોસી પાસે

સારી પુંજી છે એવો વહેમ ઉત્પન્ન કર્યો તો વહુ ડોસીને વશ થતાં વાર લાગશે નહિ. સરસ્વતી બોલી–" મગનશેઠાણી, ડોસી પાસે નહિ હોય એમ તો ધારતાંજ નહિ. આપણા જેવાં પાસે નહિ હોય પણ એવી ઘરડી ડોસીઓ તો સારી માયા પુંજી રાખ્યા વગર રહે નહિ. લાલદાસને સઘળું આપ્યું છે તે છતાં પણ ડોસી પાસે સારો જીવ છે. ડોસી મને કહેતાં હતાં કે વહુ જો સારી રીતે ચાલે તો પછી મારે દીકરીને શું કામ આપવું જોઇએ ? તારા વરના કાન ન ભંભેરે તે માટે હું ડોસીને સમજાવીશ, અને તારાં પિયેરીઆંને આજ પછી એક દિવસ પણ ગાળ ન દે તેનું હું વચન આપું છું."

સરસ્વતીના આ પ્રમાણે બોલવાથી તારા ખુશાલીમાં આવી ગઈ અને બોલી–" જો આ પ્રમાણે હોય તો પછી મારે શું કરવા સાસુને કાંઇ કહેવું જોઇએ ?"

સરસ્વતી–તારાગવરી, તું સમજુ અને ડાહી છે. હંમેશાં એક માણસ ગુસ્સે થયું હોય તો સામો માણસ ગુસ્સે ન થાય ત્યાં લગણ તકરાર આગળ વધી ન શકે. મને એક વાત યાદ છે. એક ઘરમાં સાસુ વહુને રોજ લડાઇ થતી હતી. વહુ બિચારી કંટાળી એક ગોરજી પાસે ગઇ, અને સાસુને વશ કરવાનો મંત્ર માગ્યો. ગોરજી મહા ઉસ્તાદ હતો. વહુ તથા સાસુ વચ્ચે કેવી રીતે ટંટો થાય છે તે સઘળું સાંભળી લઇ તેણે વહુને એક સોપારી આપી અને કહ્યું કે આ સોપારીને મેં મંતર મારેલો છે. જ્યારે જ્યારે તમારી સાસુ સાથે લડાઇ થાય ત્યારે ચોળીમાંથી આ સોપારી કાઢી મોંમાં ઘાલવી અને મોંઢું બંધ કરી ખૂબ દબાવવી. જેમ જેમ સોપારી દબાવતાં જશો તેમ તેમ તમારી સાસુનું મોંઢું દબાશે. વહુ હરખાતી હરખાતી સોપારી લઇ ઘેર ગઇ. થોડા વખતમાં સાસુ જોડે તકરાર થઈ. તરતજ તેણે પેલી સોપારી મોંમાં ઘાલી ખૂબ દબાવી. જેમ સોપારી દબાવતી ગઇ

તેમ સાસુ નરમ પડતી ગઇ. રોજ સાસુની જોડે તકરાર એક કલાક ચાલતી તે તે દિવસે પાંચ મિનીટમાં બંધ થઈ ગઇ. વહુ ખુશી થઈ અને ગોરજી મહારાજના મંત્રનાં વખાણ કરવા લાગી. બીજે દિવસે તકરાર શરૂ થતાં પાછી વહુએ તો સોપારી દબાવવા માંડી અને તકરાર તરતજ બંધ પડી ગઈ. ગોરજી મહારાજની જાદુથી મંત્રેલી સોપારીથી સાસુ વહુ લડતાં બંધ પડી ગયાં. તારા, તું તો હોંશીયાર છે. પેલી બિચારી વહુ તો એમજ સમજતી હતી કે મંત્રેલી સોપારીનો ચમત્કાર છે, પણ તું જોઈ શકીશ કે સોપારીમાં કોઇ ચમત્કાર નહોતો. સોપારી દબાવવાની સાથે વહુનું મોંહું દબાતું હતું અને સાસુને સામો જવાબ નહિ મળતો હોવાથી સાસુનું મોંહું બંધ થઇ જતું હતું. તેમ તારી સાસુ વૃદ્ધ છે અને કાંઈ બોલે અને સામો તારા તરફથી જવાબ નહિ મળે તો જરૂર તકરાર બંધ પડી જશે. આપણા શાસ્ત્રમાં સાસુને માતાની બરાબર ગણ્યાં છે. જ્યાં સુધી તે આપણે માથે બેઠાં છે ત્યાં સુધી આપણે કાંઈ ફીકર રહેતી નથી. આજે મારી સાસુ નહિ હોવાથી મને જે મુસ્કેલી નડે છે તેનો ખ્યાલ તને. આવી શકશે નહિ. સાસુ હોય ત્યારે તો મરે તો સારૂં પણ જાય ત્યારેજ સાસુ વગર કેવી અડચણ પડે છે તેની ખબર પડે છે.

તારાગવરી—બ્હેન, તારા શબ્દો ઘણા કિંમતી છે. મારી સાસુ જો હળીમળીને ચાલે તો મારે કાંઇ વાંધોજ નથી.

સરસ્વતી—બ્હેન, તારી સાસુ વૃદ્ધ છે. હાલમાં તારા ઉપર ગુસ્સે છે, તારે આવી મનાવવાં જોઇએ. તું મારી સાથે ચાલ. હું શિખવું તેટલા શબ્દો બોલજે અને પછી સઘળું કરી આપીશ. તારે ઘેર તારી સાસુ આવ્યા પછી પણ હું અવારનવાર આવી તમારા વાંધા પતાવી આપીશ.

તારાગવરીએ સઘળું કબુલ કર્યું. મગનશેઠાણીએ ઠરાવ્યું કે આજે સાંજના લાલદાસ આવે એટલે માને સમજાવવા લાલદાસ

અને તારાગવરી આવશે અને સરસ્વતીએ બન્નેને સમજાવી ડોસીને વિદાય કરી આપવાં. તરતજ સરસ્વતી પોતાને ઘેર ગઈ. ડોસીને ખુશ વધાઈ આપી કે આજ તમારાં વહુ દીકરો તમને સમજાવવા આવનાર છે. ડોસી ધારતી હતી કે દીકરો એકલો આવશે પણ વહુનું સાથે નામ સાંભળી ડોસી અજાયબ થઇ ગઇ. સરસ્વતીએ તે પછી વહુ સાથે કેવી વાત થઈ હતી તે કહી સંભળાવી; અને છેવટે ડોસીને સમજાવ્યાં કે તમારે હવેથી તેનાં પિયેરીઆંને ગાળો ભાંડવી નહિ. ડોસી તરતજ કબુલ થઇ ગઈ. સાંજના લાલદાસ અને તારાગવરી આવ્યાં. સરસ્વતીએ ગુલાબદાસને પણ સઘળી વાત કહી મૂકી હતી. લાલદાસ આવતાંજ ગુલાબદાસ અને સરસ્વતી તેઓને લઈ ડોસી જે દિવાનખાનામાં બેઠી હતી ત્યાં ગયાં.

ગુલાબદાસ બોલ્યો—કાકી, તમારાં દીકરો વહુ આવ્યાં.

ડોસી ફક્ત આવો એટલું કહી અટકી ગઈ. ડોસીની આસપાસ સઘળાં કુંડાળું વાળી બેઠાં. એક રાજાની આસપાસ જેમ પ્રધાનમંડળ વીંટળાઈ વળે છે તે પ્રમાણે આ ચારે જણાં બેઠાં. ડોસી પાકી જમાનાની ખાધેલી હતી તેથી એક શબ્દ પણ બોલી નહિ. છેવટે ગુલાબદાસ બોલ્યોઃ—" કેમ લાલદાસ અત્યારે કાંઈ સન્ડે તમારી સ્વારી."

લાલદાસ કાંઇ પણ જવાબ આપે તે પહેલાં સરસ્વતી બોલી—" કાકીજીને તેડવા આવ્યા હશો પણ હાલ કાંઈ અમે આવવા દઇએ તેમ નથી."

તારાગવરી બોલી—" તમે આવવા નહિ દો પણ અમે તેડવા આવ્યાં છીએ તે કાંઇ મૂકીને જઈશું નહિ. છોરૂ કછોરૂ થાય પણ માબાપથી કાંઈ આડાં થવાય છે ? સાસુજી વગર મને ઘરમાં સુનું સુનું લાગે છે. મારી ભૂલ હોય તો માફ કરો; જોઇએ તો અમે પગે

લાગીએ પણ આજે હવે સાસુજીને તેડી ગયા વગર રહેવાનાં નથી."

તારાગવરીએ બરાબર પોતાનો ભાગ ભજવ્યો, તે જોઈ સરસ્વતી ખુશ થઇ. ગુલાબદાસ બોલી ઉઠયો—"માબાપને પગે લાગવું એ તો વહુ દીકરાનો ધર્મ છે. લાલદાસ, ચાલ માજીને પગે લાગ."

લાલદાસ અત્યાર સુધી જે ચૂપ હતો તેણે એકદમ ડોસીના ખોળામાં માથું મૂકી દીધું. ડોસીએ તરતજ હાથ વતી માથું ઉંચું કરી માથા ઉપરથી ઓવારણાં લઈ ટાચકા ફોડતાં આશિર્વાદ આપ્યા. "દીકરા જીવતો રહે અને સુખી થા."

સરસ્વતી—માજી, આ વહુ દીકરો પગે લાગ્યાં કે છેતરાઈ ગયાં કે? એમ અમે તમને જવા દેવાનાં નથી.

ડોસી હવે બોલ્યાં—"બહેન મારે કયાં સાત પાંચ છે? આ છોકરાંની ખાંધે ચઢી જાઉં એટલે બસ."

એ પછી સઘળાંઓએ કેટલાંક આડાંઅવળાં ગપ્પાં માર્યાં પછી ગુલાબદાસે ગાડી જોડાવી આપી અને ડોસી, લાલદાસ અને તારાગવરી ખુશી થતાં ઘેર ગયાં. સરસ્વતીની શિખામણ ડોસીએ બરાબર ગોખી રાખી. વહુએ પણ ગોરજીની સોપારીની વાત યાદ કરી સાસુની સામે બોલવાનું છોડી દીધું. લાલદાસના ઘરમાં હંમેશ ટંટો થતો હતો તે હવે સરસ્વતીની મહેરબાનીથી સદાનો દૂર થયો. એક દિવસ ડોસી સરસ્વતી પાસે આવી બોલી—"બહેન, તારી યુક્તિથી વા જોડે લડતી વહુ એવી ગરીબ થઇ ગઈ છે કે ન પૂછો વાત. હું તારો ઉપકાર જેટલો માનું તેટલો ઓછો."

સરસ્વતી—તેમાં મારો ઉપકાર શું? તમે તમારો સ્વભાવ પાડયો તેથી વહુ તાબે થઈ. જે સાસુઓ જમાનો ઓળખી પોતાનો સ્વભાવ પાડતી નથી તેજ ઘરમાં સદાનો ટંટો રહે છે.

બે ચાર દિવસ પછી તારાગવરી આવી સરસ્વતીને કહી ગઇ,

"બહેન, મારી સાસુ એવાં મીણ જેવાં થઈ ગયાં છે કે અમારે કદી તકરાર થતી નથી. તારો ઉપકાર હું જીંદગી સુધી ભૂલીશ નહિ."

સરસ્વતી—એમાં મારો ઉપકાર શું ? વડીલ ગુસ્સે થાય તો આપણે સામાં ન થવું અને વડીલને માન આપવું એ મારી શિખામણ માનીશ તો તું સુખી થઈશ.

એક બે દિવસ રહી લાલદાસે આવી સરસ્વતીને કહ્યું–"બહેન, મારા ઘરમાં તો જાણે સઘળું શાંત. જે ઘર અગાઉ ગાજી રહેતું તે તો આજે જણાતું નથી. આ બેને તેં કેમ સમજાવ્યાં તે હું સમજી શકતો નથી."

સરસ્વતી—એમાં હતું શું ? તમે રોજ કહેતા હતા તેથી સુધારી આપ્યાં. બન્નેના કાનમાં જુદા જુદા મંત્ર મૂકી દીધા કે બન્ને સમજી ગયાં.

લાલદાસઃ—તારા જેવી બહેન હોય તો ભાઈઓના ઘરોમાં સદા સંપ રહે એમાં કાંઇ ખોટું નથી. આજે હિંદુ કુટુંબમાં તારા જેવી બહેનોની જરૂર છે.

વાંચનાર તારા ઘરમાં પણ ટંટો હોય તો આ બન્ને મંત્રો અજમાવી જો અને શું અસર થાય છે તે જણાવ.



## પ્રકરણ ૨૯ મું.



## પૂર્ણાહુતી.

વાંચનાર, હવે આપણે આપણી વાર્તાના છેવટ ઉપર આવીશું. આ એક નાટક નથી કે જેના છેલ્લે લગ્ન થયાં કે વાર્તા ખલાસ; પણ આ તો મારૂં સારૂં સંસારી ચિત્ર છે. આ ચિત્ર જેટલું ચીત-

રવા ધારે તેટલું એક કુશળ કારીગર ચીત્રી શકે, પરંતુ આ કલમમાં કાંઈ તેવું જોર નથી તેમજ આવાં સંસારી ચિત્રો લાંબાં ચીતરવાથી વાંચનારને કંટાળો ઉપજે છે એવી ગુર્જર વાંચનારની અભિરૂચી જણાયાથી ટુંકુ એટલું સારૂં એમ માની ખતમ કરીશું.

સરસ્વતીના મહામંત્રોથી લાલદાસનો સંસાર સુખી થયો અને આજે લાલદાસને ઘેર જઇ જોઇએ છીએ તો જે ડોસી તારાગવરી ઉપર હુકમ બજાવવા માગતી હતી તેજ ડોસી હવે વહુને પૂછ્યા વગર પાણી પણ પીતી નથી. લાલદાસને ઘર ટંટાની ફીકર મટી જવાથી વેપાર ધંધામાં તે વધુ ધ્યાન રોકી શકે છે અને શેઠ સારાભાઇની તથા મગનશેઠાણીની મહેરબાનીથી પાંચ પૈસાનો જીવ પણ તેણે પેદા કર્યો છે. લીલાવતીને મોતીની બંગડી ને સાથે તારાગવરીને ઠગવા માટે ખોટા દાગીના લાવી ડોસીને આપવાની જરૂર રહી નહિ. હજુ પણ કોઈ દિવસ બધાં ભેગાં થાય છે ત્યારે અખંડાનંદ મહારાજવાળા ખોટા દાગીના યાદ આવ્યા વગર રહેતા નથી.

અખંડાનંદ મહારાજ અને પ્રેમાનંદ મહારાજે કેદમાંથી છુટયા પછી મુંબઇ આવવાનો વિચાર છોડી દીધો છે. તેઓએ પોતાનો સાધુનો વેશ છોડયો અને કાશી તરફ ઉપડી જઇ ખરા સાધુ તરીકે રહેવા લાગ્યા. હિંદુઓમાં આજે કેવા પ્રકારના સાધુને ઉત્તેજન આપવું તેનો કાંઇપણ નિયમ નહિ હોવાથી દરેક જાતના ભગવાં વસ્ત્રો પહેરનાર આજે હરામનો ખીચડો ખાઈ શકે છે. સાધુ અખંડાનંદને કાશી જેવા ક્ષેત્રમાં કે જ્યાં હજારો અન્નક્ષેત્રો રાત ને દિવસ સાધુઓ માટે ખુલ્લાં છે ત્યાં પોતાના પેટનું પુરૂ કરવાની કાંઇ મહેનત પડી નહિ. બે વખત મજેથી ખાવાનું મળે છે અને મહાન્ પવિત્ર ગંગા નદીના તટ ઉપર ફરવાનું મળે છે એટલે તેઓને બીજી કાંઇ ચિંતા નથી. કાશી ક્ષેત્રમાં ગયા પછી તેઓની બુદ્ધિમાં ફેરફાર થયો છે પણ

એક સંન્યાસી તરીકે જે જ્ઞાન મેળવવું જોઇએ તેમાંનું એક બ્રહ્મ અક્ષર પણ તેઓને આવડતું નથી. હિંદુસ્તાનમાં આજે ચોતરફ અંધકાર ફેલાઇ રહ્યો છે. કોઇ જ્ઞાન માટે, કોઇ ધર્મ સુધારણા માટે, કોઇ રાજદ્વારી હકો માટે, કોઇ ધર્મ સુધારા માટે બૂમો મારે છે, પણ દેશમાં જે ઉપદેશ વર્ગ ગણાય છે તેજ નકામો છે. પ્રાચીન ભારત વર્ષમાં ચાર આશ્રમમાં સંન્યાસી આશ્રમ સૌથી મોટો ગણાતો હતો તેજ આશ્રમ અને સૌથી પહેલો આશ્રમ બ્રહ્મચર્ય એ બે સૌથી વધારે બગડયા છે. જો સંન્યાસીના વર્ગને સુધારવાને કોશીષ થાય તો દેશમાં લાખો ઉપદેશકો ઘેર ઘેર ફરતા થઇ જાય અને સાંસારિક, ધાર્મીક અને રાજદ્વારી ઉપદેશ ઝપાટાબંધ આગળ વધે. આજે હિંદુસ્તાનમાં થોડાક સંન્યાસી ધર્મ સમજનારા સાધુઓ છે પણ તેઓની સંખ્યા એટલી થોડી છે કે તેઓ ઘઉંમાં કાંકરા બરોબર થઇ ગયા છે. આ ખરા સંન્યાસીઓ નિવૃત્તીપરાયણ હોવાથી પોતાની કાયાના કલ્યાણમાંજ અને પોતાના આત્માના મોક્ષ માટે પ્રયત્ન કરે છે. તેઓ જનસમૂહના કલ્યાણ માટેની પોતાની ફરજ વિસરી જાય છે. જ્યારે સાધુઓનો વર્ગ સુધરશે ત્યારેજ દેશનું એક મહાન્ બળવાન અંગ સુધર્યું એમ હું માનનારો હોવાથી આ નવલકથામાં મેં હાલના સાધુ વર્ગને ચીતરવા કોશીષ કરી છે. જનસમૂહની ફરજ છે કે ભામટા સંન્યાસીઓને ખુલ્લા પાડી ખરા સંન્યાસીની સેવા કરવી. જ્યાં સુધી એકજ લાકડીએ સઘળા ભગવાં વસ્ત્ર પહેરનારને હાંકવામાં આવે છે ત્યાં સુધી કદી પણ સાધુઓનો વર્ગ સુધરી શકે તેમ નથી.

અખંડાનંદ મહારાજ જેવા ઘણા ઠગો મુંબઇમાં ઉતરી આવે છે; તેઓની પરીક્ષા થતી નથી એજ દલગીરી છે. આજે તો સાધુ સંન્યાસી કે ધર્મગુરૂની વિરૂદ્ધ જરા કોઇ બોલવા જાય કે ધાર્મીક હિંદુઓ તેઓને નાસ્તિક કહી વગોવે છે. જ્યારે ખરૂં પૂછો તો જે વર્ગને સુધારવાની જરૂર છે તે આજ વર્ગ છે.

શેઠ સારાભાઇ હવે બિલાડીરક્ષક મંડળીના સુવાડી બેઠા છે. મુંબઇના મધ્યમ વર્ગના લોકો માટે સસ્તાં મકાનો બાંધવાની પેલી યોજના તરફ તેઓની દિલસોજી છે. હિંદુ શેઠીયાઓની દિલસોજી મોટે ભાગે મોંઢાની રહે છે. અખંડાનંદ મહારાજ લાખ દોઢ લાખ રૂપીયા ચોરી ગયા હોત તો એજ મુંબઇનો શેઠીયો ગુપચુપ મુંગો બેશી રહેતે પણ આ દોઢ લાખ કાઢતાં હજુ તેનો જીવ ચાલતો નથી. યોજના ફતેહમંદ થશે કે ? ભાડુ તો મળશે કે ? ખર્ચ કેટલો થશે તે વિગેરે બાબતોના આંકડાઓજ હજુ તૈયાર કરે છે. જો સરકાર તરફથી રાવબહાદુર કે સર નાઇટ થવાની આશા હોય તો દોઢ લાખને બદલે ત્રણ લાખ કાઢી આપવાને આ હિંદુ શેઠીયો પાછીપાની કરતે નહિ, પણ અફસોસ ! નિષ્કામ બુદ્ધિથી જે પરમાર્થ કરવો એ બુદ્ધિ દિન પ્રતિદિન હિંદુઓમાંથી ઘટતી જાય છે. સ્વર્ગવાસી શેઠ ગોકળદાસ તેજપાળને સરકારે સર બનાવ્યા નહોતા પણ તેનું નામ જીવતું જાગતું ઉભેલું છે. ખરી સખાવતથી તમારૂં નામ અમર રહેશે પણ સર અને રાવબહાદુર તમારી હયાતી સાથે ખતમ થશે એ હિંદુ શેઠીયાઓ ભૂલી જાય છે. અરે હિંદુ શેઠીયાઓ જે. પી. ( સુલેહના અમલદાર ) થવા માટે પોલિસ અમલદાર અને સરકારી અમલદારોના બુટ પાલીસ કરવા છોડી દો પણ ગુલાબદાસ અને સરસ્વતીની જેમ જ્યાં જ્યાં કલહ છે ત્યાં ત્યાં સુલેહ કરાવો તો તમે જે. પી. થયા વગર સુલેહના અમલદાર છો. જો નામદાર સરકાર આ સુલેહના અમલદારોની ટીપ હાથમાં લઇ એક એક ગ્રહસ્થની બારીક તપાસ ચલાવશે તો તેમાંના ઘણાઓ એવા મળી-આવશે કે જેઓએ પોતાની જ્ઞાતિમાં, પોતાના કુટુંબમાં, અને પોતાની કોમમાં કલહ રોપી પોતાને સુલેહને બદલે કલહના અમલદાર તરીકે સિદ્ધ કરી આપ્યા છે. શેઠ સારાભાઇ પણ મનમાં સરકારી માન ચાંદ મેળવવાની આશા રાખતા હોવાથી પેલી યોજના માટે દોઢ લાખ કાઢી આપતાં ઢચુપચુ રહ્યા કરે છે.

દરરોજ ગુલાબદાસ અને લાલદાસ તેમનો જીવ ખાયા કરે છે પણ હાલ વેપારી બજાર મંદ હોવાથી તેઓ જણાવે છે કે આગળ જોઇ લઇશું. જોઇએ છીએ આગળ કયારે એ યોજના અમલમાં આવે છે.

મગનશેઠાણી તો બિચારી ખેતરપાળ સાથે લગ્ન થયા પછી એવી તો સુધરી ગઇ છે કે સઘળી બાધા, આખડી અને માનતા ભૂલી ગઇ છે. સંતતિ થવી એ ઇશ્વરનો ખેલ છે, અને સાધુ કે જોગી બચ્ચાં આપતા નથી પણ પરમાત્માની કૃપાથી બચ્ચાં આવે છે એમ તે માને છે. પરમાત્મા પણ મગનશેઠાણી ઉપર ખુશ થયો છે. તે ભોળી શેઠાણી આજે બે વરસના બાળકને રમાડે છે. તેના શરીરમાં કાંઇક દોષ હતો તે વિદ્વાન સ્ત્રી દાક્તરો મારફત દૂર થવાથી તે આગળ જે ગર્ભધારણ નહોતી કરી શકતી તે દોષ દૂર થયો. અખંડાનંદ મહારાજ કરતાં પણ વધુ માનથી આજે તે સરસ્વતીને પૂજે છે. સરસ્વતી ઉમ્મરે નાની છે, પણ તેના એકે એક બોલને માન આપે છે.

સરસ્વતી અને મગનશેઠાણીએ કાઢેલી સ્ત્રી સમાજ સારા પાયા ઉપર ચાલે છે. બૈરાંઓની સમાજ પુરૂષોની સમાજ કરતાં સારા પાયા ઉપર ચાલવાથી કેટલાક અદેખા મરદોએ તેની વિરૂદ્ધ વર્ત્તમાનપત્રોમાં ઉભરા કાઢયા છે. તેઓએ ટકોર કરી છે કે હિંદુ સ્ત્રીઓએ હવે મરદની જગ્યા લેવી. મરદો ઘરમાં રાંધવા બેસશે અને બૈરાંઓ ક્લબમાં જઈ ભાષણ કરશે. તેઓની આ ટીકાની કાંઈ અસર થઇ નથી. આ ક્લબમાં લાલદાસની માતા ધર્મલક્ષ્મી જેવાં દાખલ થયાં છે એટલે ફકત જુવાન સ્ત્રીઓની ક્લબ તે ગણાતી નથી.

કાળીદાસ કેદમાં મરી જવાથી શ્યામળીની સ્થિતી દયાજનક થઇ પડી હતી, પણ લાલદાસને ખબર પડવાથી તેને વડોદરે મોકલી આપવામાં આવી હતી. જીંદગીમાં એક વખત ઠોકર ખાવાથી તે હવે સુધરી છે. દર મહિને દશ રૂપીયા શ્યામળીને ગરીબ વિધવાઓના

આશ્રય ફંડમાંથી આપવામાં આવે છે. માતાના મરણ પછી તે કાશી જઇ રહી છે. કાળીદાસ જેવા થોડાક ઠગોને લીધે આજે હિંદુ પુનર્લગ્નનો સવાલ વગોવાઈ ગયો છે. કાળીદાસ જેવા કાળા સર્પો ઘણી ગરીબ વિધવાઓને ફસાવે છે.

પ્રેમકાર શેઠાણી હજુ જાત્રાએ ગઈ નથી. એક વખત દાગીના ગયા અને જાત્રાએ બિચારીની પૂરી થઇ ગઇ.

શેઠ છોટાલાલની વિધવા પુત્રીએ નાશિકમાં જઇ એક બાળકને જન્મ આપ્યો હતો માટે તે બાળક આજે નાશિકના અનાથ બાળાશ્રમમાં મોટું થાય છે. આ બાળકને જન્મ આપ્યા પછી તે બાઇ થોડાજ વખતમાં નામોશીને લીધે મરણ પામી. છોટાલાલ શેઠને પણ ત્યારથી કારી ઘા લાગ્યો અને ઘરની બહાર પગ પણ મૂકતા નહોતા. તેઓ પણ ત્યાર પછી છ મહિનાની અંદર મરણ પામ્યા. લક્ષ્મીદાસ શેઠના લગ્ન માટે વિચાર ચલાવવા ફરી ન્યાતની સભા મળી નથી. ગડબડની ગડબડનો અંત આવી ગયો છે. તેનો છોકરો જે ઇરાનીને ત્યાં ખાતો હતો ત્યાંથી આગળ વધી હવે મુંબઇનાં દેશી પીઠાંઓમાં જઇ બેવડો અને વરીયાળી ઉડાવે છે. એક દિવસ રાતના ખૂબ ચીકાર થઇ વિકટોરીઆ વાળાની સાથે તકરાર કરવાથી રાતના પોલિસ ચોકીમાં લઈ ગઈ અને સવારમાં ગીરગામના ઓનરેરી મેજીસ્ટ્રેટે તેને બે રૂપીઆ દંડી નાંખ્યો. આ ખબર ગડબડદાસ શેઠને મળી કે તેના તો હાંજાજ ગગડી ગયા. તેણે તો હવે ખાત્રીથી માન્યું કે લાલદાસ આ કેસ ન્યાત આગળ મૂકી જરૂર મને મારા કુટુંબ સાથે ન્યાત બહાર મૂકાવશે. ગડબડનો પ્રપંચ હજી ખલ્લાસ થયો ન હતો. જો ન્યાત સન્મુખ આ કેસ રજુ થાય તો છોકરાએ દારૂને બદલે ભાંગ પીધી હતી તેવો પૂરાવો તેણે એકઠો કરવા માંડયો હતો પણ લાલદાસ તથા બીજાઓએ કંઈ પણ દરકાર નહિ કરવાથી ન્યાત સન્મુખ

વાત કોઈ લાવ્યું નહિ. ગડબડ પોતાના છોકરા માટે હજી બળાપો કર્યા કરે છે. તે છચોક હિંદુઓનું ન ખાવાનું ખાય છે, દારૂ પીએ છે અને મુસલમાન વેશ્યાઓને ત્યાં ફરે છે. ડોસો કોઇ વાર ધમકાવે છે તો ખુલ્લું કહે છે કે "તમે બુઢ્ઢાઓ શું સમજો ? જેઓ દારૂ પીએ છે તેનેજ ઇંગ્રેજ માન આપે છે. જાતિભેદ રાખવો એ મૂર્ખાઓનું કામ છે. ઇશ્વરે દરેક માણસ સરખા ઉત્પન્ન કર્યા છે, તેમાં હિંદુ, મુસલમાન તેવો ફરક શા માટે જોઇએ ? શું હિંદુને નાક છે અને મુસલમાનને નથી ? ઇશ્વરે દરેક ચીજ ખાવાને માટે ઉત્પન્ન કરી છે. એ તો આપણા બાપદાદા મૂર્ખ હતા, તે ભાજીપાલો ખાયા કરતા હતા. તમારા જેવા બુઢ્ઢાઓ જ્યારે મરી જશે ત્યારેજ દેશ આગળ વધશે. બાકી હાલ તો વહેમમાં દેશનું સત્યાનાશ વળી ગયું."

ગડબડ ડોસો લાંબુ ભણેલો નહિ તેથી ચાર ચોપડી છોકરાને ઇંગ્રેજી ભણાવી તેનુંજ આ પરીણામ છે એમ તે માનતો હતો. દીકરાને શું જવાબ આપવો તેજ તેને સુજ પડતી નહોતી. જ્યારે ખૂબ ખીજવાતો ત્યારે લાકડી લઇ છોકરાને ટીપવા નિકળતો અને બોલતો—

"તારા જેવો દીકરો જન્મ્યાથી આજે મારો દી ફર્યો છે. તારા જેવા કપૂતોથીજ આજે મારૂં નામ ડુબ્યું છે. દારૂ પીવાથી તારી કાયાના કેવા હાલ થયા છે તેનો તુંજ વિચાર કર. હિંદુઓમાં જાતિભેદ છે અને ઇંગ્રેજોમાં નથી એમ છેતરાતો નહિ. જા ખ્રીસ્તી થા અને જો કે કોઈ ઇંગ્રેજ તારા કપાળમાં છોકરી આપે છે કે ? ઘણા હિંદુઓ તારા જેવા વિચારથી ખ્રીસ્તી થઇ ગયા છે અને સાહેબોએ તેઓને ઢેયડીઓ પરણાવી આપી છે અને આજે તેઓ પસ્તાય છે."

આ પ્રમાણે દરરોજ ગડબડ અને તેના છોકરાને ધમાધમી ચાલે છે. ન્યાતની ખટપટમાંથી ગડબડે હાથ કાઢી લીધો છે કેમકે રખેને

લાલદાસ જેવો તેને ખુલ્લો પાડે.

લક્ષ્મીદાસ શેઠ પોતાનાં લગ્ન એક છોકરીને બદલે છોકરા સાથે થયાં તે જોઈ પસ્તાય છે. અમથાએ કરેલા એકરારથી તેની પાસે મળી આવેલા દાગીના શેઠને મળ્યા છે.

ગુલાબદાસ જો કે સોલીસીટર થયો તો પણ સોલીસીટરના ધંધા ઉપર ઝાઝું ધ્યાન આપતો નથી. તેનું સઘળું ધ્યાન દેશ કલ્યાણ કેવી રીતે થાય તેમાંજ રોકાયલું છે. કોઇને મદદ કરવી હોય તો તે વહેલો આગળ આવે છે. સોલીસીટર તરીકે પણ સાક્ષીઓને લડાવી મારવા કરતાં તેઓ વચ્ચે સમજુત કરાવવા માટે તે બહુ તત્પર રહે છે. સોલીસીટર પોતે હોવા છતાં અને અસીલો ઉપર પોતાનો ગુજારો હોવા છતાં દરરોજ કોરટોમાં લાખો રૂપીયા વેરાય છે તે માટે તે દલગીર થાય છે. હાલની ઇનસાફ આપવાની ખર્ચાળુ રૂઢી ઉપર તે હંમેશ ટીકા કરે છે. ‘જે જાય દરબાર તેનાં જાય ઘરબાર’ એ કહેવત યથાર્થ છે એમ તે જણાવે છે. તેના પરમાર્થના દરેક કામમાં સરસ્વતી મદદ આપે છે; લક્ષ્મીદાસ શેઠની પુંજી તેણે શિવનિર્માલ્ય કરી છે. ડોસાને તેણે હિંદુ જનરલ હોસ્પીટલ કાઢવા સમજાવ્યા છે. ડોસો જવાબ આપે છે કે મારા મુવા પછી બધું કરજે. મારાથી એમ લાખે રૂપીયા નહિ ખરચાય.

સરસ્વતીને લીધે આજે ગુલાબદાસનો ગૃહસંસાર દીપી નિકળ્યો છે. સંસારમાંજ સ્વર્ગ આજે ગુલાબદાસને દેખાય છે. પૂર્વ જન્મના પુન્ય વગર સારી ભાર્યા મળતી નથી એમ ગુલાબદાસ કોઈ વખત કહે છે, ત્યારે સરસ્વતી સામો જવાબ આપે છે કે “પૂર્વ જન્મના પુન્ય વગર સારો પતિ પણ મળતો નથી. પતિ હોંશીયાર હોય તો ગમે તેવી સ્ત્રીને સુધારી શકે છે. માબાપોએ પોતાની છોકરીનું ભલું ચહાવું હોય તો સારો પતિજ શોધી કાઢવો જોઇએ.”

સરસ્વતીને આજે એક વરસનો બાળક છે. લક્ષ્મીદાસ શેઠ તેને રમાડતાં ગાંડા ઘેલા થઈ જાય છે. પોતે લગન કર્યાં અને તે આવાં ઠગાઈ ભરેલાં નિવડયાં તેને માટે જે મનમાં પશ્ચાતાપ થતો હતો તે હવે દૂર થયો છે. આ નિર્દોષ બાળક કાકાની મુછ તાણી લાતો મારે છે, ત્યારે ડોસા ખૂબ ખુશાલીમાં આવે છે.

સરસ્વતી અને ગુલાબદાસ ડોસાની પુંજીમાંથી એક પાઈ લેતાં નથી એટલે ડોસાએ તો અત્યારથી આ બાળકને દાગીના વિગેરે કરાવવા પાછળ હજારો ખર્ચવા માંડયા છે. સરસ્વતી બાળકોને દાગીના પહેરાવવાની વિરૂદ્ધ હોવાથી રોજ ડોસાને વઢે છે. ડોસા તેની કાંઇ પણ પરવા કર્યા વગર હસી કાઢે છે અને કહે છે કે "તમો ધણી ધણીયાણી જેવી દુનિયા હોત તો શ્રીમંતની શ્રીમંતાઇ ન જણાત. તમોને નથી જોઇતું તો ભલે પણ આ બચ્ચાને આપું છું તેમાં તમારૂં શું જાય છે ?"

વાંચનાર, હવે આપણો સંબંધ ખતમ થાય છે. ઘેરઘેર સરસ્વતી જેવી સ્ત્રીઓ હિંદુ કુટુંબોમાં હોય તો આજનો હિંદુ સંસાર ફરી જાય તેમાં નવાઇ નથી. પરમાત્મા હિંદુ સ્ત્રીઓમાં ઘણી સરસ્વતી પેદા કરે અથવા સરસ્વતી દેવી હિંદુ સ્ત્રીઓ ઉપર પ્રસન્ન થાય અને હાલનો હિંદુ સંસાર સુધરે એટલુંજ માગી આ કલમ અત્રે અટકે છે.

